: પ્રકાશક :
જટુભાઈ મહેતા
પ્રગતિ સાહિત્ય મંદિર
રાજકોટ

| | |
|---|---|
| આવૃત્તિ પહેલી | પ્રગતિ ગ્રંથમાળા |
| પ્રત ૧૫૦૦ | વાર્ષિક લવાજમ |
| મૂલ્ય : રૂ. બે | રૂપિયા ચાર |
| જૂન ૧૯૪૧ | પાન ૧૦૦૦ |

: મુદ્રક :
શા. મણિલાલ છગનલાલ
ધી નવપ્રભાત પ્રિ. પ્રેસ
અમદાવાદ



# બે બોલ

આખી વાર્તા લખવા કરતાં તેનું નામ શોધવું મને ઘણીવાર વધારે મુશ્કેલ લાગ્યું છે. પ્રસ્તુત સંગ્રહનું નામ 'અ. સૌ. વિધવા' નક્કી કરતાં પહેલાં ય ઘણાં નામ ઉથલાવી જવાં પડેલ.

લગભગ દરેક વાર્તાનો ઇતિહાસ છે–સર્જનનો તેમ જ પ્રકાશનનો. પરંતુ તે અમુક વર્ગને ઉપયોગી છતાં, સામાન્ય વાચક વર્ગને તેની સાથે નિસ્બત ન હોવાથી અહીં તે આપવાનું અઘટિત માનું છું.

અમે અર્થશાસ્ત્ર ભણતા ત્યારે મૂલ્ય ( value ) અને કિંમત ( price ) વચ્ચેના ભેદ સમજવા પડતા. જીવનમાં પડયા પછી મેં જોયું કે જેની બજારુ કિંમત ઘણી ઉંચી હોય છે, તેનાં મૂલ્ય કેટલીક વખત કોડીનાં ય નથી હોતાં. પરંતુ કિંમતી વસ્તુનું–પાત્રનું સાચું મૂલ્ય શોધવા માટે તેને માનવતાની કસોટીએ ચડાવવાની જરૂર ઊભી થાય છે. આ કસ કાઢવાનું કાર્ય જ ખરૂં મહત્ત્વનું છે. હું તો છું–નવો–સવો પારેખ. મારાં કામમાં હું સફળ થયો છું કે નિષ્ફળ–તે તો વાંચકોએ જ નક્કી કરવું રહ્યું. મારી આસપાસમાંથી મને જે કંઈ જડયું, તે મેં આમાં ઉતાર્યું છે. મારી વાર્તાના ઘડતર સામે કેટલાકનો પ્રેમભર્યો વિરોધ છે, પણ તેમને સંતોષવા પ્રયત્ન કર્યા છતાં ય હું પૂરો સુધરી શકયો નથી, એ વાત મારી જાણ બહાર નથી.

શ્રી. જટુભાઇ અને હું–બન્ને સહેજ જુદી વિચારસરણી ધરાવતા હોવા છતાં–જે પ્રેમપૂર્વક મળી શકયા છીએ, તે મને સૂચક લાગે છે.

વાર્તાઓ સંબંધે કંઇ કહેવાનું નથી એમ લખ્યા છતાં એક વાત તો કહી દઉં. 'અ. સૌ. વિધવા' લખ્યા પછી મને ચેન નહોતું પડતું. તેનો બીજો ભાગ 'અસમાનતા' લખ્યા પછી જ મને નિરાંત થઇ. અહીં તે બન્ને વાર્તા એક જ નામ નીચે મૂકેલ છે.

જેતપુર, તા. ૨૦–૬–૪૧ આણુભાઈ પ્રાણજીવન વૈદ્ય

# અનુક્રમ

# નિવેદન

આ ગ્રંથમાળા પ્રથમ વર્ષ પૂર્ણ કરી, આ પુસ્તકથી દ્વિતીય વર્ષમાં પ્રવેશ કરે છે. એને મળેલ સુંદર સત્કાર બદલ ગુજરાતી સાહિત્યપ્રિય જનતાનો હું ઋણી છું.

આ ગ્રંથમાળા શરૂ કર્યા પછી તરત જ વિશ્વવિગ્રહ ફાટી નીકળતાં કાગળ અને બીજાં સાધનોની સખ્ત મોંઘવારી છતાં સારો માલ વાપરીને પુસ્તકને બને તેટલું સુંદર બનાવવાનો પ્રયાસ કર્યો છે.

કાચાં પૂંઠાનાં પુસ્તકો વિખાઈ–ફાટી જવાની ફરિયાદ આવી છે. અમે અમારા ગ્રાહકવર્ગને પાકું પૂંઠું જ વાપરવા ભલામણ કરીએ છીએ. પાકા પૂંઠાનું પુસ્તક મજબૂત, સુંદર અને ટકાઉ હોય છે. પુસ્તક દીઠ ચાર આના વધુ આપીને વર્ષની વચમાં ગમે ત્યારે પાકાં પૂંઠાના ગ્રાહક થઈ શકાય છે.

આ પુસ્તક–જેની 'પડછંદા' અને 'જીવો ગાડીવાળો' ના નામથી જાહેરાત કરી હતી એનું એ જ પુસ્તક છે. એમાંની નવલિકાઓ શ્રી. બાબુભાઈએ 'ઈ. ન.' ના ઉપનામથી જાણીતાં સામાયિકોમાં પ્રગટ કરી હતી.

આજે તો વર્ષનાં ૧૦૦૦ પાનાં આપવાનો નિર્ણય ચાલુ છે. આથી પણ મોંઘવારી વધશે, તો ૮૦૦ પાનાં કર્યા વિના છૂટકો નથી. આશા છે કે ગ્રાહકવર્ગ એ નિભાવી લેશે.

રાજકોટ　　　　　　　　　　　　　　　　જટાશંકર મહેતા

તા. ૩૦–૬–૪૧　　　　　　　　　　　　　　　સંચાલક

૧

# અ. સૌ. વિધવા

ભયંકર ગુન્હો કરી જેલ જનાર પર પણ એટલી વિટંબનાઓ નથી પડતી, જેટલી અણુખપનાં બાળક પર પડે છે. ગુન્હેગાર-કેદીને સજા કરનારને તો કોઈક પૂછનારૂં ય છે, પણ માતા પિતા પોતાનાં અણખપનાં બાળક પર જુલ્મ ગુજારે-ઘણી વખત શારીરિક જુલ્મ કરતાં માનસિક ત્રાસ વધી જાય છે-તો તેમને પૂછનાર ઈશ્વર સિવાય કોણ? અને ઈશ્વર ખરેખર પૂછતો હશે કે નહીં એ બાબતની દેખીતી ખાત્રી ન હોવાથી, તેમને પૂછનાર કોઈ જ નથી એમ કહીએ તો કંઈ ખોટું છે?

મંછીને ત્રણ ભાઈ અને એક બેન હતી.

મંછીનાં માતાપિતાએ જ્યારે પું નામના નર્કમાંથી તારનાર પુત્રના જન્મની આશા રાખેલ ત્યારે મંછી અવતરી એ તેનો મોટો ગુનો હતો. દરેક પિતૃને નર્કમાં જવું જ જોઈએ એવો નિયમ કેમ હશે? શું એ બધાં જ પાતકી હશે? પું નર્ક કેવું હશે? એના વ્યવસ્થાપકો કેવા હશે? અને ત્યાં પુત્રની લાગવગ કેવી રીતે લાગતી હશે?

કોણ જન્મશે અને કોણ મરશે કે જીવશે તેનો નિર્ણય કરવાનું માનવ સત્તાથી પર છે. કુદરતનાં થોડાંક તત્ત્વો પર

અમુકાંશે સત્તા જમાવીને ફુલાઈ જતા માનવના હાથમાં હજી માનવજીવનનાં પ્રવેશ કે નિર્ગમન પર સંપૂર્ણ સત્તા નથી આવી. આ વાતો ઈશ્વરાધીન છે; તો પછી નિર્દોષ બાળકને, પોતાને નથી જોઈતું એટલા ખાતર, વિના વાંકે ત્રાસ આપનાર જગતના નિયામકની સત્તાની અવગણના કરી રહેલ છે એમ ન કહેવાય?

મંછીનો સૌથી મોટોભાઈ ગડુ, મંછી પછી બે જ વર્ષે જન્મ્યો હતો. તેના જન્મ પહેલાં મંછી ઘોડિયામાં હતી, તે તેના જન્મ પછી ચૂલમાં પડી હતી.

મંછી નાની હતી ત્યારે તેની માતા સાકર મંછીને બોલતાંય ન આવડતું છતાં, તેને ઘણીવાર કહેતી, 'જોગમાયા! તમે અમારે ઘેર શીદ આવ્યાં?'

આઠ–દસ માસનું બચ્ચું માતાને બોલતી સાંભળી ખીલખીલાટ હસી ઊઠતું. તેને મન તો માતાનો પ્રત્યેક શબ્દ લાડનો જ હતો.

હસતી છોકરી માતાને વિશેષ ત્રાસદાયક લાગતી, અને તે બોલી ઊઠતી, 'રાંડ! કેવી હસે છે!' 'રાંડ' સાકરનો પ્રેમસૂચક શબ્દ હતો: 'દીકરી થઈને આવી અને આવી હસમુખી શું કામ થઈ?'

મંછી વિશેષ હસતી. તેની માતા તેને મૂકી જતી રહેતી. મંછી જતી માતા તરફ એકીટસે જોઈ રહેતી. માતા તો જતી જ રહેતી. રંગમાં ભંગ પડવાથી મંછી રડી પડતી. પણ દીકરીને કાંઈ વધારે પડતાં લાડ લડાવાય? મંછી રડી રડીને થાકતી ત્યારે ઊંઘી જતી.

સાજી માંદી રહેતી મંછી બે વર્ષની થઈ અને તેને ભાઈ

આવ્યો. મંછીનાં માતાપિતા ગાંડાં થયાં. સાકર કે જેણે મંછીના ઉછેર તરફ તદ્દન બેદરકારી દાખવી હતી તે ગટુને સાચવવામાં ખૂબ જ ચીવટ રાખતી. પરિણામે ગટુ તંદુરસ્ત છોકરો થયો. ગટુની વધારે પડતી સરભરા કરતાં સાકર એટલી તો થાકી જતી કે તેને મંછી સામે જોવા જેટલો વખત ભાગ્યે જ મળતો. મંછી તો ઈશ્વરને આશરે જ મોટી થતી હતી.

ગટુ મોટો થયો અને તેનાં તોફાન વધ્યાં. જે આવે તેને તે મારી દેતો. મંછી ગટુના મારથી કંટાળી ક્યારેક રડવા બેસતી તો તેને ઠપકો મળતો કે, 'રાંડ! એમાં રડવા શું બેઠી છો? ભાઈના હાથના તો માર પણ ક્યાંથી!'

પછી તો મંછીને જટુ અને મટુ બીજા બે ભાઈ થયા. એ બંનેને સાચવવાનું કામ તો મંછીનું જ! હવે તો તે છ – સાત વર્ષની થઈ હતી. શું નાની હતી? નાના ભાંડુને સાચવવા સિવાય તેનાં જીવનનું બીજુ સાર્થક પણ શું હતું?

મંછી નાદાન છોકરી હતી. તેને નાનાભાઈને કાખમાં બેસાડી રમાડવા કરતાં, એકલાંએકલાં કુદવું બહુ ગમતું. પણ સાકર તેની એવી નાદાની ક્યારેય ન ચલાવી લેતી. મટુને સાથે લીધા વિના જ્યારે જ્યારે મંછી બહાર જતી ત્યારે ત્યારે તેને માર પડતો.

પણ મંછીએ આ મુશ્કેલીનો તોડ પોતાની સહજબુદ્ધિથી શોધી કાઢ્યો હતો. માબાપો નાનાં બાળકોને જેટલાં અણસમજુ માને છે એટલાં અણસમજુ એ બાળકો નથી હોતાં. તેમનાં આંખ અને કાન સદા ખુલ્લા જ હોય છે, તેથી કોઈપણ વાત એકવાર સાંભળ્યા કે જોયા પછી, તેમનાં મન પર તે બરાબર ઠસી જાય છે. માતાના મારમાંથી બચવા મંછી જ્યારે બહાર

રમવા જતી ત્યારે મટુને પોતાની સાથે તેડી જતી; અને પછી તેને કોઈ ઓટલે બેસાડી પોતે રમતે ચડી જતી. સામાન્ય રીતે આ યુક્તિથી કશી મુશ્કેલી ઉભી ન થતી. સાકર એમ માનતી કે તે મટુને રમાડે છે, એટલે મંછીને છૂટાં રમવાની જોઈતી તક મળી જતી.

એક વખત મંછી તેની ટેવ મુજબ મટુને લઇ બહાર રમવા ગયેલ. દરરોજના નિયમ અનુસાર મટુને કોઈ ઓટલે બેસાડી તે રમતે ચડી ગઈ. પાછળથી ગટુ આવ્યો. મટુને સાકરે એક બીસ્કીટ આપેલ. ગટુએ બીસ્કીટ ઝુંટવ્યું. મટુ રડવા લાગ્યો. મંછી તો રમતાં રમતાં દૂર જતી રહેલ. ગટુ બીસ્કીટ લઈ ચાલતો થયો. મટુએ તેની પાછળ જવા શરીર નમાવ્યું; અને તેનું સમતોલપણું ખસતાં, તે ઓટલા પરથી નીચે પડ્યો.

'એ...મંછીનો ભાઈ પડ્યો!' પાસેની એક છોકરીએ ચીસ પાડી, અને તેની સાથે જ મટુના રડવાની ચીસ પણ સંભળાઈ.

મંછી તો શ્વાસભરી દોડી આવી.

'શું થયું?' મંછીએ પૂછ્યું. તેની મુંઝવણનો પાર ન હતો.

'ગટુએ પછાડ્યો.'

મંછીએ મટુને તેડી લીધો, પણ એટલી વારમાં તો એકાદ છોકરી સાકર પાસે પહોંચી ગયેલી.

"તમારો મટુ ઓટલેથી પડ્યો."

"હેં?" કહેતી સાકર તે છોકરી સાથે બહાર નીકળી.

મટુ મંછીના પ્રયાસથી થોડો શાંત થયો હતો, ત્યાં માતાને આવતી જોઈ વિશેષ બરાડવા લાગ્યો. પછાટથી તેનાં

કપાળમાં ઢીમણું થયું હતું.

"ભાઈને કેમ પછાડયો ?" સાકરે મંછીના હાથમાંથી મટુને લેતાં, તેનો કાન ખેંચી પૂછ્યું.

"મેં નથી પછાડયો !" મંછીએ કાન પર હાથ રાખતાં કહ્યું.

"ત્યારે કોણે પછાડયો ?" કાન ખેંચવાની ક્રિયા ચાલુ જ હતી.

"ગટુએ."

"પણ તું કયાં મરી ગઈ'તી !" ગટુનું નામ સાંભળી સાકરે પેચ બદલ્યો.

"હું રમતી'તી."

"ભાઈને મૂકીને ?" મંછીનું હૃદય વીંધતી ત્રાડ પડી.

"મટુને મેં નથી પછાડયો." મંછીએ રડતાં કહ્યું.

"પણ તેં એને એકલો મૂકયો શા માટે ?"

મંછીને માર ખાતાં ખાતાં ઘેર જવું પડ્યું.

મંછીના બાપુ આવ્યા ત્યારે તેમને પણ મટુના કપાળનું ઢીમણું બતાવવામાં આવ્યું.

"જુઓ, તમારી લાડકીનાં પરાક્રમ !" સાકરે કહ્યું.

તરત જ મંછીને બોલાવવામાં આવી. મંછી આવી એટલે તેના બાપુએ તેને એક તમાચો મારી પૂછ્યું, 'મટુને કેમ પછાડયો ?'

'મેં નથી પછાડયો.' મંછી રડતાં રડતાં બોલી.

'ત્યારે કોણે પછાડયો ?'

'ગટુએ.'

'એ નાલાયકે ? એનાં તોફાન હમણાં ખૂબ વધી ગયાં છે.'

'પણ એમાં ગટુનો શું વાંક? ડાહી બેન મટુને એકલો બેસાડી ગાઉ એક છેટે રમવા ઉપડી ગયાં'તાં.'

'હેં?' મંછીના બાપુએ ન્યાયાધીશની છટાથી પૂછ્યું.

'હા.' મંછીએ બીજા તમાચાની રાહ જોતાં કહ્યું.

'જા, હવે! ભાઈનું બરાબર ધ્યાન રાખજે, ગાંડી!'

બીજો તમાચો ન પડવાથી નવાઈ પામતી મંછી જતી રહી.

'તમે જ એ છોકરીને આમ કરીને ચડાવો છો!' સાકરે કહ્યું.

'હોય! બિચારી છોકરૂં છે ને!'

આવી રીતનાં લાલન-પાલન પામતી મંછી મોટી થતી ગઈ. મોટી થયા પછી તેને માર લગભગ ન પડતો, પણ સાકરની ધાકની અસર તો તેના મન પર કાયમ રહી ગયેલ.

નાના ભાંડુની તહેનાતમાં રહેતાં મંછીને અભ્યાસ માટે બહુ તક ન્હોતી મળી, પણ વાંચવા લખવા જેટલું જ્ઞાન તો તેણે મેળવી લીધું હતું. મંછી બાર-તેર વર્ષની થયા પછી તેને નીશાળે મોકલવાનું સદંતર બંધ કરવામાં આવ્યું હતું. અને તેનાં કારણમાં સાકર કહેતી કે, 'હવે તેને ઘરકામ શીખવવું જોઈએ.'

ઊગીને ઊભી થતી છોકરીને ઘરકામથી વાકેફ કરવાની આટલી બધી ચીવટમાં માતાનું કર્તવ્યભાન હશે, કે કામની લપ બીજાને વળગાડી ઘરકામની બલામાંથી છટકવાનો તે એક પ્રયોગ માત્ર હશે!

સવારમાં વહેલી ઊઠી મંછી પાણી ભરવા જતી. નદીનું પાણી ડહોળાઈ જાય તે પહેલાં પીવાનું પાણી ભરી લેવાય

તો જ સારૂં ને ? અને સાકરને તો મોડાં ઉઠવાની ટેવ; એટલે નિર્મળ પાણી ભરવાનું કામ મંછી પર જ આવતું. અને એ પછી મંછીના પૂજ્ય માતા-પિતા ઊઠીને, પાંચ મિનિટમાં દંતધાવન કરી લ્યે કે તરત જ તેમને ચા મળવી જોઈએ, એ બાબતની ચીવટ રાખવી પડતી; કારણ કે જો એમ ન થાય તો તેમને સાફ દસ્ત ન આવતો; અને કબજીઆત હોય ત્યારે માણુસનો સ્વભાવ બગડી જાય છે, એ વાત ક્યાં નવી છે ?

ચા-પાણી, શૌચ-સ્નાન આદિથી પરવારી સાકર છોકરાઓને સમાંનમાં કરવામાં ગુંથાતી; અને મંછી રસોડામાં પેસતી. રસોઈનું બધું કામ મંછીને આવડતું જોઈએ એવો સાકરનો આગ્રહ હતો. એટલે એ કામ મંછીને ભાગે અણુવહેંચાયલું જ આવતું.

ન્યાયને ખાતર કહેવું જોઈએ કે જમી લીધા પછી વાસણુ માંજવામાં સાકર મંછીને મદદ કરતી: અને એવું મહેનતનું કામ કર્યાથી એટલી તો થાકી જતી કે તેને તરત જ ઊંઘ આવી જતી. તે સૂતી હોય ત્યારે મંછી પર તેના ભાઈઓને શાંત રાખવાનું કપરૂં કાર્ય આવી પડતું. બપોરે દાણા વીણુવાના હોય કે પાપડ વણુવાના હોય, કપડાં સાંધવાનાં હોય, કે મસાલા ખાંડવાના હોય, એ ગમે તે કામ કરતાં કરતાં મંછીને તેના ભાઈઓને ખુશ કરતા જવું પડતું. જો એકાદ ભાઈ મોટે અવાજે બોલતો કે ચીસ પાડતો તો મંછીનો જીવ ઉડી જતો.

જ્યારે જ્યારે સાકર અડધી ઊંઘે ઊઠતી ત્યારે મંછીનો દિવસ બહુ ખરાબ જતો.

સાંજે (મંછીના ઘરમાં રાતના દશને સમી સાંજ ગણુવામાં

આવતી ) વાળુ-પાણીથી પરવારી વાસણ ઉટકી મંછી એટલી તો થાકી જતી કે તેને સૂતાં સાથે જ ઘસઘસાટ ઊંઘ આવી જતી : અને હજી તો તેની એક ઊંઘ માંડ પૂરી થઈ હોય ત્યાં તો એને ઊઠવાનો વખત થતો.

આવી રીતના દિનભરના ભરચક કાર્યક્રમમાંથી જે કાંઈ સમય ફાજલ પાડી શકાય તેમાં માનસિક પ્રગતિ સાધતી મંછી મોટી થતી. મંછીની વર્તણુકથી સાકરને સંતોષ થતો. ક્યારેક ખુશમિજાજમાં હોય ત્યારે તે મંછીને કહેતી, ' મંછી ! '

' કેમ, બા ? '

' બેટા ! મને તારો બહુ સંતોષ છે. '

મંછીને આનો જવાબ દેવાની જરૂર ન હતી.

તેની માતા તો આગળ વધતીઃ ' તને લાલન-પાલન કરી ઉછેરી તેનો તું બરાબર બદલો વાળે છે. તારા જેવાં ડાહ્યાં જણ્યાં હોય અને જો નિરાંત ન ભોગવાય તો શું મસાણમાં નિરાંત ભોગવાય ? '

મંછી ચુપચુપ સાંભળ્યા જ કરતી.

' મારી દીકરી સાસરે જશે ત્યાંય નામ કાઢશે. એનાં કામની હથરોટી જ ન્યારી છે. '

સાસરે જવાની વાત સાંભળી મંછી લજવાઈ જતી. આટલાં વખાણ પછી તરતજ હુકમ છૂટતોઃ મંછી ! પાણી લાવ તો. '

મંછી પાણીનો કળશો લાવે, તે પીતાં પીતાં જ સાકર કેટલી વ્યવસ્થાઓ કરી નાંખતી.

' જો, બેટા ! કાલે આપણે બે ગાદલાં ઊખેળવાનાં છે, અને નવાં ખોળિયાં ધોઈ આવવાનાં છે. માટે વહેલી ઊઠજે, હો ! '

મંછી ડોકું હલાવતી, અને વાર્તાલાપ પૂરો થતો.

પછી તો મંછી પારકે ઘેર મોકલવા જેવડી થઈ. મંછીની જ્ઞાતિમાં કન્યાઓનો વધારો હતો, અને મંછીનાં ખાસ કંઈ આકર્ષણુ ન હોવાથી તેને સારૂં ઠેકાણું મળવાની પૂરી મુશ્કેલી હતી. કન્યાની પસંદગીમાં ત્રણુ વાતનું જ ખાસ ધ્યાન રખાય છે: સૌંદર્ય, અભ્યાસ અને આર્થિક સ્થિતિ. કુળની વાતને કયારેક મહત્વ અપાય છે, પણુ જો ઉપલી ત્રણેય વાત કન્યાની તરફેણુમાં હોય તો કુળની વાત સ્હેલાઈથી એક બાજુ મૂકી શકાય છે. ઉપલી ત્રણુ વાતમાંથી એકાદી જ વાત પર મદાર બાંધવાનો હોય તો કુળની વાત પણુ લક્ષ્યમાં લેવામાં આવે છે. પરંતુ મંછીની બાબતમાં તો એ ત્રણુમાંથી એકેય વાત પર પસંદગીનો મદાર બાંધી શકાય તેમ ન હતું. પ્રમાણુમાં તે નમણી હોવા છતાં, રૂપાળી તો ન્હોતી જ. યોગ્ય દરકાર રાખવામાં આવે તો તેનું રૂપ ખીલી નીકળે તેવો સંભવ તેનું મુખ જોતાં લાગતો, પરંતુ ઘરકામ શીખવવાની ધૂનમાં સાકરને દીકરીને રૂપાળી દેખાડવાની વાત તો યાદ જ નહીં રહેલ. મંછી મેટ્રીક પાસ પણુ ન હતી, અને તેના બાપુજીની આર્થિક સ્થિતિ પણુ સાધારણુ હતી, એટલે વિલાયત ભણુવા જવાની સગવડતા ખાતર પણુ કોઈ તેને પરણુવા તૈયાર થાય તેમ ન હતું.

આવા પરિસ્થિતિમાં મંછીનો લગ્નબજારમાં ધડો થવો મુશ્કેલ હતો. એકાદ બે જગ્યાએ વાતચીત ચલાવેલ, ત્યારે મુરતિયાઓએ, કન્યાને જોયા પછી, 'અમારે હમણુાં નથી પરણુવું' એવા સહીસલામત જવાબ આપેલ. ખરી મુંઝવણુ ઊભી થઈ હતી. મંછીનાં માબાપને દીકરીને ન ભણુાવ્યાના

ગેરલાભ હવે સમજાવા લાગ્યા.

મંછીના બાપુ જ્યારે જમવા આવતા, ત્યારે મંછીને તેની નવી આવેલ માંદલી બેનને રમાડવા બહાર જવું પડતું, અને સાકર રોટલી કરવા બેસતી. આ વખતે મંછીનાં સગપણની જ વાત ચર્ચાતી.

'કાં, કાંઈ કર્યું?' સાકર રોટલી વણતાં પૂછતી.

'હા, આજે ત્રિભોવનને મળ્યો'તો.' રોટલીનો ડૂચો ગળે ઊતારતાં મંછીના બાપુ કહેતા.

'પછી?' સાકરના હાથમાં વેલણ થંભી જતું.

'પછી શું! બધાની માફક તેણે ય મોટી મોટી વાતો કરી.'

'પણ એણે શું કહ્યું એ પૂરી વાત તો કહો.'

'એમાં શું કહેવાનું છે?'

'તમે છેક જ નિરાશ કેમ થઈ ગયા છો?'

'ત્યારે શું કરૂં?'

'મહેનત. આપણે શું ઈશ્વર વેચી ખાધો છે?'

'મહેનત તો કરૂં છું. લાગતાવળગતા ઓળખીતા સહુને મંછી માટે કોઈ લાયક વર શોધવાની વાત હરેક પ્રસંગે કરતો રહું છું. પણ એ બધા મોઢે મીઠીમીઠી વાતો કરી કાંઈ કરતા નથી.'

'પણ ત્રિભોવને શું કહ્યું? એ ધારે તો ગમે ત્યાંથી ચોકઠું બેસાડી આપે તેવો છે.'

'તેણે કહ્યું કે, તેના સસરા પક્ષમાં એક મુરતિયો છે. તેના સસરાને કહી એ સંબંધ કરાવી દેવાનું તેણે માથે લીધું છે, પણ આટલી વાત કર્યા પછી તેણે મારી પાસે રૂપીઆ

સો ઉછીના માગ્યા '

'પછી ? '

'મેં કહ્યું કે, મારી પાસે નથી. ઘેર આવજે. '

'ભલે આવે. સો રૂપીઆ ધોળ્યા કરવા, પણ દીકરી તો ઠેકાણે પડી જાય. હવે તો લોકોની ટીકા સાંભળી સાંભળી હું કંટાળી જઉં છું, અને એમાં કોઈનો વાંક પણ શું ! દીકરી જુવાન થાય એટલે સૌ વાતો કરે. '

છેવટે ત્રિભોવનની કુનેહથી મંછીનો સંબંધ છઠ્ઠી અંગ્રેજી ભણતા દુર્લભ સાથે ગોઠવાઈ ગયો. દુર્લભના પિતા ગુજરી ગયા હતા. તે કોઇ ગામના પટેલ હતા. આબરૂ મોટી હતી. ઘરનો બધો વહીવટ દુર્લભની વિધવા માતા ચલાવતી. તેનું નામ દુધી. બંને પક્ષે સંબંધથી જોડાવાની તક મળ્યાથી બહુ આનંદ અનુભવ્યો. ત્રિભોવનની દરમિયાનગીરીથી આવો સરસ દૂધમાં સાકર ભળવા જેવો, પ્રસંગ ઉદ્‌ભવ્યો, તેથી બધાંએ ત્રિભોવનનાં પણ બહુ વખાણ કર્યાં. અને સગાઈનાં શુકનની લાપસીમાં તેને તાણ કરી કરીને ખૂબ ઘી પીરસવામાં આવ્યું.

હિંદુસમાજના કોઈ પણ 'પ્રસંગે' નર્યોનર્યો આનંદ જ રહેતો હોય તો તે સગાઈને પ્રસંગે. ત્યારે કોઈને સામા પક્ષની ખોડ જોવાની દરકાર પણ નથી હોતી. તે દિવસે જો લાપસી બગડી જાય તો એનો અર્થ વેવાઇવેલાં એમ જ કરે કે, 'આવા હરખના પ્રસંગમાં રાંધણાંનું ધ્યાન ક્યાંથી રહે ? ' સગાઈને પ્રસંગે પરસ્પરની ક્ષતિઓ પ્રતિ દુર્લક્ષ્ય કરવાની ઉદારતાનો અડધો ભાગ પણ જીવનના અન્ય પ્રસંગે દાખવવામાં આવે તો જીવનની કેટલી કઠોરતા ઓછી થઈ જાય ?

સારે ઠેકાણે મંછીનું સગપણ થવાથી સર્વને આનંદ થયો.

મંછીને પણઃ આનંદની પણ જુદી જુદી કોટી હોય છે. એક જ બાબતમાં જુદી જુદી વ્યક્તિઓને જુદાં જુદાં કારણથી આનંદથી થાય છે. અને એ પણ સંભવિત છે કે, એક જ પ્રસંગથી આનંદ પામનાર બે વ્યક્તિમાંથી એકને જે કારણસર આનંદ થયો હોય તે જ કારણસર બીજી આનંદ પામનાર વ્યક્તિને શોક પણ થાય. મંછીને અને તેની બાને આનંદ પામવાનો પ્રસંગ એક જ હતો, પણ કારણ જુદાં જુદાં હતાં. સાકરને આબરૂદાર વેવાઈ મેળવ્યાના ગર્વને લીધે આનંદ થતો હતો, મંછીને સહજીવનનાં મધુર સ્વપ્નના ખ્યાલથી, અથવા એ કારણ જતું કરીએ તો, માતાની ચૂડમાંથી છુટાશે એ ખ્યાલથી આનંદ થતો હતો. બીજાં કારણની સાકરને ખબર પડે તો ?

સાકરનો આનંદ તો બહુ લાંબા વખત સુધી ન ટક્યો. મંછી માટે તેનાં સાસરિયાંએ મોકલેલ હારડા–દોરડા, મિઠાઈ–માટલી, ચુંદડી–ચૂંક, ઈત્યાદિમાં તેને કંઈ ને કંઈ ઊણપ લાગવા માંડી; અને ધીમે ધીમે તેણે અસંતોષ વ્યક્ત કરવા માંડયો કે, 'આવાં મોટાં વેવાઈ છે તોય લેવા–દેવાની રીતમાં કાંઈ સમજે છે ?'

મંછીને પોતાને તો લેવાની કે દેવાની બાબતમાં જરાય રસ ન હતો. તેને માટે આવતી મિઠાઈ તો તેનાં નાનાં ભાંડુને ફાળે જ હતી.

પછી તો મંછીનાં લગ્ન લખ્યાં. જાન આવી. ધમાલ ધમાલ થઈ રહી. લગ્ન પ્રસંગે જાન અને માંડવાની ધમાલ આનંદની જ ધમાલ હોય છે, એમ કોઈ માનતું હોય તો તેને હિંદુ–સમાજની પિછાન જ નથી એમ કહેવું પડશે. કેટલાય

વખત સુધી પેટમાં દાબી રાખેલ ઝઘડાઓનો નિકાલ લાવવાનો આ એક પ્રસંગ છે. કન્યાના બાપને પાઘડી ઊતરાવવાના પ્રસંગ તો કેટલાય બને: અને દરેક વખતે પાઘડી ઊતારતાં તે મનમાં એમ ગણગણતો જ હોય કે, 'બેટમજી ! તેં ઠીક તક સાધી છે! તારો વારો આવવા દે. હું ય ઓછો નહીં ઊતરૂં !'

વેવાણોને હારડા-દોરડામાં આવેલ ખામીનો નિકાલ લાવવાનો પણ આ પ્રસંગ છે; ટુંકમાં આવે અવસરે ત્રણ કે ચાર દિવસમાં લગ્ન પતી જાય એટલા વખતમાં પણ કન્યાને અઢધી જીંદગી મેંણાં સાંભળવાં પડે, એટલી સામગ્રી તો અનાયાસે જ સાંપડી રહે છે.

મંછીનું લગ્ન આ નિયમનો અપવાદ ન હતું. અંતરપટની પેલી પાર મૂછનો દોરો ફૂટતા યુવાનનો હાથ ઝાલતાં, જે રોચક રોમાંચ થાય તે અનુભવતાંય, તે સાકર અને દુખીની કુચકુચાટી સાંભળતી હતી અને મનમાં કોચવાતી હતી; પણ તેમાં તેના હાથમાં શું ઉપાય હતો ?

પરંતુ લગ્ન હેમખેમ પતી ગયાં. કોઈનું ખૂન ન થાય ત્યાં સુધી તો લગ્ન હેમખેમ પત્યાં જ કહેવાય.

મંછી સાસરે ચાલી.

મંછીને સાસરે મોકલતાં સાકરની આંખમાં અશ્રુ ઊભરાઈ આવ્યાં. મંછી માટેનો માતૃપ્રેમ જે તેણે અત્યાર સુધી હૃદયના એકાદ અદષ્ટ ખૂણામાં ઊંડે ઊંડે દાટી રાખેલ હશે તે, આજે દીકરીને પારકે ઘેર મોકલતી વખતે-દીકરીને પરણાવ્યા પછી તેને સાસરૂં એ પારકું ઘર છે, એવો ખ્યાલ આપનાર માતા દીકરીનું અહિત જ કરી રહી છે-એકાએક ઊછળી આવ્યો.

'મારી ગરવી ગાય જેવી મંછીને અજાણ્યાના હાથમાં

સોંપતાં મારો જીવ રહેંસાઈ જાય છે.' સાકરે રડતાં રડતાં કહ્યું.

'પણ તમારી મંછી બહુ ડાહી છે. એ બધાંને પોતાનાં કરી લેશે.' સાકરની માશીની દીકરી બેને આશ્વાસન દીધું.

'બેન, એ છોકરીનાં ડહાપણની તો શી વાત કરૂં! એ મોટી થયા પછી મેં ચૂલો કેવો હોય તે જોયું નથી.' રડવાનું કાર્ય ચાલુ જ હતું.

'હા, બેન! તમારી કેળવણીમાં શું કહેવાનું હોય!'

'પણ આવી સમજુ દીકરીને આવાં અનાડી સાસરિયામાં મોકલતાં મારૂં મન દુઃખાય છે.'

'પણ હવે આપણો શું ઉપાય?'

'ખરૂં કહ્યું. આપણે તો દીકરી દઈને હારી ચૂક્યાં, પણ તેં તો આટલા દિવસમાં જોયું ને કે એ લોકોને રીત-ગતની કાંઈ પડી જ નથી!'

'હં, એ બધાં લાગે છે તો જંગલી. પાસે પૈસો ભલે હોય, પણ કોઈ દી સારો વરો કર્યો હોય એમ નથી લાગતું.'

'અમને તો પેલા ત્રિભોવને ભૂલ ખવડાવી. નહીં તો મારી દીકરી કાંઈ આવાંને ત્યાં હોય?'

સાકરનો બધો બળાપો વ્યર્થ હતો. મંછી તો સાસરે ગઈ. બાપનું ઘર છોડતાં મંછીને પણ થોડું રડવું આવેલ.

સાસરે આવી મંછી નવા વાતાવરણને અનુકુળ થવાના વિચાર કરવા લાગી.

દુધીએ પડોશનાં બૈરાંઓને વહુ જોવા બોલાવ્યાં. દરેક જણ મંછીને, જાણે તે કોઈ નવાઈની ચીજ હોય તેમ, નીરખી નીરખીને જોયા પછી, પોતાનો મત આપવા લાગ્યું.

'વહુ તો ડાહી લાગે છે.' એક બાઈએ કહ્યું.

'હા, વહુ તમને તમારાં માબાપે શું શું દીધું ?' બીજી બાઈએ પૂછ્યું.

'અરે બાઈ! એ વાત જ જવા દો ને !' મંછીની સાસુએ મોઢું બગાડતાં કહ્યું, 'અમારાં વેવાઈ તો પૂરાં નાલાયક છે. લગ્નમાં અમારો જીવ ખાઈ ગયાં.'

પછી લગ્ન-પુરાણ શરૂ થયું. નાનામાં નાની વાતથી માંડી, મોટામાં મોટી સુધી દરેક વાતનું તાદૃશ્ય વર્ણન કરવામાં આવ્યું, અને એ દરેક વાત કરતી વખતે એક જ સુર રણકી ઊઠતો કે, 'શું કરું ! હું રાંડીરાંડ બાઈ ! નહીં તો દેખાડી દેત કે કેટલી વીસે સો થાય છે !'

મંછી બિચારી શાંતિપૂર્વક સાંભળી જ રહી. તેની માતાનો દોષ હતો એ વાત બરાબર સમજતી હતી. કિન્તુ તેની માતાનો જ દોષ હતો, એ વાત સત્યથી વેગળી હતી.

પુરાણનું 'અચ્યુતં કેશવં' કરતી વખતે દુધીએ ઊમેર્યું કે 'અમને તો ત્રિભોવને ભૂલ ખવડાવી, નહીં તો આવા હલકટ કાંઈ અમારાં સગાં હોય ?'

મંછીને તેનાં આટલાં જીવનમાં સાકર માટે ક્યારેય સહાનુભૂતિ ન્હોતી થઈ, પરંતુ અત્યારે તેની માતાની ગેરહાજરીમાં તેના પર થતા વાક્પ્રહાર સાંભળી તેને માતા માટે એકદમ સહાનુભૂતિ થઈ આવી. જીવનમાં પહેલી વખત જ્યારે તેની માતા વતી બોલવાની તેને ઇચ્છા થઈ ત્યારે તે કંઈ બોલી શકે તેમ ન હતી. તે તો વહુ હતી. સામે તેની સાસુ હતી. વળી તે ઘણાં વર્ષથી વિધવા હતી. જીવનમાં અન્ય રસ ન રહેવાને કારણે તેણે તકરાર કરવાની તાકાત સારી

કેળવી હતી. મંછીની શી ગુંજાસ કે એવી મહારથી સમક્ષ એક હરફ પણ કાઢી શકે ? તે બોલી ન શકી, પણ આ પ્રસંગથી તેના મનમાં 'સાસુ એટલે કોઈ દુશ્મન' એવો ઝાંખો ખ્યાલ બંધાઈ ગયો.

આ મંછીનો સાસરિયાનો પ્રથમ અનુભવ !

રાત પડી, અને મંછી શયન-ગૃહમાં ગઈ. શ્વસુર ગૃહનો તેનો પહેલો પરિચય એટલો બધો ગભરાવનારો હતો કે, તેને હવે ડગલે ને પગલે બીક લાગ્યા કરતી હતી. પતિ માટેના તેના ખ્યાલ બહુ રમ્ય હતા, પણ સાસુને જોયા પછી, તેનું પારાયણ સાંભળ્યા પછી પતિ બાબત કંઈ નિર્ણય કરતાં તેનું મન અચકાતું હતું.

પહેલી જ વખત મંછી, જેને પોતાનું જીવન સર્વસ્વ માનતી હતી તે વ્યક્તિ સમક્ષ એકાંતમાં ઊભી રહી. એ પ્રિય મૂર્તિને જોતાં જ મંછીને રોમાંચ થયો. માતાની ગાળો અને તાજાં જ સાસુનાં મેણાં સાંભળનાર મંછી માટે આ અનુભવ નવો હતો—આલ્હાદક હતો. પળવાર મીઠી મુંઝવણ અનુભવતી મંછી સ્થંભી ગઈ અને એકનિમિષે પ્રિયતમ ભણી જોઈ રહી.

'આવ ને !' મંછીના કાનદ્વારા હૃદયમાં અમૃત સિંચતો ધીમો અવાજ સંભળાયો.

મંછી અત્યાર સુધી વિસ્મય તંદ્રામાં હતી તે હવે આનંદ મૂર્છામાં પડી; અને અનાયાસે જ પોતાના આત્માને સાદ કરનાર એ પ્રેમળ મૂર્તિ તરફ તે ધસડાઈ.

મંછી તેમાં બાલજીવનના બનાવો વિસરી ગઈ; થોડી જ વાર પહેલાં તેને સાસુ પર આવેલ રોષ તે વિસરી ગઈ, પોતાની જાતને પણ તે વિસરી ગઈ, ધીમે નૃત્યમય ડગલે તે

દુર્લભની પાસે ગઈ, અને શાંતિપૂર્વક તેની પાસે બેસી એ રસિક મૂર્તિની આંખમાં આંખ પરોવી તેની સામે જોઈ રહી.

મંછીનો આત્મા નિરવધિ આનંદ અનુભવતો હતો. તેની આંખમાં હર્ષાશ્રુ ભરાઈ આવ્યાં.

દુર્લભે મંછીને હાથ ઝાલી વિશેષ નજીક બેસાડી, અને તેના ખભા પર હાથ રાખી મમતાથી પૂછ્યું:

'કેમ રડે છે ?'

મંછી ચૂપ રહી.

'બોલને !'

'હું ક્યાં રડું છું ?'

'ત્યારે આ શું છે ?' દુર્લભે મંછીની આંખ પર હાથ ફેરવી, તે પરની ભીનાશ દેખાડતાં પૂછ્યું.

'એ તો અમસ્તું !'

'જો મંછી !' દુર્લભે કહ્યું. 'બાનો સ્વભાવ થોડો ખરાબ છે. નકામી બાબતમાં તકરાર કરવાની એને ટેવ છે પણ તારે એ બાબત મુંઝાવું નહીં. એ તો થોડું બોલીને રહી જશે; જો હું તને કંઈ કહું તો તારે કહેવું !'

'મને એવું કાંઈ નથી. મોટાં છે એટલે આપણો કંઇ વાંક આવે તો કહે. આપણે સાંભળી લેવું.'

'ખરી વાત છે. અને આપણે ક્યાં આખો ભવ એમની સાથે રહેવું છે ! હું ચાર વર્ષ કોલેજમાં કાઢી નાખું પછી તો સાથે જ રહેવાનું છે ને ! આ વખતે મેટ્રીક પાસ તો થઈ ગયો. હવે બી. એ. થઈ હું નોકરી પર જઈશ.'

પછી તો બંને રસભરી વાતો પર ઊતરી પડયાં, બંનેએ એક બીજાં માટે અથાગ પ્રેમ દર્શાવ્યો અને પોતાનાં મિલનમાં

ઈશ્વરી સંકેત હોય તેમ માન્યું.

મંછીનો સહજીવનનો એ પહેલો પરિચય! કેટલો મધુર! ‘સાસુ ભલે ને ગમે તેવાં હોય પણ પતિ કેવો પ્રેમાળ છે!’ એ ખ્યાલથી મંછીનાં અંગેઅંગ થનગની ઊઠયાં.

પરણીને તરત તો બહુ થોડા દિવસ મંછી સાસરે રહી. પણ એટલા વખતમાં ય તેણે સાસરિયાનાં મન જીતી લીધાં. મંછીમાં કામની આવડત તો હતી જ, એટલે તે કામની છટાથી બધાંને ખુશ કરી શકતી. અને ક્યારેક કોઈ તેના પર ચીડાઈ જતું, તોય મંછી તો શાંત જ રહેતી. તેનાં આવાં વર્તનથી બધાંને તેને માટે લાગણી થઈ.

સાકર મંછીને તેડવા આવી ત્યારે દુધીને પણ કહેવું પડયું કે, ‘ તમારી મંછી ડાહી ખરી!”

આ એવી તક હતી કે થોડીક દૂરંદેશીપૂર્વક કામ લેવાથી વેવાણોનાં મનદુઃખ ટળે તેમ હતું, પણ સાકરમાં એટલી આવડત ક્યાંથી કાઢવી? તેણે જો એટલું જ કહ્યું હોત કે, ‘એમાં શું? તમે સારાં છો એટલે બધાંને સારાં કરી દેખાડો છો!’ તો દુધીને કેટલું સારૂં લાગત? પણ તેણે તો કહ્યું, ‘હોય નહીં! ભુંડી સાસરીને ય ભલી કરતાં આવડે એવી એની આવડત છે.’ અને મનદુઃખ વધ્યું.

‘અમને આ ભુંડાં માને છે, એમ?’ એ ખ્યાલ દુધીનાં મનમાં ઘૂસી ગયો. અને મંછી માટે, તેનાં સુંદર વર્તનથી જે કાંઈ શુભ લાગણી ઉત્પન્ન થયેલ તેનો આ એક વાક્યથી કુચ્ચરઘાણ વળી ગયો.

આ પછીની વેવાણો વચ્ચેની બધી વાત વ્યંગમાં જ થઈ. કોઈ સામાંને મ્હાત તો ન કરી શકયું, પણ મ્હાત કરવાની

ઇચ્છા તો વધતી જ ગઈ: આ ચડસાચડસીમાં એક નિર્દોષ બાળાના જીવન-સુખનો પ્રશ્ન સંડોવાયો હતો, તેનો કોઈને ય ખ્યાલ ન હતો.

મંછી પિયર આવી. તેણે માતાને મીઠા ઠપકા દ્વારા સમજાવવાનો પ્રયાસ કરી જોયો.

'બા !' મંછીએ બીતાં બીતાં કહ્યું.

'કેમ ?'

'તું અમથી અમથી શું કામ બોલી બગાડે છે ?'

'શું બોલી બગાડયું ? કોની સાથે ?'

'મારી સાસુનાં તેં વખાણ કર્યાં હોત તો તારૂં શું જતું'તું ?'

'શું બોલી ? મને શિખામણ દેવા આવી છે ? કાલ સવારની છોકરી મને મૂરખ ગણે છે ?'

'ના—ના, એમ કયાં કહું છું ?'

'ત્યારે કેમ કહે છે ?'

'હું તો એમ કહું છું કે, નાહકની તકરાર કરવા કરતાં...'

'હું તકરાર કરૂં છું ? તારી સાસુ તો જાણે બહુ ડાહી !'

'પણ તારે શું કામ બોલવું જોઈએ ?'

'એ બોલશે તો મારાથી મુંગું નહીં રહેવાય !'

'તું બોલીને એને શું કરી શકીશ ?'

'એય મને શું કરી નાખવાની છે ? હું શું એનાથી ડરૂં છું ? બહુ થશે તો દીકરીને એને ઘેર નહીં મોકલું." વાત વધી પડી.

મંછીને શાંત થવું જ ઉચિત જણાયું. દલીલથી કે પ્રસંગની

ગંભીરતાથી સમજી શકે તેવી સાકર ન હતી.

મંછી થોડા દિવસ સાસરે રહી આવી એટલા દિવસમાં સાકર છોકરાંઓથી અને કામના બોજાથી કંટાળી ગયેલ. મંછી પાછી આવતાં તેને તેનું મૂળ કામ સુપરત કરવામાં આવ્યું. સખત કામનો બોજો ઊંડાવતાં ય મંછી આ વખત આનંદમાં રહેતી. ઘરનું કામ કરતાં કે નાનાં ભાંડુને રમાડતાં તે કંટાળતી નહીં. તે મનઃચક્ષુ સમીપ દુર્લભની મૂર્તિ ખડી કરી એ રમ્ય કલ્પનાથી આનંદ પામતી.

પરિણીત જીવનની સોહાગી રાતે આવેલો વિચાર તેના મનમાં કાયમ ઘોળાયા કરતો કે, 'સાસુ ભલે ગમે તેવાં હોય, પણ પતિ કેવો પ્રેમાળ છે!'

પરંતુ જ્યારે જ્યારે સાકર દુધીને ભાંડવા બેસતી ત્યારે મંછીનાં મનમાં શંકા ઊઠતી કે, 'મારી માતાની મારી સાસુ પ્રત્યેની આવી અસભ્ય વર્તણુંકની ખબર દુર્લભને પડે તો ? અને પછી મારા પરથી તેમનો પ્રેમ ઊતરી જાય તો ?'

મંછી આથી આગળ વિચારજ ન કરી શકતી. પતિના પ્રેમ વિનાનાં જીવનની કલ્પના કરવા જતાં ય તેને કમ્પારી છૂટતી. આટલી હદ સુધી આંતર્વ્યથા સહવા છતાં, તેનામાં સાકરને કંઈ પણ કહેવાનું નૈતિક બળ ન હતું. માતાની સામે ઊંચી આંખે જોતાં ય ડરે તેવો સાકરનો મંછી પર દાબ હતો.

એક દિવસ દુર્લભનો કૉલેજમાંથી કાગળ આવ્યો. મંછીના આનંદની સીમા ન રહી. હર્ષના આવેગમાં તે અર્ધગાંડા જેવી થઈ ગઈ. તેની નાની બેનને તેણે તે દિવસ ત્રણ વખત ઝભલું બદલાવી દીધું. નાના ભાઈઓને તેણે પોતાની નાની શી મૂડીમાંથી ચાર પૈસા વાપરવા આપ્યા. આટલું તો તેણે કવરનાં

દર્શન માત્રે કર્યું. પણ એકલી પડ્યા પછી અંદરનો પત્ર વાંચતાં તો તેને સારુંયે વાતાવરણ પ્રેમ અને આનંદરૂપ બની જતું લાગ્યું. મંછીનાં જીવનની એ વિરલ પળ હતી. તેણે એ પત્ર વાંચ્યા જ કર્યો. એ પત્ર બરાબર ન સમજવા છતાં, તેને તે વારંવાર વાંચવો ગમતો હતો, કારણ કે એ કાગળ પર, તેના દુર્લભે, તેને માટે, સુંદર સુયોજિત શબ્દોમાં, તેમના પ્રેમની અક્ષરમૂર્તિ સર્જી હતી.

પત્ર વાંચી વાંચીને લગભગ મોઢે કરી નાખ્યા પછી મંછી પત્રની છેલ્લી લીટી પર વિચાર કરવા લાગી. તેમાં લખ્યું હતું, 'પ્રત્યુત્તર પાઠવીશ ને, મારી મંછુ ?' પત્ર વાંચીને આનંદ મેળવવો તે એક વાત હતી, અને પત્રનો જવાબ લખવો તે બીજી વાત હતી. દુર્લભના કાવ્યમય પત્રનો યોગ્ય ઉત્તર લખવા જેટલી આવડત બિચારી મંછી ક્યાંથી કાઢે ? તેને તો મુંઝવણ થવા લાગી. આવા પત્રનો જવાબ કેમ લખાતો હશે, તેનો એ ભોળી છોકરીને કશો જ ખ્યાલ ન હતો. પણ સામો પત્ર લખ્યા વિના છૂટકો ય ન હતો, તેના દુર્લભનો પ્રશ્ન તેને મન આદેશ હતો. અને જવાબ લખે તો જ બીજો કાગળ આવે ને ?

ઘણી મહેનતને અંતે મંછીએ દુર્લભ પર પત્ર લખ્યો, એ પત્રમાં શબ્દોની ઝાકઝમાળ ન હતી, પણ હૃદયના સાચા ભાવને વ્યક્ત કરતા ઘરગથ્થુ, સામાન્ય, સાદા, સીધા શબ્દો હતા. એ કાગળના ગરબડિયા અક્ષરમાં પ્રેમાળ પત્નીનું સરળ હૃદય સમાયું હતું, પણ ઘરગથ્થુ શબ્દો અને ગરબડિયા અક્ષર પાછળની જ્વલંત પ્રેમ ભાવના ઉકેલવાની શક્તિ કૉલેજના ફર્સ્ટ-ઈયર ક્લાસમાં ભણતા દુર્લભમાં ક્યાંથી કાઢવી ? પરિણામે

બિચારી મંછીએ લખ્યું હતું કે, 'તમે જરૂર કાગળ લખજો. તમારા કાગળથી મારો જીવ બહુ હરખાય છે.' તો પણ મંછી પર ત્રણ માસ સુધી બીજો કાગળ આવ્યો જ નહીં. મંછી ટપાલીને દરરોજ પૂછતી, 'ભાઈ ! મારો કંઈ કાગળ છે?' અને ટપાલી દરરોજ કહેતો, 'ના, બેન!'

ત્રણ મહીને મંછી પર બીજો કાગળ આવ્યો. પત્ર જોઈ મંછીને ખૂબ આનંદ થયો, પણ આ વખતે કાગળમાં પ્રેમની ઉષ્માનો અંશ પણ નહોતો; 'હું અમુક તારીખે અહીંથી નીકળી ઘેર જવાનો છું. વચમાં તને તેડી જવા ઉતરી જઈશ. તૈયાર રહેજે.' એ સિવાય કશું જ એ પત્રમાં ન હતું. પત્ર વાંચી મંછીને આઘાત થયો—આઘાત ભણેલ ગણેલ બૈરાંને જ થાય અથવા થવો જોઈએ એવી માન્યતા ભૂલ ભરેલી છે— પણ મંછીએ મન મનાવ્યું કે, 'ઘેર જવાની ધમાલમાં હશે એટલે લાંબો કાગળ નહીં લખ્યો હોય.'

પછી તો મંછી એ દિવસ અને એ ગાડીની કાગને ડોળે રાહ જોવા લાગી. મંછીને હિસાબે યુગના યુગ વીત્યે, અને સાકરને હિસાબે બે દી'માં એ ગાડી અને એ મહેમાન આવી પહોંચ્યાં. ઘરની બારીમાંથી મંછીએ પતિને આવતો જોયો અને તેને આનંદ આનંદ થઈ રહ્યો.

દુર્લભ લગ્ન પછી પહેલી વાર આવતો હોવાથી તેને માટે લાપસી રાંધવામાં આવી. ખોરાકના ગુણદોષની અને તેનાં તત્ત્વોની ચર્ચામાં રસ લેનાર કોલેજીઅનને લાપસીનાં તત્ત્વોનો ખ્યાલ ન હોવાથી તેણે સાસુની એ પ્રણાલિકા પૂજાને જંગલીપણું ગણી કાઢ્યું, અને અડધો ભૂખ્યો રહે તેમ જમ્યો. જમીને સોપારી ખાતાં તેણે વાત શરૂ કરી: 'મારે સાંજની ગાડીમાં

જવું છે.'

'કાં?' સાકરે રસોડામાંથી બહાર આવતાં પૂછ્યું.

'કેમ? જવું જ જોઈએ ને!' દુર્લભે કોલેજીયનની લાપરવાહીપૂર્વક કહ્યું.

'બેએક દિવસ રોકાઈ જાઓ તો?'

'રોકાવાય એમ નથી.'

'ભણેલાઓનું તો આ બહુ દુ:ખ. રજા પડી છે ત્યારે બે પાંચ દિવસ રહેવામાં શું અડચણ?'

'મારે થોડું કામ છે.'

'ઠીક, તમારી મરજી. મંછીને સાથે લઈ જવી છે ને?'

'હા.' દુર્લભના ગાલ પર શરમના શેરડા પડ્યા.

'પણ, જુઓ! એક મહીના પછી મારી માશીની દીકરીનાં લગન છે...'

'તો એક માસ પછી તો એ આવશે.'

'એ ખરૂં, પણ જો એ અહીં હોય તો હું બેનને ઘેર બેક દિવસ આગળથી જઈ શકું ને?'

'હં!' કંઈ જવાબ ન જડવાથી દુર્લભે હોંકારો જ પૂરાવ્યો.

રસોડામાં મંછીનો શ્વાસ અદ્ધર રહી ગયો હતો.

'પણ તમે પોતે જ આવ્યા છો એટલે ના નથી કહી શકતી. હવે જેમ બને તેમ મંછીને વહેલી પાછી મોકલજો.'

'ભલે.'

મંછીનો જીવ કાંઈક હેઠો બેઠો.

ગાડીમાં બેઠા પછી દુર્લભે મંછીને પૂછ્યું, 'તારી બા તો કેવાં છે? કહે છે કે, તમે આવ્યા એટલે મોકલીએ છીએ. તો

શું બા આવ્યાં હોત તો તે તને ન મોકલત ?'

'મારી બા થોડી વિચિત્ર છે.' મંછીએ શરમાતાં કહ્યું.

'મારે એમની વિચિત્રતા સુધારી દેવી પડશે. હવે તો બા જ તને તેડવા આવશે, હું જોઈશ કે કેમ નથી મોકલતાં!'

મંછી મુંગી રહી. તેને ક્ષિતિજ પર દુઃખનાં વાદળ ઘેરાતાં લાગ્યાં; અને તે કમ્પી ઊઠી. પાડાની લડાઈમાં ઝાડનો નાશ થઈ જવાની તેને ભીતિ લાગી.

આટલી વાત કર્યા પછી દુર્લભ એકાદ ચોપાનિયું વાંચવામાં ગુંથાયો. અને મંછી 'શું થશે?' એ ચિંતામાં અક્કડ બેઠી રહી. એકાદ બે વાર દુર્લભે મંછીને પૂછ્યું કે, 'ચા પીવી છે?' ત્યારે તેણે ટુંકમાં ના પાડવાથી વાર્તાલાપ આગળ નહીં વધી શક્યો.

મંછી બીજીવાર સાસરે આવી. દુધી સાસુપણાના નિયમનો અપવાદ ન હતી. મંછી માટે તેને થોડો સદ્દભાવ થયેલ, પણ સાકરનાં વર્તનથી એ સદ્દભાવ ઓસરી ગયો હતો; તેમાં વળી દુર્લભે આવી પોતાની સાસુની વિચિત્રતાઓની હસતાં હસતાં વાત કરી અને દુધીનો પ્રકોપ પ્રજ્જ્વલી ઊઠ્યો.

મંછીનાં દુઃખી જીવનનાં પગરણ બેસી ચૂક્યાં.

એકાંતમાં દુર્લભે મંછીને પહેલો જ પ્રશ્ન પૂછ્યો, 'મંછી, તું કેટલું ભણી છે?'

'ચાર ગુજરાતી.' મંછીએ કહ્યું.

'અવકાશે કોઈ ચોપડી વાંચે છે કે નહીં?'

'ચોપડી વાંચવા જેટલી ફુરસદ જ ક્યાંથી મળે?'

'તને એવું ઢોઠ રહેવું કેમ ગમે છે?

'મને તો જરાય નથી ગમતું.'

'તો વાંચન કેમ નથી વધારતી? નવું નવું કેમ નથી શીખતી?'

'તમે શીખવજો ને! હું શીખીશ. બહુ મઝા પડશે.'

કૉલેજમાં દુર્લભ સાથે તેની જ્ઞાતિની પણ જુદા ઘોળની એક છોકરી ભણતી હતી; તેનું નામ હતું દુર્ગા. દુર્ગા અને દુર્લભ એકબીજા સાથે ખૂબ જ છૂટથી હળતાં મળતાં.

એક વખત વાતમાંથી વાત નીકળતાં દુર્ગાએ કહ્યું: 'દુર્લભભાઈ, આપણે ત્યાં માબાપે ગોઠવી દીધેલાં લાકડે માકડાંનાં જોડાં હજી કેટલાક સમય પર્યંત ચાલશે?'

દુર્લભ ચૂપ જ રહ્યો.

'કન્યા કેળવણીમાં તો આપણી જ્ઞાતિ તદ્દન પછાત છે. ભણીગણીને સહજીવનનાં મધુરાં સ્વપ્નો સેવતા યુવકોને ભાગ ભઠિયારી સાથે જીવન વીતાવવાનું આવે એ ઓછી કમનસીબીની બીના છે?' આ દુર્ગાનો સાચો અભિપ્રાય હતો, કે નાતમાં વરની અછત હતી એટલે એક સારા–સુશિક્ષિત યુવકને પોતા પ્રત્યે આકર્ષવાની યુક્તિ હતી, તે કહી શકાય તેમ ન હતું.

પોતાની મંછી માત્ર ભઠિયારી છે કે નહીં એ નક્કી કરવા દુર્લભે મંછી પર પત્ર લખી જોયો, પણ તેનો ઉત્તર આવ્યા પછી દુર્લભને મંછી ભઠિયારી હોવાની ખાત્રી થઈ ગઈ.

અત્યારે મંછીની વાતચીત પરથી મંછી અજ્ઞાન હોવાની વિશેષ ખાત્રી થઈ, અને દુર્લભનો તેના પરનો પ્યાર, તડકામાં બરફ ઓગળે તેમ, ઓગળી ગયો. મંછી સાથે વાંચવામાં તેને શું આનંદ આવે! સાહિત્યની ખૂબીઓ સમજવાની દુર્ગા જેવી વિવેચન શક્તિ તેનામાં ક્યાંથી હોય?

અભણ બિચારી મંછી!

મંછી પતિ પાસેથી કંઈ નવું શીખ્યા વિના, અને પતિના હૃદયમાંથી પોતાનું સ્થાન ગુમાવીને પાછી પિયર ચાલી. દુર્લભે કોલેજમાં જતાં તેને સાથે લીધી, અને લખી નાખ્યું કે, 'અમુક ગાડીમાં અમે નીકળીએ છીએ માટે સ્ટેશને મળજો.' ગટુ સ્ટેશને આવેલ.

'ઊતરી જાઓને!' ગટુએ તાણ કરતાં કહ્યું.

'ના, મારી કોલેજ ઊઘડે છે.'

'કોલેજ ઊઘડવાને તો હજી ચાર દિવસની વાર છે!'

'પણ હોસ્ટેલમાં રૂમ મેળવવા વહેલું જવું પડે.'

'અત્યારે તો ઊતરી જાઓ. બીજી ગાડીમાં જજો.'

મંછીએ પતિને ઊતરી જવા આંખથી આજીજી કરી, પણ દુર્લભે તેનો કંઈ જવાબ ન વાળ્યો. મંછીને મૂકીને દુર્લભ સીધો ગયો.

મંછી આવ્યા પછી તરત જ સાકર લગ્ન પર ગઈ. આ વખતે લગનગાળો પૂર જોસમાં ઉપડ્યો હતો.

*

નાતાલની રજામાં દુર્લભ ઘેર આવ્યો ત્યારે તેણે મંછીને ખબર ન લખ્યા.

એ વખતમાં ત્રિભોવન આવેલ. દુધીએ તેને મોઢે બધી બળતરાઓ ઠાલવવા માંડી.

'ત્રિભોવન! તમે અમને આવાં સગાં ક્યાંથી શોધી આપ્યાં? દીકરીને દેવામાં તો કાંઈ સમજતાં જ નથી, અને તોય વેવાણ તો જાણે મિજાજનું પુતળું!'

'ભાવી! બીજું શું?' ત્રિભોવને ઠંડે કલેજે બજરની ચપટી સુંઘતાં કહ્યું.

'પણ તમે જાણી જોઈને અમારું બગાડ્યું, એ તો બહુ કહેવાય !'

'અ-ર-ર-ર ! એ શું બોલ્યાં ? તમારું બગાડું ? હું ? કદી ન બને ! કદી ન બને ! બાકી માણસ પારખવામાં મારી ભૂલ થઈ એ વાત ખરી. પહેલાં તો મને સોના જેવાં લાગ્યા'તાં, પણ પૂરાં અધમ નીકળ્યાં ! મારી પાસે સો રૂપરડી માગતાં હશે તે મને સંભળાવીને મારા કાન થકવી દીધા. હું કોઈ દી ન ભૂલું, પણ આમાં ભૂલ્યો. તકદીર ! બાકી એ લોકો તો...'

ત્રિભોવનની અસ્ખલિત વાગ્ધારા ક્યાં અટકત તે કહી શકાય તેમ ન હતું. પણ દુર્લભે જ તેને વચ્ચે પ્રશ્ન પૂછ્યો.

'તમે તો કહેતા'તા ને, કે એ ભણેલી છે ?'

'મને તો એના બાપે કહ્યું'તું. હું કાંઈ એની નીશાળનું સરટીફીકેટ થોડું જોવા ગયો'તો ?'

આ પછી દુર્લભ તદ્દન શાંત બની ગયો.

ત્રિભોવને દુખીને વેવાઈના દુષણોથી પૂરેપૂરી વાકેફ કરી દીધી, અને જતાં જતાં સલાહ આપી કે, 'જુઓ, એમ દબાઈ જશો તો તમને કોઈ તણખલાંને તોલે પણ નહીં ગણે. પંદર દિવસ પછી પેલા વજુને ઘેર વિવાહ છે. મંછીને સાકર લગન પર મોકલશે. તમારાં ઘરને અને વજુનાં ઘરને અણબનાવ છે, માટે આજે જ લખી નાખો કે મંછીને અહીં મોકલી દે.'

નાતાલની રજા ભોગવી કોલેજમાં પાછાં જતાં દુર્લભે સસરાને કાગળ લખી સ્ટેશને બોલાવ્યા.

ગટુ સ્ટેશને આવેલ.

'ઘેર ગયા ત્યારે તો ખબરે ય ન આપ્યા !' ગટુએ કહ્યું.

‘ ઉતાવળમાં વિસરી ગયો. ’

‘ આજે તો ઊતરવું છે ને ? ’

‘ ના. ’

‘ કાં ? ’

‘ ઊતરાય એમ નથી, અને તમે તમારી બેનને એકાદ બે દિવસમાં મોકલાવી દેજો. ’

‘ કાં ? ’

‘ મારા મામાની દીકરીની નણંદના લગ્ન પર જવું પડશે ને ! ’

‘ પણ મંછી તો વજુમામાને ત્યાં ગયેલ છે. ’

‘ ક્યાં ? ’

‘ વજુભાઈને ત્યાં લગ્ન પર. ’

‘ તમને ખબર છે ને કે વજુભાઈને અને અમારાં કુટુંબને સારા સારી નથી. મારા કાકાની સવેલી એમનાં ઘરમાં છે. જો તમારી બેન ત્યાં હોય તો એને તરત જ પાછી બોલાવી લો. ’

‘ ભલે ! હું મારી બાને વાત કરીશ. ’

‘ એમાં વાત કરવાપણું કંઈ નથી, બોલાવી જ લેજો. ’

સીટી વાગી અને ગાડી ઊપડી. સાળા બનેવીની વાત અધૂરી રહી.

ઘેર આવી ગટુએ સાકરને દુર્લભની બધી વાત કહી સંભળાવી. સાકરને ત્રિભોવનની વહુએ આ બાબતની ધમકી હવેલીમાં આપેલ, એટલે તે તો ભભુકી ઊઠી.

‘ મારી દીકરીને ક્યાં જવું કે ક્યાં ન જવું એ ત્રિભોવન નક્કી કરે ? ’

'પણ, બા, આમાં તો બેનનું સુખ છે ને ?' ગટુએ કહ્યું.

'બેનનું સુખ ? બેનને શું સુખ છે ? એને કરમે તો દુઃખ જ છે. એવી સાસરીમાં મારે મારી રાંક દીકરીને નથી મોકલવી. એનો રોટલો મને ભારે નહીં પડે !'

મંછીને વજુભાઈને ત્યાંથી કોઈએ વેળાસર ન બોલાવી; અને મંછીના જીવન-સુખનો અંત આવી ગયો.

મંછીએ ઘેર આવી ગટુની વાત સાંભળી ત્યારે તેના અફસોસનો પાર ન રહ્યો. પણ એ અફસોસ ઘણો મોડો હતો. બાજી હાથથી સરી ગઈ હતી.

પછી તો મંછી ઉનાળાની રજા પડવાની રાહ જોવા લાગી. તેણે દુર્લભ પર ત્રણ ચાર કાગળ લખ્યા, પરંતુ એનો કંઈ જ જવાબ ન આવ્યો. મંછી મુંઝાવા લાગી.

એવામાં મંછીની સૌથી નાની બેન મરી ગઈ.

માર્ચ મહીનો આવ્યો અને મંછીએ સાકરને કહ્યું: 'બા! મારે જવું છે.'

'ક્યાં ?'

'મારે ઘેર.'

'કોણ તેડવા આવ્યું છે ?'

'કોઈ નથી આવ્યું,'

'તો શું કામ જવું છે?' મંછી હોય ત્યાં સુધી સાકરને સંપૂર્ણ આરામ મળી શકતો, એટલે તેને જવાની ઉતાવળ કરતી જોઈ તેને અણગમો થયો.

'ઘેર જવું હોય તેમાં તેડવા આવનારની શી જરૂર?'

'બેસ બેસ હવે! અમારે કાંઈ તું વધારાની નથી. તને

તેડવા આવનારનાં પગનાં તળિયાં ઘસાઈ જાય ત્યારે જ મોકલશું.'

'ના, ના, બા! તેમને હું વજુમામાને ત્યાં ગઈ તેથી માઠું લાગ્યું કશે. હું તો જઈશ.'

'એટલે એમનો વટ રહે, અને મારો નહીં, એમ?'

'બા! હું એમાં કાંઈ ન સમજું. મારે તો જવું જ છે. ગટુને મારી સાથે મોકલ.' મંછી જીંદગીમાં પહેલી જ વાર માતાની ઈચ્છા વિરૂદ્ધ બોલી.

ઘણી રકઝકને અંતે ગટુએ મંછીને મૂકવા જવું, એમ નક્કી થયું.

સાસરે પહોંચી મંછી દુધીના પગમાં પડી. દુધીએ રોષપૂર્વક પગ ખસેડી લીધા.

'તમારી બેનને કેમ તેડી લાવ્યા?' દુધીએ ગટુને પૂછ્યું.

'કાં?'

'વાંચો, આ દુર્લભનો કાગળ.'

ગટુએ દુર્લભનો પત્ર વાંચ્યો. તેમાં લખ્યું હતું કે, તે વેકેશનમાં આબુ જવાનો હતો. તેની સાથે તેના ત્રણ મિત્રો અને દુર્ગા તથા તેની એક સખી આવવાનાં હતાં. મંછીને સાસરે ન બોલાવવી એવું પણ પત્રમાં સૂચન હતું. ગટુએ તે આગળ વાંચીને મંછીને આપ્યો.

દુધીએ મંછીના હાથમાંથી કાગળ આંચકતાં કહ્યું, 'એમાં એને શું વાંચવાનું છે?'

મંછી સજળ નેત્રે જોઈ જ રહી.

દુધીને મન આ સરસ તક હતી. એક વ્યક્તિનાં સમસ્ત જીવનનાં સુખને પોતાની તક કાજે હોમી દેવા તૈયાર થનાર

માનવને કયું વિશેષણ આપવું? અને વિશેષ નવાઈની વાત તો એ છે કે એવી ભયંકર રમત રમનાર વ્યક્તિને પોતાને તો ખ્યાલ પણ નથી હોતો કે પોતે અનર્થ આચરી રહેલ છે. શું આ ઝેર આપણી રગેરગમાં ઊતરી ગયું હશે? વેલાસર ચેતી આપણી રીતિઓમાં ફેરફાર ન કરવામાં આવે તો એ ઝેર આપણો જ નાશ કરી નાખશે, ત્યારે કરુણતાની સીમા નહીં રહે.

સાકરે કરેલાં અપમાનનો બદલો લેવા દુધી તત્પર બની હતી. મંછીને સામે ચાલીને મૂકવા આવે અને પોતે તેને પાછી મોકલી દે તો એ લોકો કેવાં ભોઠાં પડે, એ વિચારે તેને આનંદ થયો.

તેણે ગટુને કહ્યું, ' માટે હવે મંછીને તમે પાછી લઈ જાવ. '

' શા માટે ? ' ગટુએ પૂછ્યું.

' કાગળ વાંચ્યો ને ? ' દુધીએ પ્રશ્નમાં જ ઉત્તર આપ્યો.

' હા. પણ મંછી અહીં રોકાય તો ખોટું શું છે ? '

કોઈએ ગટુને જવાબ ન દીધો.

કંઈ વારે ગટુએ મંછીને પૂછ્યું, ' બેન ! તારે રોકાવું છે ? '

' હા. ' મંછીએ કહ્યું.

' પણ મારે તેને નથી રોકવી ને ! ' દુધીએ તોછડાઈ-પૂર્વક કહ્યું.

' મારી બેન અહીં રોકાય તો તમને શું અડચણ આવે તેમ છે ? '

' મારે કાંઈ હરકત નથી; પણ એ બે માણસની તકરાર-માં મારે શા માટે પડવું જોઈએ ? '

'હું !' ગટુ ધુંધવાતો હતો.

'હવે તમારી બાને જઈને કહેજો કે, તેના જમાઈને હાથેપગે લાગી મનાવે.' દુધીએ મેણું માર્યું.

છેવટે મંછીને બીજી જ ગાડીમાં પાછું પિયર જવું પડયું. મંછી બહાદુર છોકરી હતી. નકામી બાબતમાં રડવા બેસે તેની પોચી તે ન હતી. પરંતુ અત્યારે તો આભ તૂટી પડયું હતું. આટલો જબ્બર ઘા શાંતિ પૂર્વક સહી લેવાની ધીરજ તેનામાં ન હતી.

ગાડીમાં મંછી રડતી જ આવી. ડબાનાં બીજાં ઊતારૂઓ ગટુને પૂછતાં, 'આ બાઈ કેમ રડે છે?' પણ ગટુ કંઈ જવાબ ન દેતો. તે તો લાલ આંખો કરી બેઠો જ રહ્યો. મંછી તો આસપાસનાં વાતાવરણની પરવા કર્યા વિના રડયે જ જતી હતી. વિના વાંકે શ્વસુર ગૃહેથી તરછોડાવું એ વ્યથા અવર્ણનીય છે.

મંછી અને ગટુ ઘેર પહોંચ્યાં ત્યારે સાકરે જાણે કોઈ ગુજરી ગયું હોય તેમ મોટે સાદે રૂદન શરૂ કર્યું, અને કેટલાંય માણસ એકઠાં કરી, દુધીને આપી શકાય તેટલા શાપ આપ્યા. સાકર ગમે તે કરે, પણ મંછીનું જીવન તો વેડફાઈ ચૂકયું હતું.

રડી રડીને થાકી ત્યારે સાકરે આકરાં સોગંદ લઇ પ્રતિજ્ઞા કરી કે, "દુર્લભ અને દુધી મોઢામાં તરણું લઈને આવશે ત્યારે જ મારી દીકરીને સાસરે મોકલીશ.'

સાકરે બે પાંચ દિવસ મંછીને આશ્વાસન આપવા ખાતર તેની પાસે કંઈ કામ ન કરાવ્યું. પણ ધીમે ધીમે બધું કામ તેને સોંપી દેવામાં આવ્યું. મંછી સાસરે ન રહે, તેમાં સાકરને તો નિરાંત જ હતી. લાલનપાલન કરી ઉછેરેલ ડાહી દીકરીની

હાજરીથી માતાને ઘરકામની કશી ચિંતા ન રહેલી.

દિવસો વીત્યા અને મહીનાઓ વીત્યા, પણ પરિસ્થિતિમાં કશો જ ફેરફાર ન થયો. ન તો કોઈએ મંછીને બોલાવી કે ન તો કોઈનો મંછી પર પત્ર આવ્યો.

મંછીના બાપુએ દુર્લભ પર બે-ચાર પત્ર લખી જોયા, પણ કંઈ જવાબ ન આવ્યો. એકાદ વર્ષ વીત્યા પછી મંછીના બાપુએ જરા કડક કાગળ લખ્યો, અને દુર્લભને તેની ફરજોનું ભાન કરાવવાનો પ્રયત્ન કરી જોયો. પણ દુર્લભે એ કાગળનો ઉદ્ધત જવાબ વાળ્યો કે, 'તમે જેવી રીતે તમારાં બૈરાંને ચડાવ્યું છે તેવું મને ન પોસાય.' પત્ર વાંચી બધાં ઉશ્કેરાઈ ગયાં, અને કોઈ પણ સંજોગોમાં મંછીને સાસરે ન જ મોકલવી એવો એકીમતે ઠરાવ પસાર થયો.

એકેએક પ્રસંગથી મંછીનાં જીવન-સુખની ઘોર ઊંડી ને ઊંડી ખોદાઈ રહી હતી.

પછી તો ત્રણ ચાર વર્ષ વીત્યાં, તો પણ ગુંચવાએલું કોકડું ઉકેલવાનો પ્રયાસ એક પણ પક્ષે ન કર્યો.

ગટુ પરણ્યો. તે એક પુત્રીનો પિતા થયો; સાકરને બે ત્રણ કસુવાવડ થઈ ગઈ; મંછીના બાપુને દમ થઈ આવ્યો; આ બધાં કામમાં મંછીની એટલી બધી જરૂર હતી કે તેને સાસરે મોકલવાનું કોઈને પોસાય તેમ જ ન હતું.

મંછીને મા-બાપ, ભાઈ-ભાભી, કે છોકરાંઓની સેવા સુશ્રુષા કરવા સિવાય, જીવનનો અન્ય રસ હોઈ જ ન શકે, એમ બધાનું માનવું થઈ ગયું હતું.

ગટુ અને તેની વહુને સારૂં બનતું. તેમનું સહજીવન સુંદર હતું. મંછીનાં મા-બાપ પણ દરરોજ કલાક બે કલાક

એકાંતમાં આનંદગોષ્ઠિ કરતાં; માત્ર મંછીને દીલ ખોલી વાત કરવાનું કોઈ ઠેકાણું ન હતું. તેની માતા તેના પર કડક નિયમન રાખે, કે તેની ભાભી તેને આખો દિવસ કામમાં જ પરોવી રાખે તેથી મંછીની કુમળી લાગણીઓ સદંતર નાશ પામે તેમ ન હતું. વધારે પડતાં દમનને અંગે મંછીની લાગણીઓ ચીમળાઈ ગઈ હતી. પણ જીવનનાં નૈસર્ગિક બળોને કૃત્રિમ રીતે અવરોધવા જતાં તેનું શરીર પણ ચીમળાઈ જતું હતું; સાધુતા બળાત્કારે સાધી શકાતી હોત તો શું જોઈતું હતું?

જાતે જીવનની બધી મોજો માણવા છતાં યુવાન બેન કે દીકરીને માટે સાધ્વીના નિયમો યોજવા, એમાં દેખીતી જ અસંગતિ નથી લાગતી? ક્યારેક ક્યારેક સાકર દુધીને ગાળો દેવા બેસતી અને પોતાની દીકરીને ન તેડાવવામાં તેનો જ વાંક ગણતી; પણ તેને થોડી ખબર હતી કે, મંછીના તિરસ્કારમાં દુધીનો એટલો હિસ્સો ન હતો જેટલો દુર્લભનો હતો. દુધી તો મૂર્ખ હતી, એટલે બકબક કરી આંખે થતી, પરંતુ ખરી બદમાશી તો દુર્લભની જ હતી. તેણે જ દુર્ગાની મૈત્રી માણ્યા પછી મંછીને રાક્ષસી શાંતિપૂર્વક પોતાના જીવનમાંથી દૂર હડસેલી કાઢી હતી. સમજાતું નથી કે દુર્લભને ત્રિભોવને છેતર્યો હોય, તો ય નિર્દોષ મંછીને શા માટે સહેવાનું?

અને સમાજનું બંધારણ પણ કેવું વિચિત્ર છે? સમાજ મંછીના સહજીવનના લુંટાઈ જતા હક્કોનું રક્ષણ કરવા ઊંચી આંગળી સરખી ય ન કરી શકે: મંછીનું કૌમાર્ય વેડફી તે નથી ગમતી માટે–ભ્રમરની માફક, બીજી યુવતીની પાછળ લટુ બનતા દુર્લભને કોઈ ન રોકી શકે: સ્ત્રીઓના હક્કની બાંગ પોકારતી સંસ્કારી દુર્ગા મંછીના સઘળા ય હક્કો ડુબાવી

દે તો તેને સમાજ કાંઈ ન કરી શકે: પણ જો બિચારી મંછીથી કુદરત અને વાતાવરણનાં અદીઠ પણ પ્રબળ તત્ત્વોની અસર નીચે એકાદી ભૂલ થઈ જાય તો? તો તો સમાજની સ્થિરતાનું સત્યાનાશ નીકળી જાય ને?–સમાજની સ્થિરતાનું પલ્લું એકલી સ્ત્રીઓએ જ જાળવવાનું છે?–મંછી પર થયેલ અન્યાય પ્રત્યે આંખમીચામણાં કરનાર સમાજ મંછીની ભૂલ થાય તો આકાશ પાતાળ એક કર્યા વિના રહે? એ ભૂલની સજા કરવામાં કોઈ જ પ્રમાણનો ખ્યાલ ન રહે, એ સજાની સરખામણીમાં ખુદ મૃત્યુ પણ આવકારદાયક લાગે. જે સમાજમાં દેખીતા પાપીઓ સંપૂર્ણ આશાએશથી મોજમજાહ ઊડાવી શકે, તે જ સમાજ જ્યાં મંછી જેવાંની ભૂલનો પ્રશ્ન આવે ત્યાં દયાહીન, ખૂનતરસ્યો બની જાય છે અને પોતાની સામુદાયિક સત્તાનો છૂટે હાથે ઉપયોગ કરવામાં પાછું વાળીને ય નથી જોતો. આ શું ધર્મ છે?

આવી કફોડી દશામાં મંછી જીવતું મુડદું બની જાય તો શી નવાઈ? ધીમે ધીમે તે ઘરની કામવાળી કરતાંય ઊતરતી કક્ષામાં આવી ગઈ. તેનું માથું દુઃખતું હોય કે તેને તાવ હોય કે હિસ્ટીરિયા આવ્યું હોય, તોય તેને કામ તો કરવું જ પડતું. તેની ભોજાઈ તો છોકરાંઓની વ્યાધિમાંથી જ ન પરવારતી. અને સાકરને કસુવાવડો થઈ ગયા પછી અશક્તિ આવી ગઈ હતી, એટલે મંછી સિવાય ઘરમાં કામ કરનાર કોણ હતું?

મંછી માટે હવે જીવન ત્રાસરૂપ હતું. જીવનની મધુરતાનું તો તેને સ્વપ્ન પણ ન આવતું.

મંછીના આ રીતનાં જીવનમાં એક દિવસ એકાએક નવીન બનાવ બન્યો.

દુર્લભ અને તેના બે મિત્રો મંછીને બોલાવવા આવ્યા. સવારનો વખત હતો. બધાં ચા પી બેઠાં હતાં, ત્યાં અણધાર્યા મહેમાનને જોઈ બધાંને આશ્ચર્ય થયું.

મંછીએ દુર્લભને જોયો, પણ પતિને જોઈ શુદ્ધ આનંદ અનુભવી શકે તેવી તેની માનસિક સ્થિતિ નહોતી રહી. આનંદ પામતાં પહેલાં તેનાં મનમાં અનેક આશંકાઓ ઊઠતી હતી.

'આવો!' મંછીના બાપુએ મહેમાનને આવકાર્યા.

'પછી તમે શું નિર્ણય કર્યો?' દુર્લભે સ્હેજ બેદરકારીથી પૂછ્યું.

સાકર પણ હાજર થઈ ગઈ હતી.

મંછી બીજા ઓરડામાં એક ધ્યાને વાર્તાલાપ સાંભળી રહી હતી.

'બેન! આ બચુને જરા રાખોને!' મંછીની ભાભીએ રોજની ટેવ મુજબ નણંદને હુકમ કર્યો.

'ભાભી! હમણાં હું તેને નહીં રાખું' કહી મંછીએ મુખ ફેરવી લીધું. શાંત મંછીમાં ક્ષણવારમાં થયેલું પરિવર્તન જોઈ તેની ભાભીને નવાઈ લાગી.

પાસેના ઓરડામાં વાર્તાલાપ ચાલુ હતો.

'શી બાબત?' મંછીના બાપુએ પૂછ્યું.

'મોકલવા બાબત.' દુર્લભના દોસ્તે કહ્યું.

'એમાં અમે શું નિર્ણય કરીએ? નિર્ણય તો તમારે જ કરવાનો છે.' મંછીના બાપુ બોલ્યા.

'એટલા માટે તો અમે આવ્યા છીએ.' દુર્લભનો બીજો

દોસ્ત બોલ્યો.

'તેડવા?' સાકરે વાતનું સુકાન પોતાના હાથમાં લીધું.

'ત્યારે?' પેલો દોસ્ત બોલ્યો.

'ભાઈ! તમને બધી વાતની ખબર નથી એટલે આમ કહો છો. બાકી, અમારી વેવાણે અમારા પર કરવામાં કાંઈ બાકી નથી રાખ્યું.' સાકરે જૂનું પુરાણુ ઉખેળવાની શરૂઆત કરી.

'અમને બધી ખબર છે, પણ એ વાતો યાદ કરવામાં હવે શું લાભ છે? અત્યારે અમે આવ્યા છીએ ત્યારે સમજી જાઓ તો સારૂં!' દોસ્તે કહ્યું.

'અમારે જ બધું સમજવાનું, એમ ને? એમને તમે કંઈ નહીં કહો?'

'જુઓ, કોઠી ધોયે કાદવ નીકળે, સમજી જશો તો તમારી દીકરીનું જીવન સુધરશે.

'ભલે, હું મારી દીકરીને મોકલવા તૈયાર છું, પણ મારૂં ય કંઈક માન તો રહેવું જોઈએ ને?'

'હા બોલો! તમારી શી માગણી છે?' દોસ્તે પૂછ્યું.

'હું મારી દીકરીને અત્યારે જ મોકલી આપું' સાકર શ્વાસ લેવા અટકી.

બાજુના ઓરડામાં મંછીનું હૃદય આનંદથી ધબકી ઊઠ્યું.

'પણ' સાકરે આગળ ચલાવ્યું, 'મારી દીકરી ને જમાઈ જુદાં રહે.'

ત્રણે મિત્રોએ એક બીજા સામે જોયું.

મંછીનું હૃદય, જવાબ સાંભળવા ધબકતું પણ બંધ થઈ ગયું હોય તેટલું, શાંત થઈ ગયું.

'એ વાત બની શકે તેમ નથી.' દુર્લભે કંઈ વારે મક્કમતાથી કહ્યું.

મંછીને જીવ ઉડી જતો હોય તેમ લાગ્યું.

'તો મારાથી મારી દીકરીને મોકલવાનું નહીં બને.' સાકરે કહી નાખ્યું.

'પણ તું સાંભળ તો ખરી...' મંછીના બાપુએ કંઈક સમાધાન શોધવાના આશયથી કહ્યું.

'શું સાંભળું? હું એમનું બધું માનું અને એ મારૂં કાંઈ ન માને?' સાકર વાગ્યુદ્ધની પ્રવીણતા દેખાડવા તત્પર બની.

'ઠીક, ત્યારે તમારી દીકરીને નહીંજ મોકલો?' દુર્લભના દોસ્તે વચમાં જ પૂછ્યું.

'મારી વાત કબૂલ ન હોય તો નહીં જ.' મક્કમ પ્રત્યુત્તર મળ્યો.

'ઠીકઃ દુર્લભ, હવે દલીલ કરવાનો કંઈ અર્થ નથી. ચાલ, જઈએ.'

ત્રણે મિત્રો ઊઠયા.

જતાં જતાં બીજા મિત્રે કહ્યું, 'હજી ય મારૂં માની મંછી બેનને મોકલી આપો તો સારૂં છે, દુર્લભને બીજે પરણાવ્યા પછી કાંઈ ઉપાય નહિ રહે.'

'મને ધમકાવવા આવ્યા છો? સાકર તડુકી, 'મારી દીકરીનો રોટલો મને ભારે નથી પડતો. પણ મારી રાંક દીકરીને દુઃખી કરનાર કોઈ સુખી નહિ થાય.!'

મંછીને કયારનું હીસ્ટીરીઆ આવી ગયું હતું.

ત્રણે મિત્રો વધારે વાત કરવા રોકાયા વિના ચાલતા જ થયા.

બહાર નીકળી દુર્લભને તેના દોસ્તે પૂછ્યું, 'કેમ, ઠીક થયું ને?'

દુર્લભે ડોકું ધુણાવ્યું.

'હવે આપણો જરાય વાંક ન ગણાય.' દોસ્તે કહ્યું. 'અને મંછી બેને પોતે આવવાની ના કહી, એટલે હવે મારાથી દુર્લભ–દુર્ગાના લગ્નમાં, મારા સિદ્ધાંતનો ભંગ કર્યા સિવાય ભાગ લઈ શકાશે.' આ સિદ્ધાંતપ્રેમી મિત્રને સાકરે બોલી તે મંછી બોલ્યા બરાબર જ લાગ્યું હતું. દરેક સિદ્ધાંતનાં પાલનમાં જો આવી રીતે રસ્તો ન શોધી શકાતો હોત તો સિદ્ધાંત પાળત જ કોણ?'

'બહુ સરસ કામ થયું. દુર્લભ અમસ્તો જ આ અખતરો અજમાવવાની ના પાડતો હતો.' પહેલા દોસ્તે કહ્યું.

'સહુ સારૂં જેનું છેવટ સારૂં.' દુર્લભે હસતાં કહ્યું અને ત્રણેય મિત્રો હસતા જતા રહ્યા.

આ પ્રસંગ પછી મંછી ધોરણસર જીવનભરની અ. સૌ. (અખંડ સૌભાગ્યવતી) વિધવા બની.

મંછીનાં દુઃખમાં થોડો વખત સહાનુભૂતિ દર્શાવ્યા પછી, બધાં વિસરી ગયાં કે, 'મંછી દુઃખી છે.' અને જીવન પાછું ધરેડમાં વહેવા લાગ્યું.

* * *

મટુનાં લગ્ન હતાં. અ. સૌ. વિધવા બન્યા પછી મંછીને સારે પ્રસંગે બહાર નીકળવાની તક જ ન મળતી. પણ તેના ભાઈનાં જ લગ્ન હોવાથી તેને જાનમાં લઈ જવામાં આવેલ. લગ્ન પછી કન્યાને લઈ જાન પાછી ફરતી હતી. એક જંકશન પર બે ત્રણ ગાડી ભેગી થઈ. દરેક ગાડીમાં કેટલીય જાનો હતી.

અનાયાસે જ સામેની ગાડીમાં દુર્ગા સાથે લગ્ન કરી પાછા ફરતા દુર્લભની જાન હતી.

દુર્લભના મિત્રોમાં તથા મંછીનાં સગાંઓમાં વિજળી વેગે ખબર ફેલાઈ ગયા કે, દુર્લભની બંને પત્નીઓ સામસામી ગાડીમાં જ હતી.

સૌ એક પછી એક બંનેને જોઈ વળ્યા.

મંછીને પણ જરા મોડી ખબર પડી કે તેનો દુર્લભ ભણેલ ગણેલ સંસ્કારી દુર્ગાને પરણી સામેની જ ગાડીમાં મુસાફરી કરી રહ્યો હતો.

મંછીનાં હૃદયમાંથી રહી સહી આશાનો અંશ પણ ઓસરી ગયો: અને તેની સમસ્ત આશાઓનો નિર્દયપણે કચડીને ભૂકો કરી દેતી હોય તેમ ગાડી ભખ-ભુખ-છક-છક કરતી ઉપડી.

*　　　*　　　*

(૨)

**મંછીની** કમબખ્તીનો પાર ન હતો. તેના ભણેલ પતિ દુર્લભે શિક્ષિત દુર્ગા ખાતર તેને છોડયા પછી મંછીને પિયર સિવાય કોઈ આશરો ન હતો. ઘરકામનો બધો બોજો પોતા પર ઉપાડી જેમતેમ કરી જીવન જીવી કાઢવું એ જ માર્ગ મંછી માટે રહ્યો હતો.

વેવાણને દેખાડવા મંછીની માતા શાકરે કહેલ કે, 'મારી મંછીને હું મરી જઈશ તોય સાસરે નહિ મોકલું.' ત્યારે તેને ખ્યાલ નહિ રહેલ કે તેને સાચેસાચ મંછી પહેલાં મરી જવું પડશે, અને એ વખતે સાસરેથી ત્યજાએલી દીકરી

પિયરિયામાં કોને ઓથે રહેશે ?

દુર્લભ–દુર્ગાનાં લગ્ન પછી થોડે વખતે મંછીના બાપુનો 'દમ' જીવલેણ નીવડ્યો, અને તેની પાછળ સાકર પણ કમુવાવડ અને પતિવિરહની વ્યાધિમાં ઘસાઈ ઘસાઈને ગઈ.

માતા જીવતાં મંછી પર ગમે તેટલો કામનો બોજો હોવા છતાં તેને બહુ ત્રાસ ન લાગતો. તેના બાપુના મૃત્યુ પછી દર્દ ને વ્યાધિથી પીડાતી માતાની સેવા કરવામાં મંછીએ પોતાના સુખનો કદી પણ વિચાર કર્યો ન હતો.

પણ સાકર ગઈ ત્યારે મંછીને પોતાની પરિસ્થિતિની કલ્પના કરતાં કમ્પારી છૂટી. માતાનો હુકમ માની કામે વળગવું તે એક વાત હતી, અને નાના ભાઈઓની પત્નીથી દબાઈ ગુલામ માફક વર્તવું તે બીજી વાત હતી.

મંછી સાકરથી બહુ દબાતી. તેના જીવતાં તેણે ભાઈનાં વધતાં જતાં છોકરાંઓને રમાડવાની ક્યારેય આનાકાની નહોતી કરી. પણ માતા ગયા પછી ભાઈઓના રોફમાં દબાઈ પોતાનું સારૂયે જીવન ભત્રીજાઓને રમાડવામાં કે ઘરનું ગોલાપું કરવામાં જ ગાળી નાખવું પડે તે મંછીને ન રૂચતું.

માબાપનાં અવસાન પછી ગટુ અને તેના ભાઈઓ જુદા થયા. જુદા થતાં ભાગની વહેંચણીમાં જબ્બર તકરાર થઈ અને પરિણામે ભાઈઓ વચ્ચે બોલવા વહેવાર પણ ન રહ્યો. નાના ભાઈઓની આવક જેમ ટૂંકી હતી તેમ તેમને શરમ પણ થોડી હતી, એટલે ભાગની વહેંચણીમાં મંછી ગટુને જ ભાગ આવી.

બચપણમાં મંછીને મારનાર ગટુમાં, મોટા થતાં મોટીબેન પ્રત્યે સમભાવ જાગ્યો હતો. દુખિયારી બેનને માટે જગતમાં

ક્યાંય સ્થાન ન હતું; અને એથી બેનને ઓછું આવે તેવો એક પણ પ્રસંગ તે ઉપસ્થિત થવા ન દેતો.

પણ ગટુની વહુ અમૃત મંછીને માંડનાં વાસણ માફક માત્ર શણગાર તરીકે સાચવવા લેશ માત્ર તૈયાર ન હતી. તેને તો મંછીને ખવડાવવામાં જે ખર્ચ થાય તેથી સવાઈ મજુરી તેની પાસેથી વસુલ કરવી હતી.

મંછી પણ એટલું તો સમજતી જ કે, જીંદગીભર ભાઈ સાથે રહેવું હોય તો ભોજાઈને સારૂં લગાડયા વિના છૂટકો ન હતો અને ભોજાઈને સારૂં લગાડવા માટે તેના કામનો બધો બોજો પોતા પર ઉપાડી લેવા સિવાય બીજો રસ્તો જ ક્યાં હતો ?

મંછી ઘરનું કામ કરતી, પણ કામ કરતાં તેને હરઘડી વિચાર થયા કરતો કે "મને પતિએ શા માટે ત્યજી દીધી ?" જેમ જેમ તે આ વિચાર મનમાંથી કાઢી નાખવા મથતી તેમ તેમ તેના મનમાં એ વિચાર બમણા વેગથી ઊઠતો. મંછીને સમજાઈ ગયું કે તેના ભણેલગણેલ પતિને તેનું અજ્ઞાન ખૂચ્યું હતું.

તે અજ્ઞાન હવે મંછીને પોતાને પણ ખૂંચવા લાગ્યું. તેને વિચાર થતો કે "શા માટે મારે મૂર્ખ રહેવું ? શા માટે હું ન ભણી શકું ? શા માટે હું દુર્ગા જેવી ચાલાક ન થઈ શકું ?" એ બધા પ્રશ્નો મંછીનાં હૃદયમાં ઊઠતા અને મંછીને કંઈનું કંઈ થઈ જતું. પોતે મેટ્રિક પાસ થઈ હોય તેવાં તેને સ્વપ્ન આવતાં. પોતે કોઈ મંચ પરથી સ્ત્રીઓને બંડ કરવા ઉત્તેજી રહી હોય તેવી કલ્પનાથી તે રાચતી. અને આ રીતે ધીમે ધીમે તેના મનોભાવમાં ફેરફાર થવા લાગ્યો. મંછીનું ક્રમશઃ પરિવર્તન

થવા લાગ્યું.

ઘરકામથી નવરી થતી ત્યારે મંછી ગટુની ચોપડીઓ વાંચતી. જેમ જેમ તે વાંચતી ગઈ તેમ તેમ તેના અંતરમાં કોઈ જુદી જ જાતનો પ્રકાશ પડવા લાગ્યો. અત્યાર સુધી મંછી ખાસ કોઈ પણ આશય વિના જીવન વહાવી રહી હતી. હવે તેને જીવનનો નવો રસ મળ્યો. વાંચતાં વાંચતાં ઘરનાં બધાં પુસ્તકો ખૂટ્યાં એટલે તેણે એક દિવસ ગટુને કહ્યું, " ભાઈ ! "

" કેમ, બેન ? " ગટુએ પૂછ્યું.

" મને વાંચવા માટે સારાં સારાં પુસ્તકો ન લાવી દે ? "

વાચનથી મંછીએ પોતાની ભાષા ઘણી સુધારી દીધી હતી. તેનાં સ્પષ્ટ અને મધુર ઉચ્ચારણ તરફ ગટુનું ધ્યાન ગયા વિના ન રહ્યું.

" જરૂર લાવી દઈશ. " ગટુએ કહ્યું.

" અને ભાઈ, આપણે ઘેર એકાદ છાપું મંગાવીએ તો ? "

" છાપાંને શું કરવું છે ? નકામું ખરચ ! " અમૃતે વચમાં જ કહ્યું.

" છાપાં વાંચવાથી આપણે ઘરને ખૂણે બેઠાં ય બહારના જગતની પ્રગતિથી વાકેફ રહી શકીએ. " મંછીએ પુસ્તકો દ્વારા મેળવેલ જ્ઞાન અમૃત સમક્ષ રજુ કર્યું.

" છાપાં વાંચવા બેસશો તો ઘરનું કામ રઝળશે તેનું શું ? " અમૃતને ઘરકામને ભોગે જગતની પ્રગતિથી વાકેફ રહેવાનું ન રૂચ્યું.

" ઓહો ! " મંછીએ હસતાં કહ્યું, " તું એની જરાય મુંઝવણ રાખ મા. તારૂં બધું કામ હું કરી દઈશ. તું જોજે તો ખરી ! તનેય વાંચવાનો શોખ લાગશે; પછી બહુ મઝા

પડશે. ”

“ મારે તારી મઝા નથી જોઈતી. ” કહી અમૃત ત્યાંથી ઊઠી ગઈ.

“ આપણે કયું છાપું મંગાવીશું ?” ગટુએ પૂછ્યું. તેને એનમાં થયેલ આ ફેરફાર જોઈ બહુ સંતોષ થયો. એને પોતાની મેળે જીવનનો રસ શોધી કાઢયો તેથી તેને ખરેખરો આનંદ થયો.

“ એમાં મને શું ખબર પડે ? તને ઠીક લાગે તે મંગાવ. ”

“ હં ! પણ એનેય કંઈક વાંચતી કરજે. ” ગટુએ અમૃત ગઈ હતી તે તરફ આંગળી ચીંધી હસતાં કહ્યું.

ભાઈ બેન બંને હસ્યાં.

એ હાસ્યના પડઘા અમૃતના અંતરમાં પડયા અને ત્યાં દ્વેષાગ્નિ પ્રજ્જવળી ઊઠયો.

ગટુને ઘેર ‘ સૌરાષ્ટ્ર ’ નિયમિત આવવા લાગ્યું.

મંછી ‘સૌરાષ્ટ્ર’ વાંચવા બેસતી ત્યારે અમૃતને આગ્રહ કરીને તે સાંભળવા બેસાડતી. અમૃતને છાપાંની વાતો સાંભળવી ગમતી તો બહુ, પણ મંછી છાપાં વાંચી બાહોશ થાય તે તેને ન રૂચતું ઘણુંાખરાં માણસોના હૃદયમાં પોતે જે ન કરી શકે તે બીજાથી પણ ન થઈ શકતું જોઈએ તેવી વૃત્તિ હોય છે. આજ વૃત્તિને અંગે ગરીબીમાંથી આગળ વધનાર પર તેના સમાજના લોકો દ્વેષદષ્ટિથી જૂએ છે. આજ વૃત્તિને લીધે અમૃતને લાગ્યું કે મંછી વાંચીવાંચીને બાહોશ થાય તે ઠીક નહિ. મંછી જ્યારે જ્યારે છાપું વાંચવા બેસતી ત્યારે અમૃત કંઈ ને કંઈ કામનું બાહાનું કાઢી ઊઠી જતી. અને કામે વળગતી ભોજાઈને મદદ કરવા મંછીને પણ છાપું પડતું મૂકવું

પડતું. એક શનિવારે તાજું જ 'સૌરાષ્ટ્ર' આવેલ. મંછી ઘણા રસપૂર્વક તેનાં પાનાં ફેરવતી હતી, ત્યાં અમૃતે આવી કહ્યું, "બેન !"

"કાં ?" મંછીએ પૂછ્યું.

"આજે છાપું નથી વાંચવું." અમૃતે જરા તોછડાઈથી કહ્યું.

"કેમ, આજે કંઈ છે ?"

"હા."

"શું છે ?"

"આજે માંડનાં વાસણ માંજવાં છે."

"અમૃત, તુંય જબરી છે! આજ શનિવારે માંડ ન ઊટકીએ ને રવિવારે ઊટકીએ તો તને શું વાંધો છે ?"

"મારે તો આજે જ માંડ ઊટકવી છે."

"એમ ખોટી જક ન કર. કાલ ભાઈ પણ ઘેર હશે એટલે તે છોકરાંને રાખશે અને આપણે નદીએ જઈ માંડ ઊટકી લાવશું."

"મારે કોઈ હિસાબે કાલ નદીએ નથી જાવું. અઠવાડિયામાં એક દી નિરાંતે ભેગાં રહેવાય છે તેય તમારાથી નથી જોવાતું ? આજે અત્યારે નાનાં વાસણ અહીં માંજી લઈએ ને મોટાં વાસણ નદીએ લઈ જઈએ......"

"અમૃત, તું આડુંઆડું ન બોલ. કાલે હું એકલી નદીએ જઈશ. બસ ?" મંછીને વાંચવામાં રસ પડ્યો હતો. મનપસંદ લખાણ વાંચતાં ઊઠવું પડે તે બહુ આકરું હોય છે.

"તમારે વાંચીને હવે કઈ બારીસ્ટરી કરવી છે ?" અમૃતે કહ્યું, "હવે ગમે તેટલું વાંચશો તો ય દુર્લભરાય

થોડા પાછાં રાખશો !"

મંછીનું મર્મસ્થાન વિંધાયું.

"એ રાખે તો ય મારે હવે ક્યાં ત્યાં જવું છે !" મંછીએ રડતા સુરે કહ્યું.

"એટલે જ કહું છું ને કે ત્યાં ન જવું હોય તો અહીં તો સારાસારી રાખો !" અમૃતે જેમ ફાવ્યું તેમ બોલી નાખ્યું.

"શું ?" મંછીની આંખમાં અશ્રુ સ્થંભી ગયાં.

"કંઈ નહિ." કહી અમૃત ત્યાંથી ખસી ગઈ.

મંછી 'સૌરાષ્ટ્ર' ફેંકી માંડનાં વાસણનો ખડકલો ઉપાડી નદીએ ચાલી. તકરાર કરવાનું તેના સ્વભાવમાં જ ન હતું.

બપોરની રજા પડી અને ગટુ આવ્યો. 'સૌરાષ્ટ્ર'નાં છૂટાં પાનાં જોઈ તેણે અમૃતને પૂછ્યું, "બેન ક્યાં ગઈ ?"

"નદીએ વાસણ માંજવા ગયાં છે" અમૃતે કહ્યું.

"એકલી ?"

"હા !" અમૃતે છણકો કરતાં કહ્યું.

"એના છાપાનાં પાનાં તો બરાબર સાચવીને મૂક."

"બૈરાંની જાતને વળી છાપાં વાંચીને શું કરવું છે ?"

"એનું તારે શું કામ છે ? હું કહું છું તેમ કર ને !"

"હું તો કાંઈ નથી કરતી. મૂકો તમારે મૂકવાં હોય તો."

"શું કહ્યું ?" અમૃતનો હાથ પકડતાં ગટુએ કહ્યું.

"હું તો જાણું જ છું કે એ બેનને ખાતર તમે મને મારશો જ !" અમૃતે રીસ ચઢાવતાં કહ્યું.

"હું તને ક્યાં મારૂં છું ?"

"ત્યારે આ શું કરો છો ?" અમૃતે તેનો પકડેલ હાથ

બતાવતાં કહ્યું.

"તુંય ગજબ કરે છે!" ગટુએ અમૃતનો હાથ મૂકતાં કહ્યું, "બિચારી બેન દુઃખિયારી છે એટલું નથી સમજતી?"

"એ દુઃખિયારાં તેમાં હું શું કરું?"

"તેને જીવનની આટલી સરખી મઝા પણ નિરાંતે માણવા નથી દેતી!"

"તેમને જ જીવનની મઝા માણવાનું હોય! અમારે તો નહિ, એમ ને?" અમૃત રીસાવાનો ડોળ કરતાં બોલી.

"તને શું ઊણપ છે?"

"ના, કંઈ નહિ. તમારી મરજી હશે તેમ કરીશ. હું ઘરનું ગદ્ધાવૈતરું કર્યા કરીશ, મુંગે મોઢે. બેન ભલે પગ પર પગ ચડાવી વાંચ્યા કરે. એથી રૂડું બીજું શું?"

"તને કોઈ વાતે નહિ પહોંચાય!" ગટુએ હાથ જોડયા.

મંછી વાસણનો ખડકલો ઉપાડી નદીએથી આવી. તેનું મોઢું ને આંખ લાલ હતાં, રડવાથી થાય તેવાં.

ગટુ ને અમૃત પણ ધુંધવાયલાં બેઠાં હતાં.

મંછીને પરિસ્થિતિની ગંધ આવી ગઈ. કંઈ બોલ્યા વિના તે રસોડામાં જતી રહી. અભાગી બેનને ઓછું આણી જતી રહેલી જોઈ ગટુની આંખમાં પણ ઝળઝળિયાં આવી ગયાં. અમૃત પણ ત્યાંથી ખસી ગઈ. ઘણીવાર સુધી ત્રણમાંથી કોઈએ એકબીજા પાસે જવા હિંમત ન કરી.

પછી તો આવા બનાવ વધવા લાગ્યા. એકાદ બેવાર તો મંછીએ ગટુ ને અમૃતને ઝગડતાં સાંભળી પણ લીધાં. મંછી સમજી શકી કે તેને લીધે તેનાં ભાઈભાભીનું જીવન કંકાસમય થતું હતું. તેને એ ન ગમ્યું. પણ બીજો ઉપાય શો હતો? ભાઈ-

ભાભી પાસેથી તે કઈ રીતે ખસી શકે તેમ હતી ?

જેમ જેમ ગટુ બેનનું ઉપરાણું લઈ અમૃતને લડતો તેમ તેમ અમૃત વધારે વિફરતી. ગટુની ગેરહાજરીમાં તે મંછીને અનેક રીતે સંતાપતી. પણ મંછી શાંતિપૂર્વક બધું સહ્યા કરી એ મુશ્કેલીનો કેવી રીતે અંત લાવવો એ જ વિચાર કર્યા કરતી.

અમૃત ક્યારેક ગુસ્સાના આવેશમાં મંછીને સુણાવી દેતી, “ તમે તો ધણીનું સુખ ગુમાવ્યું, પણ બીજાનુંય સુખ જોઈ નથી શકતાં ? ”

આ વાક્ય મંછીને ધ્રૂજાવી મૂકતું. તેનો ઉત્તર આપવાની શક્તિ તેનામાં ન હતી. અમૃત તો ભખભખ બોલી નાખતી પણ તેના બેહુદા બોલથી મંછીનું અંતર સસડી રહેતું તેની કલ્પના કરવા જેટલી સતેજ બુદ્ધિ તેનામાં ન હતી. પણ અમૃતની આટલી હદ સુધીની બેહુદી વલણનો કપરો અનુભવ થવા છતાં ય મંછીના હૃદયમાં અમૃત માટે ક્યારે ય વૈરભાવ જાગ્યો ન હતો. તે તો અમૃતને ભોળી ગણતી. મંછી માનતી કે પોતે બધી વાચન પ્રવૃત્તિ છોડી એક અદની ગુલામડીની જેમ અમૃતના પાંગરતા વેલા સમા વધતા વસ્તારને સાચવવામાં જ બધું દીલ લગાડી દે તો બધી મુશ્કેલીનો અંત સહેલાઈથી આવી જાય તેમ હતું. પણ એક વખત હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ અનુભવ્યા પછી હૃદયનાં દ્વાર પ્રકાશ માટે બંધ જ રાખવાં તે કેમ બને ? વાચનથી જીવનને જે ઉન્નત ઝોક મળે છે તે જાતે અનુભવ્યા પછી વાચન વિમુખતા કેમ જ સહી શકાય ? અને જીવનસાગરમાં ખરાબે ચડેલ વહાણને માંડમાંડ વાચનરૂપી વિશ્રામસ્થાન સાંપડ્યું હોય તે તો કેમ જ

છોડી શકાય ? અને એ છોડયા પછી વાચનથી વિશેષ નિર્દોષ બીજો કયાં આનંદ મળવાનો હતો કે જે ખાલી જીવનના એકાદ ખૂણાને પણ ભરી દે

ઘણાં મનોમંથનને અંતે મંછીએ નવેસરથી ભણવા જવાનો નિશ્ચય કર્યો. પહેલાં તો મંછીનો શરમાળ સ્વભાવ આ વિચાર આડે આવ્યો. આટલી મોટી ઉંમરે ભણવાનું કેમ બની શકે, એ વિચારથી તેનું મન પાછું પડવા લાગ્યું. પણ તેને જ્યારે ખબર પડી કે તેના પાડોશની એક વિધવા બાઈ 'વનિતા વિશ્રામ'માં ભણે છે, ત્યારે તેની શરમ કંઈક ઓછી થઈ અને તેને પણ એ 'વનિતા વિશ્રામ'માં દાખલ થવાની મરજી થઈ.

"ભાઈ, હું ભણવા જઉં, તો ?" મંછીએ એક દિવસ ગટુને પૂછયું.

"એવો વિચાર કેમ આવ્યો, બેન ?" ગટુ બેનની માનસિક સ્થિતિથી થોડોઘણો વાકેફ હતો. તેની પત્નીની જડ વલણનો પણ તેને ખ્યાલ હતો. બેન માટે સાચા દીલની લાગણી હોવા છતાં તે અમૃતને રોકી શકતો નહિ, કારણ કે અમૃત નાહકનો ભવાડો કરે તો બેન ઉલટી વિશેષ દુઃખી થાય એમ તેનું માનવું હતું. બધું બીનું સંકેલવામાં જ તેને ડહાપણ લાગતું. પણ જ્યારે મંછીએ ભણવા જવાની વાત ઉચ્ચારી ત્યારે તેને લાગ્યું કે વાત ઘણી હદ સુધી વધી ગઈ હોવી જોઈએ.

"એમાં શું ખોટું છે ? હું બાહોશ થાઉં તો તને એટલી ચિંતા ઓછી ને ?" મંછીએ સ્વાભાવિક સ્વરે કહ્યું.

ગટુ મંછીના સામે જ જોઈ રહ્યો.

"બેન, મારી સાથે રહેવું નથી ફાવતું ?" ગટુએ એકાએક

સીધો જ પ્રશ્ન પૂછી નાખ્યો. એની આંખમાં ઝળઝળિયાં આવ્યાં હતાં.

"શા માટે ન ફાવે?" મંછીએ સામું પૂછ્યું.

"તો પછી તું જવાની ઇચ્છા શા માટે કરે છે?"

"ભાઈ, મને ભણવા જવા દે!" મંછી રડી પડી.

ગટુ પણ રડી પડચો.

એક ઉદરમાં રમેલાં બંને સંતાન એકબીજાની સામે જોયા વિના નીચું માથું રાખી પેટભરી રડચાં.

"ભાઈ, હું તને હેરાન........." મંછીએ કહ્યું.

"બેન! તું તો બાએ મરતી વખતે સોંપેલ થાપણ છે. તને સાચવવાનું તો મેં તેને પાણી આપ્યું છે." ગટુ હૃદયના ઉમળકા ઠાલવતો હતો.

"હું આ ઘરની ચાર દીવાલો વચ્ચે જ ગોંધાઈ રહી મારું જીવન પૂરું કરું તેના કરતાં થોડું ઘણું ભણી કંઈક માણુસ બનું તે વધારે સારું, એમ તને નથી લાગતું?" મંછીનાં હૃદયમાં દુર્ગાની બરોબરી કરવાનો ભાવ હતો.

"એ ખરું, પણ હું તને સારી રીતે ન રાખી શકયો એટલે તને ભણવાનો આ વિચાર આવ્યો એ ખ્યાલથી મને દુઃખ થાય છે."

"ભાઈ! હું ખરું કહું છું કે મને ભણવાની તીવ્ર ઉત્કંઠા થઈ છે. અમૃત સાથે મને ઓછું ફાવે છે તેનું કારણ પણ મારો વાચન શોખ જ છે."

"તું તારે વાંચજે ને! હું એને સમજાવી દઈશ." ગટુએ કહ્યું.

"મને હવે અભ્યાસ વધારવાની તાલાવેલી લાગી છે.

પદ્ધતિસર અભ્યાસ કરી, મારે મારી આજીવિકાનું સાધન મેળવવા જેટલી શકિત ખીલવવી છે."

"પણ બેન, આટલી મોટી ઉંમરે..."

"અભ્યાસ માટે કોઈ ઉંમર મોટી નથી."

"અને વળી ભણવાનું ખર્ચ..." ગટુએ અચકાતાં કહ્યું.

"એ મુશ્કેલી છે જ. પણ હું એમાંય તને બહુ ભારરૂપ નહિ થાઉં."

"ભારરૂપ થવાની વાત હું નથી કરતો. મારાથી બનશે તેટલું ખર્ચ તો હું આપીશ જ. પણ મારા સાધારણ પગારમાંથી હું બહુ બહુ તો કેટલું બચાવી શકું તે તું ય જાણે છે..."

"હં! મને જતી વખતે થોડા રૂપિયા દેજે ને! હું અખતરો તો કરી જોઉં. ભણવાનું નહિ ફાવે તો પાછી આવતી રહીશ. તું એટલા પૈસા મારા નામ પર ધોળ્યા કરજે. પણ મને જવાની બહુ મરજી છે તો જવા જ દે!"

"ભલે! પણ..." ગટુ બોલ્યો.

"પણ-બણ કાંઈ નહિ, મને હસીને રજા દે." મંછીએ ગટુના બે હાથ ભાવપૂર્વક ઝાલી કહ્યું. મંછીનો આત્મા તેની આંખમાં ઠલવાઈ રહ્યો. તેની નિર્દોષ નિર્મળ આંખો મટકું માર્યા વિના ગટુને વિનવી રહી.

સદાય શાંત-ગંભીર રહેતી બેનમાં આવેશનો આવો ઉમળકો જોઇ ગટુને નવાઈ લાગી. તેનાથી બેનને ના ન કહેવાઈ.

મંછીને ભણવા જવાનો દિવસ આવ્યો. ગટુ તેને વળાવવા સ્ટેશન પર આવેલ.

"બેન!" ગટુ સજળ નયને બોલ્યો, "બોલ્યુંચાલ્યું

માફ કરજે. બાને આપેલ બોલ હું નથી પાળી શક્યો... ”

“ ભાઈ! તેં તો બાને આપેલ વચન બરાબર પાળ્યું છે. હું ભણીગણી સ્વાશ્રયી થાઉં એથી વિશેષ સારૂં બીજું શું હોઈ શકે? ” મંછીની આંખ પણ ભીની હતી.

“ ઠીક. કાગળ નિયમિત લખજે, હો! અને કાંઈ જોઈતું હોય તો તરત જ મગાવી લેવું, હો કે? ”

“ હો...” મંછી બોલી.

વજુ મામા પર મેં કાગળ લખી નાખ્યો છે. એ સ્ટેશને આવ્યા જ હશે. તેમને ત્યાં રહેવાનું ફાવી જાય તો તો બહુ સગવડતા થશે. ”

“ હં!” મંછી ભાઈનું મનોમંથન સમજી શકતી હતી, એટલે તેને પણ ગ્લાનિ થતી હતી. તેના મનમાં બીક હતી કે ઝાઝું બોલવા જતાં, ક્યાંક તેનાથી રડી દેવાશે.

“ અને રજામાં તો ઘેર જ આવવું હો! ”

“ હો! ”

પાવો વાગ્યો ને ગાડી ઉપડી.

“ આવજે?” ગટુએ હાથ ઊંચો કરી કહ્યું.

“ હો! ” મંછીએ હાથ હલાવતાં કહ્યું. ગાડી મંછીને દૂર લઈ જતી વેગ વધારવા લાગી.

ગટુને તેની ઓફીસમાંથી રજા ન મળવાથી તે મંછીને મૂકવા તેની સાથે ન જઈ શક્યો. નાના નોકરોમાં ખોટું આળાપણું ન આવી જાય તેટલા માટે સાહેબો આવી રજાઓ આપવામાં બહુ કડક હોય છે. કોઈની મા માંદી હોય ને એ રજા માગવા જાય તો, “તમારા જવાથી શું તમારાં મા સાજાં થઈ જશે?' એવો ચાલાક પ્રશ્ન પૂછી અમલદારો નીચેના

માણસને કલ્પનાના ઉર્મિલ વાતાવરણમાંથી સડસડાટ પૃથ્વી ઉપર ઊતારી પાડે છે.

નાના માણસોને પેટની વ્યથા ક્યાં થોડી છે કે તેમણે સગાંસંબંધી વગેરે સાથે આવી મોહજાળમાં બંધાવું જોઈએ! અને એ મોહજાળમાંથી તેમને મુક્તિ અપાવવા જ સાહેબો 'રજા'ની ના પાડતા હશે ને?

ગાડીમાં એકલી પડયા પછી મંછીને અનેક વિચારો આવવા લાગ્યા.

"હું શું દુર્ગા સમી ન જ બની શકું?" મંછીના હૃદયમાં નિરંતર ઘોળાતો પ્રશ્ન અત્યારે પણ ઉદ્ભવ્યો.

"હું ભણું..." મંછીની વિચારમાળા ચાલુ જ હતી, "એટલી ચીવટથી ભણું કે પહેલો નંબર જાય જ નહિ! અને મારૂં વાચન પણ એટલું વધારૂં કે મારી પાસે એ દુર્ગા તો કંગાલ સમી લાગે. અને પછી...પછી હું દુર્લભને બતાવી દઉં કે તેણે મને છોડવામાં કેવી ભૂલ કરી છે! અને દુર્ગાને કઢાવી તેનું સ્થાન પાછી હું...હેં! ના, ના! દુર્ગાએ તો મને દગો દીધો, પણ મારાથી એવું કેમ જ થવાય! કોઈ સ્રી બીજી સ્રીને દગો કેમ દઈ શકતી હશે? હું તો દુર્લભને તેની ભૂલ બતાવી દઈશ. તેને એટલો ખ્યાલ કરાવી દઈશ કે મને કેળવી હોત તો હું જરૂર હોશિયાર થાત! બસ, પછી ભલે તે ભવ આખો પસ્તાયા કરે! મારે કાંઈ નથી કરવું..."

"શું વિચારમાં પડયાં છો, બેન?" મંછીની વિચારમાળા તોડતો પ્રશ્ન તેની બાજુમાં બેઠેલ બાઈએ પૂછયો.

"કંઇ નહિ." મંછીએ કહ્યું.

"તમને વળાવવા આવ્યા'તા એ તમારા ભાઈ હતા?"

" હા. "

" તમે ભણવા જાવ છો ? "

" હં ! "

" આટલી મોટી ઉંમરે ભણવાનું મન થયું ? "

" હં. " મંછીને એ વાતમાં જરાય રસ નહોતો પડતો.

પેલી બાઈએ પણ મંછીના મિતાક્ષરી જવાબ સાંભળી તેની સાથે વાત કરવાનું બંધ કર્યું.

અને મંછી પાછી વિચારવમળે ચઢી.

વજુ મામા મંછીને લેવા સ્ટેશન પર હાજર હતા. "આવી કે બેન ? " વજુમામાએ મંછીની ટ્રંક ઉતારતાં કહ્યું.

" હા, મામા ! " મંછીએ હાથ જોડતાં કહ્યું.

સ્ટેશન બહાર નીકળી મામાએ ગાડી કરી. બંને ગાડીમાં બેઠાં.

" હું તો સાકરને કહી કહીને થાકી ગયો'તો કે આ છોકરીને હવે ભણાવો ! વર છોડી એટલે શું એણે ભવ આખો ગુલામી જ કર્યા કરવી ? પણ તારી બાને મારી વાત ગળે ન ઊતરતી. મોડીમોડી પણ તું આખરે ભણવા આવી તેથી મને બહુ આનંદ થયો. " ઘર આવ્યું ત્યાં સુધી મામાએ કેટલીય વાતો કર્યા કરી.

મંછી મુંગે મોઢે બધું સાંભળી રહી હતી.

મંછીએ મામાને ત્યાં રહી અભ્યાસ શરૂ કર્યો. શરૂઆતમાં તો તેને ભણવાનું બરાબર ફાવ્યું નહિ, પરંતુ મંછીએ ભણવું જ છે એવો પાકો નિર્ણય કરેલ હોવાથી તે મુશ્કેલીઓથી ગભરાઈ જાય તેમ ન હતી. તેના દૃઢ સંકલ્પના બળે ગમે તેવી મુશ્કેલીમાંથી માર્ગ મળી રહેતો.

પહેલાં તો તેની મહેતાજીનેય આવડી મોટી ઉમરે ભણવા આવેલ છોકરીને–ઓને જોઈ નવાઈ લાગી. અને જો મંછીને કાંઈ ન આવડતું તો તે વર્ગની નાનામાં નાની છોકરીને બતાવી કહેતી, " આની પાસેથી શીખી લેજે ! " મંછી ચૂપ જ રહેતી, પણ થોડા દિવસ વિત્યા પછી મહેતીજીને આવો કટાક્ષ કરવાનો પ્રસંગ ફરી મળ્યો જ નહિ. મંછીએ રાત ને દી' મહેનત કરી વર્ગના પાઠો, ગણિત, ઈતિહાસ, ભૂગોળ, ઇત્યાદિ તૈયાર કરી લીધું અને શિક્ષિકાનાં આશ્ચર્ય વચ્ચે બે માસ પછી તો મંછી વર્ગમાં પ્રથમ પંક્તિમાં પહોંચી ગઈ. શિક્ષિકાને આવી ચતુર શિષ્યા પર કટાક્ષ કર્યા બદલ મનમાં અફસોસ થયો. પણ તેણે જ્યારે મંછીના જીવનની બધી વાત સાંભળી ત્યારે તો તેણે મંછી સમક્ષ પોતાની ભૂલ કબુલ કરી માફી પણ માગી. સ્ત્રીઓ ગમે તે સ્થિતિમાં હોય તોય એકબીજાને ઘણી સરળતાથી સમજી શકે છે. તેમાં વર્ગભેદ થોડો છે. મંછી તેના સરળ સ્વભાવથી શાળામાં સર્વની માનીતી થઈ પડી. એનો અભ્યાસ સરળતાપૂર્વક ઝપાટાબંધ વધવા લાગ્યો.

પણ અમૃતને જેમ મંછી કામકાજ ન કરતાં વાંચવામાં પરોવાતી તે ન ગમતું તેમ જ તેની મામીને પણ ભાણી આખો દિવસ વાંચવાંચ જ કર્યા કરે તે ન રૂચ્યું. પોતે મજૂરણની માફક ઘરનું બધું વૈતરૂં કરે અને મંછી બેઠી બેઠી વાંચ્યા કરે તે પરિસ્થિતિ તેને અસહ્ય લાગી. જીવનના અનેક અનુભવ લઈ લઈ ચબરાક બનેલ મંછી પરિસ્થિતિનો તાગ તરત પામી ગઈ. તેણે વજુમામાની રજા લઈ ગામમાં એક જૂદી ઓરડી ભાડે લીધી. મામીના રોષથી મંછીનો ભણવાનો દૃઢ સંકલ્પ ચળે તેમ ન હતો.

(૩)

થોડા વખતમાં મંછીના જીવનમાં ખાસ રસ લેતી થયેલ શિક્ષકાઓને તેની મૂંઝવણની ખબર પડી ત્યારે તેમણે તેને પાંચ રૂપિયાની શિષ્યવૃત્તિ અપાવી દીધી. પણ પાંચ રૂપિયામાં પૂરૂં થતું ન હોવાથી મંછી અવકાશે લોકમાં છૂટક છૂટક કામ કરી આપતી, અને મહીને પાંચ છ રૂપિયા કમાઈ લેતી. રજાઓમાં તે કોઈનાં તોરણ ભરી આપતી. કોઈનાં અથાણાં કરી આપતી, કોઈના પાપડ વણી આપતી, કોઈને છડિયાળો કરી દેતી, કોઈની છોકરીને એકડા શીખવતી, અને એ રીતે કંઈ કંઈ મદદ મેળવી અભ્યાસમાં આગળ વધ્યે જતી.

પહેલાં તો મંછી સીનિયર થઇ. પછી તેને અંગ્રેજી ભણવાનું મન થયું અને તે સીધી ચોથી અંગ્રેજીમાં બેઠી. ત્રણ વર્ષમાં ફર્વે મેટ્રિક થઈ અને તે પછીનાં ત્રણ વર્ષમાં 'બી. એ.' થઈ.

આ દશકા દરમિયાન મંછીને કંઈ પણ વિઘ્ન ન આવ્યું હોય તે સંભવિત જ ન હતું. પૈસાનાં સાધન વિના આગળ વધવાની ઈચ્છા કરનારનો માર્ગ તો સદાય મુશ્કેલીઓથી ભરપુર હોય છે. મંછીને અનેક મુશ્કેલીઓ આવતી, કેટલાય વિકટ પ્રશ્નો ઉપસ્થિત થતા, ઘણી વખત પેટ પૂરતું ખાવાય ન મળતું એટલી બધી પૈસાની સંકડામણ ભોગવવી પડતી, પણ આ બધી મુશ્કેલીઓનો શાંતિ અને બહાદુરીપૂર્વક સામનો કરી મંછીએ તેનો નીકાલ આણેલ.

ગટુ સાથે રહેતાં કે સાકરની હાજરીમાં મંછીને કોઈ દિવસ સ્વપ્ને પણ ખ્યાલ નહિ આવ્યો હોય કે પોતે આર્થિક અગર બીજી કોઈ મુશ્કેલીમાંથી કોઈની પણ મદદ વિના

પોતાની જ મેળે માર્ગ કાઢી શકે. મંછી ભણતી ત્યારે એને લાડ લડાવનાર કોઈ ન હતું. (જો કે તેને તો ક્યારેય કોઈએ લાડ લડાવ્યાં ન હતાં.) પરિણામે દશ વર્ષ સુધી એકલાં, પોતાના જ પગ પર રહેવાથી મંછીમાં અજબ આત્મશ્રદ્ધા ઉદ્ભવી હતી. જીવનની કડવી–મીઠી બાજુઓનો તેને બરાબર પરિચય થયો હતો. સમાજના ખેરખાંઓ સામે કઈ પળે બંડ ઊઠાવવું સગાસંબંધીઓને કેવી રીતે સમજાવવાં, કે વરણાગિયા થઈ ફરતા યુવાનોને કેવી રીતે ફટકારી દેવા, મુશીબતમાં કેવી રીતે ટકી રહેવું કે આગળ વધનાર પર ટીકા કરતા એક નિંદાખોર વર્ગની કેવી રીતે અવહેલના કરવી તે બધું મંછી જાત અનુભવ પરથી બરાબર શીખી ગઈ હતી.

અભ્યાસના દશકા દરમિયાન મંછી ગટુ પાસે તો ક્યારેક જ જતી. રજામાં પણ તે અભ્યાસ કરવા જ રોકાઈ જતી. ગટુ બહુ આગ્રહ કરતો તો તે બે પાંચ દિવસ જઈ આવતી.

જી. એ. (ગૃહીતાગમા) થયા પછી મંછી ગટુને મળવા ઉપડી.

એક દશકામાં બેનને ગ્રેજ્યુએટ બની ગયેલી જોઈ ગટુની આંખમાં હર્ષનાં અશ્રુ આવી ગયાં. તેને સાકરનો આત્મા તૃપ્ત થતો હોય તેમ લાગ્યું. ગટુ મંછીને તેના અભ્યાસમાં બહુ મદદ નહિ કરી શકેલ પણ તેણે બેનને માટે દરેક સગવડ મેળવવા ખૂબ પ્રયાસ કરેલ. અમૃત પણ નણંદ પર ખુશ ખુશ થઈ ગઈ. મંછીના હૃદયમાં તો ભાઈ–ભોજાઈ માટે સમભાવ જ હતો. બધાં બહુ પ્રેમપૂર્વક મળ્યાં. બેન સાથે પેટ ભરી વાતો કરવા ગટુએ ઑફીસમાંથી બે દિવસની રજા લીધી.

ભાઈબેન અને નવરી હોય ત્યારે અમૃત, સાથે બેસી

ખૂબ વાતો કરતાં; ભૂતકાળનાં કેટલાંય સંસ્મરણો યાદ કરી હસતાં કે રડતાં; પણ તેમની વાતમાં દુર્લભ કે દુર્ગાનું નામ સુદ્ધાં ય ન આવતું. એ ઘટના તો જાણે બની જ ન હોય એમ બધાં વર્તતાં. મંછી કુમારિકા જ છે એમ તે દેખાડતાં.

"બેન! હવે શું કરવું છે?" એક દિવસ ગટુએ પૂછ્યું.

"શેનું?" મંછીએ પૂછ્યું.

"હું તો એમ પૂછું છું કે તારો વિચાર કોઈ નોકરી કરવાનો છે?"

"હવે હું જીંદગી આખી ઘરમાં જ બેઠી રહું તો મને ય કેમ ગમે?"

"તારે નોકરી કરવી હોય તો એક જગ્યા બતાવું."

"કઈ?"

"હેડ મિસ્ટ્રેસની જગ્યા છે...",

"મારે મહેતીજી નથી થવું."

"કાં?"

"આપણા સમાજની સ્થિતિ સામાન્ય હોત તો હું જરૂર શિક્ષિકા થાત! પણ મારે તો મારી અસંખ્ય બેનોના પ્રશ્નને મારો પ્રશ્ન કરવો છે. વિના વાંકે અકાળે કરમાતી મારી નાનકડી બેનોના જીવનમાં મારે સાચો જીવનરસ રેડવો છે. અજ્ઞાનને લીધે પશુવત જીવન ગાળતી ગૃહિણીઓમાં ને સ્ત્રીઓમાં મારે જ્ઞાનનો પ્રકાશ ફેલાવવો છે. ભાઈ! મને લાગે છે કે હું દુઃખથી એવી ઘડાઈ ગઈ છું કે હવે મને અન્યનાં દુઃખ દૂર કરવાનું સુગમ પડશે. મારે મારી વિદ્યાનો ઉપયોગ માત્ર ધનપ્રાપ્તિ કાજે નથી કરવો. હું આટલા દિવસ ક્યાં કાંઈ કમાતી! અને હવે મારે કમાવાની શી જરૂર છે? કેમ,

તને કાંઈ વાંધો નથી ને?"

"શેનો?"

"હું ન કમાઉં તેનો."

"મારે શું વાંધો હોય?"

"જો, ભાઈ! હું તને પૈસા નહિ આપું. પણ તારાં છોકરાંને કેળવવાનું તો મારા પર જ લઈ લઈશ. એ છોકરાંઓ યોગ્ય વયે મને સોંપી દઈશ ને?"

"તને ઠીક પડે તેમ કરજે ને!"

પછી તો મંછીનું ક્ષેત્ર ઘણું વિસ્તૃત થયું. અનેક બેનોના અટપટા પ્રશ્નો પર વિચાર કરતાં તેને લાગવા માંડયું કે તેની ગૃહિતાગમાની ઉપાધિ જીવનના વાસ્તવિક પ્રશ્નોના નિકાલમાં બહુ ખપ આવે તેમ ન હતી. સમાજનાં અનિષ્ટો દૂર કરવા કે દુઃખી બેનોને તેમાંથી રક્ષવા પ્રયાસ કરનારે પહેલાં તો સમાજનો વ્યવહારૂ દૃષ્ટિએ અભ્યાસ કરવાની ખાસ જરૂર છે. કટલાંય થોથાં ફેરવ્યે જે ન સમજાય તે કોઈ સમાજસેવકના સંસર્ગમાં રહી સમજવાના પ્રયાસ કરતાં બહુ ઓછી તકલીફે સમજાઈ જાય છે.

સ્ત્રીઓની સાર્વદેશિક ઉન્નતિ અર્થે વર્ષોથી કામ કરતાં સુમતિદેવી ગુજરાતમાં આવ્યાં ત્યારે મંછી તેમને મળી અને પોતાની મુશ્કેલીઓ તેમની સમક્ષ રજુ કરી. પચાસ વર્ષની વયમાં અનેકવિધ અનુભવોથી બરાબર ઘડાઇ ગએલાં દેવીને મંછીમાં શકિત દેખાઈ અને ખાસ તો તેમને મંછીની નિખાલસતા બહુ ગમી.

સુમતિદેવીએ મંછીને પોતાની સાથે જ લઈ લીધી.

બે વર્ષ સુધી દેવી સાથે રહ્યા અને ફર્યા પછી મંછીમાં

અજબ ફેરફાર થઈ ગયો. મંછીને સમજાયું કે લોકસેવિકામાં માત્ર બુદ્ધિની જ જરૂર છે એ ખોટું છે. બુદ્ધિથી અડધું કાર્ય પતે, પણ પોતાનાં કાર્યની છાપ લોક–હૃદયના ઊંડા ખૂણા સુધી પહોંચાડવા ઇચ્છનારે તો પવિત્ર હૃદય રાખવાની ખાસ જરૂર છે. બુદ્ધિ-વિકાસની સાથે સાથે આત્માનો વિકાસ કર્યો હોય તો જ સેવક સાત્ત્વિક રહી શકે છે અને સાત્ત્વિકતા વિનાનો સેવક ત્રાસદાયક થઈ પડે તેમાં નવાઈ શી ?

મંછીનું જીવન તો કોરી કિતાબ સમું હતું. છેલ્લાં કેટલાંય વર્ષોથી બ્રહ્મચર્ય સાધી જીવનનો વિકાસ સાધવા તે મથી હતી. પહેલાં તેને માનસિક નિર્બળતાને લીધે ક્યારેક હિસ્ટીરીઆ આવી જતું, પણ તે તો ઘણા વખતથી બંધ થયું હતું. જીવનને વિષયી દૃષ્ટિથી જોવાનો તેને હવે ખ્યાલ પણ ન આવતો. હવે તો તેને પોતાનું જીવન અન્યને ઉપયોગી બનાવતાં શીખવાનું હતું. આવી રીતે આત્મિક વિકાસ સુશ્લિષ્ટ થઈ શકે તેની પૂર્વ ભૂમિકા તો તૈયાર જ હતી. એટલે સુમતિદેવીના સંગાથમાં મંછીમાં અજબ પરિવર્તન થવા લાગ્યું. તેનો જીવન તરફનો દૃષ્ટિકોણ જ ફરી ગયો. તે સમજી કે કોઈ પણ કામ માટેની હદ ઉપરાંતની આસક્તિ તોય અનિષ્ટ છે. તેમાંથી જ દ્વેષ વગેરે ઉદ્‌ભવે છે.

સુમતિદેવી ક્યારેક બોધ દેવા ન બેસતાં, પણ કેટલાક દાખલાઓથી અને ક્યારેક આડીઅવળી વાતો દ્વારા બરાબર સમજાવી દેતાં કે જનસેવા કરવા તત્પર થનારમાં તો દુશ્મન પ્રત્યે પણ દ્વેષભાવ ન હોવો જોઈએ. કોઈ પણ કામ હાથ ધરતાં સાચા સેવકે તો તે કામ એક પવિત્ર ફરજ સમજીને જ હાથ ધરવું જોઈએ. જીવનના કોઈપણ ભાગમાં જો અપવિત્રતાનો કીડો પેસી જાય તો તે

સેવકના જીવનનું બધું સત્ત્વ ફોલી ખાય છે. કોઈનેય મહાત કરવાની–હરાવવાની વૃત્તિ જો સેવકમાં ઘૂસી જાય તો તે સેવક કાળા નાગ સમો ઝેરી બની જાય છે. તેના ડંખથી કદાચ સમાજનો નાશ પણ થાય. સેવાધર્મને પરમ ગહન કહ્યો છે તે અમસ્તો નહિ ! સેવકે તો ચારે બાજૂથી સાવધ રહેવું જોઈએ.

મંછીએ આ ધોરણ અનુસાર પોતાનું જીવન ઘડવું શરૂ કર્યું, અને તે દુર્લભ–દુર્ગાને થોડા વખતમાં જ વિસરી ગઈ. તેમને દેખાડી દેવાની તેની વૃત્તિ ઓસરી ગઈ. તેનામાં રહી માત્ર એક જ વૃત્તિ, અને તે સેવાની. તેણે સ્ત્રીઓની સેવા કરવાનું સ્વીકાર્યું, તે દલીત વર્ગ હોવાથી. સ્ત્રીઓની ઉન્નતિ માટે તે મથી, તે પછાત વર્ગ હોવાથી. અને પોતે કેટલીય મુશ્કેલીઓનો જાત અનુભવ કરેલ હોવાથી તેને તે કામ વિશેષ ફાવે તેમ હતું.

મંછીનો આધ્યાત્મિક વિકાસ જોઈ સુમતિદેવી તો બહુ ખુશ થયાં. એને તેને 'બેન'નું ઉપનામ આપ્યું. એ નામ એટલું બધું પ્રચલિત થઈ ગયું કે મંછી 'મંછી' મટી 'બેન' બની ગઈ. બધાંની તે બેન બની. તેની કોઈનાં દુઃખની વાત કઢાવવાની રીત, કોઈ ને સાંત્વન આપવાની રીત એવી હતી કે તેને 'બેન' કહેવું જ બરાબર હતું દુઃખિયારાનાં આંસુ લો'તાં કે વિપથગામીને સાચે માર્ગે લઈ જતાં તે બેનનું જ કામ કરતી.

એક દિવસ ગુજરાતના કોઈ દેશી રાજ્યના કામદારનાં પત્નીનો સુમતિદેવી પર પત્ર આવ્યો. તેમને સુમતિદેવીની સહાયથી એકાદ મંડળ ખોલવું હતું. એટલે તેણે તેમને બોલાવ્યાં હતાં.

સામાન્ય રીતે પુરુષો પોતાની પત્નીઓને કંઈ નવું શીખવા દેવા તૈયાર જ નથી હોતા; પણ જો સ્ત્રીઓ મહિને દા'ડે

આઠ–દશ રૂપિયા કમાઈ લાવતી હોય તો ઘણાખરા પુરુષોને તે સામે વાંધો નથી હોતો. પુરૂષોની આવી વૃત્તિનો લાભ લઈ, સ્ત્રીઓને કંઈ કંઈ કામ આપી, તેની સાથે સાથે જ તેનામાં નૂતન વિચારો ભરવામાં આવે તો ઘણું સંગીન કામ થઈ શકે તેવી સુમતિદેવીની અનુભવસિદ્ધ માન્યતા હતી. અને આ જ ઉદ્દેશથી તેમણે હિંદભરનાં મોટાં મોટાં ગામોમાં સ્ત્રીઓની સંસ્થા કાઢી હતી. એવી એક સંસ્થા કામદાર પત્નીને પોતાને આંગણે જોઈતી હતી.

દેવીને તો અગત્યના કામ માટે ઉત્તર હિંદ તરફ જવાનું હતું, એટલે તેમણે બેનને જ બોલાવી પૂછ્યું, " બેન ! એક કામ છે, કરશો ? "

" એમ કેમ પૂછો છો ? તમે કહો તે કરવાની મારી ના ક્યારે હોય છે ? "

" હું તો અમસ્તી કહું છું, પણ આજે ગુજરાતના એક રાજ્યના કામદાર–પત્નીનો પત્ર છે. તેમને આપણી સંસ્થાની એક શાખા એમને ત્યાં ઉઘાડવી છે. તમે ગુજરાતનાં જ છો, એટલે તમને આ કામ ફાવશે, જશોને ? "

" એમાં શું ! જઈશ જ ! "

" સારૂં ! હું તમારે માટે બધી વ્યવસ્થા કરી રાખું છું અને તેમને પણ લખી નાખું છું કે બેનજ મારે બદલે આવે છે. મને તો લાગે છે કે..." કહી દેવી અટક્યાં.

" કેમ અટક્યાં ? "

" તમને હવે એકાદ સ્વતંત્ર ક્ષેત્ર સોંપી તમારી શક્તિનું ખરૂં માપ કાઢવું જોઈએ. ગુજરાતને તમારૂં ક્ષેત્ર ન બનાવો ?

બંને સ્ત્રીઓ હસી.

*　　　*　　　*

મંછીસમી બલામાંથી છૂટી શકાયું તેથી દુર્લભને આનંદ થયો.

પણ દુર્ગા સાથે સ્નેહલગ્ન કરી પાછા ફરતાં, જંકશને સામી ગાડીમાં મંછી હોવાના સમાચાર અચાનક મળ્યા ત્યારે પોતાને ક્ષોભ કેમ થયો તે દુર્લભને ન સમજાયું. મિત્રોએ કહ્યું, "ચાલ, જરા લટાર મારીએ!" તોય પોતે ડબામાં જ કેમ બેસી રહ્યો? શું એ અંતરાત્માનો અવાજ હતો? એમ કહેતો હતો કે નિર્દોષ સ્ત્રીનું જીવન-સુખ લૂંટી તેં પાતક કર્યું છે! તું સુખી નહિ થાય! અરે! ના, ના! એ તો પળવારની માનસિક નબળાઇ! બાકી મનગમતી સ્ત્રીનું સાહચર્ય સ્વીકારવું તેમાં પાતક શું? આવા અનેક ઊઠતા તરંગોને સમાવવાને દુર્લભે ઘેર પહોંચ્યા પછી એક સાથે ત્રણ પ્યાલા કડક ચા પી શરીર ને મનમાં પેસી ગયેલી સુસ્તી ઉડાડી દીધી.

દુર્ગા દુર્લભની સુસ્તી જોઇ શકી પણ તેને તો તે મુસાફરીની હાડમારીને અંગે ઉદ્ભવી હશે તેમ લાગ્યું. મંછી તો તેને યાદ પણ નહોતી.

દુર્લભની બા-દુધીનો આનંદ તો હૃદયમાં સમાતો ન હતો. આવી ભણેલ-ગણેલ, ચપળ યુવતીને દીકરાની વહુ તરીકે આવેલ જોઇ તેનું હૈયું ફાટફાટ થાય તેમાં નવાઇ શી? બળી મંછી! આવે શુભ ટાંકણે એને સંભારે ય કોણ? અને દુર્ગાના મોઢામાં 'બા' શબ્દ કેવો બંધબેસતો લાગતો હતો!

પણ આ તો લગ્ન પતાવીને ગાડીમાં જ ઉદ્ભવતા જુદી જુદી વ્યકિતના વિચારો હતા. ઘેર પહોંચ્યા પછી તે વિચારનું પુનરાવર્તન કરવાની કે તેને તદ્દન ખોટા ઠરાવવાની પણ દરેકને છૂટ હતી.

જાન પાછી ઘેર પહોંચી. વર–વધુએ થોડી મીઠી આનાકાની કર્યા છતાં તેમને વિધિપુરઃસર પોંખવામાં આવ્યાં.

દુધીએ તો પાડોશનું આખુંય ઓમંડળ પોતે જીતી લાવેલ વહુને જોવા એકઠું કર્યું.

" અમે તો ખાટચાં! કયાં એ ગામડિયણ ને કયાં આ !" દુધીએ દરેક આવનારને આ એક જ વાકય જુદી જુદી રીતે લંબાવી ટુંકાવીને કહ્યા કર્યું.

મંછી કરતાં પોતે ચઢિયાતી હોવા બાબત તો દુર્ગાને લેશમાત્ર શંકા ન હતી. અને તેથી જ તેને પોતાના નામ સાથે તેનું નામ વારંવાર લેવાયા કરે તેમાં સુરૂચિનો ભંગ લાગ્યો. અને પોતાની મહત્તા સ્થાપવા માટે પણ આ માર્ગ તો તેને હાસ્યજનક લાગ્યો. તેણે માન્યું કે સાસુજી બેએક દિવસમાં આવાં વખાણ કરી થાકી જશે.

પણ સાસુ તો ડગલું આગળ વધ્યાં. પહેલાં તો આવનાર સમક્ષ માત્ર દુર્ગાનાં વખાણ જ કરતાં હતાં, તે રીત બદલી તેમણે નવી રીત અખત્યાર કરી.

" વહુ, બેટા! આમને પગે લાગો ! આ આપણાં ખાસ સંબંધી છે."

દુર્ગા તો હેબતાઈ ગઈ! પ્રથમ અનુભવે જ તકરાર ન કરવા ખાતર તેણે જેમ તેમ કરી પગે લાગી દીધું. આવનારે આશીર્વાદ દીધા, " ઝટઝટ દીકરા જણીને અમારી દુધીબેનનું ઘર ભરી દ્યો !"

દુર્ગાએ મોઢું મરડયું.

આવનારની નજરે દુર્ગાનો અણગમો ન ચડયો. દુધીએ વહુને કંટાળો દર્શાવતી જોઈ. તેને વહુની એવી રીત ન ગમી.

વળી થોડી વાર થઈ અને દુખીની કોઈ ખાસ બેનપણી ભણેલ વહુ જોવા આવી ચડી. દુર્ગા કોઈનું નહિ માને તેવી ચર્ચા દુખીનાં ઓળખીતાંઓમાં થઈ ગઈ હતી. તેને દેખાડી દેવા માટે દુખીએ દુર્ગાને પગે પડવાનું ફરમાન કર્યું. દુર્ગા "મારૂં માથું દુઃખે છે" કહી ત્યાંથી ઊઠી ગઈ.

કોઈ પણ વ્યક્તિ અને તેમાં ય પોતાના દીકરાની વહુ છડેચોક પોતાનું આવું અપમાન કરી શકે તેની તો દુખીને કલ્પના પણ નહિ આવેલ. બસ, આ ઘડીથી જ તેણે દુર્ગા માટેના પોતાના અભિપ્રાયનું પુનરાવર્તન શરૂ કર્યું.

દુર્લભ આવ્યો ત્યારે તેણે ફરિયાદ કરીઃ "ભાઈ! સાંજે હેમીબેન આવ્યાં'તાં ત્યારે મેં વહુને તેને પગે લાગવાનું કહ્યું તો તે મોઢું મરડીને જતી રહી. આ કાંઈ ઠીક કહેવાય? વહુ પગે લાગી હોત તો બિચારીને કેવું સારૂં લાગત!"

દુર્લભ શું બોલે? લગ્ન પછીના ત્રીજા જ દિવસનો આ અનુભવ! દુખી પાસે તો તે કંઈ ન બોલ્યો પણ રાત્રે એકાંતમાં દુર્ગાને કહ્યું, "બાને બની શકે ત્યાં સુધી ખુશ રાખવાં."

"તેની કોણ ના કહે છે?" દુર્ગાએ કહ્યું.

"ના, ના. પણ..." દુર્લભ અચકાવા લાગ્યો.

"હા, હા, હા" દુર્ગાએ મીઠું હસતાં કહ્યું, "પેલી બાઈને હું પગે ન લાગી તેની વાત કરો છો?"

દુર્ગા હસતી વખતે બહુ સુંદર દેખાતી. દુર્લભ, હાસ્યદ્વારા ડોલરનાં ફૂલ વેરતી હોય તેવી, મધુરી દુર્ગાને પ્રશંસામુગ્ધ નેત્રે જોઈ રહ્યો અને અચકાતો બોલ્યો, "ના, હા હા...!"

"તમને બાએ વાત કરી લાગે છે!" દુર્ગા હસતી જ હતી.

" હા. "

" કેવું વિચિત્ર ! " દુર્ગા બોલી, " એવી તો સવારથી સાંજ સુધીમાં એક હજાર મને જોવા આવે છે. તે બધાંને હું ક્યાં પગે લાગવા બેસું ! "

દુર્લભને આ ચર્ચા બંધ કરવાનું જ યોગ્ય લાગ્યું. તેણે વાર્તાલાપ બદલાવી નાખ્યો. પણ આ ક્ષણે કોણ જાણે કેમ તેનાથી એકાએક મંછી ને દુર્ગાની સરખામણી કરાઈ ગઈ !

પછી તો દુધી–દુર્ગાને મનદુઃખનાં કારણો વધવા લાગ્યાં. સાત પેઢીની જુનવાણી સાચવી રાખવાનો ખાસ આગ્રહ સેવતાં દુધીબાઈ હરઘડિયે દુર્ગાનું સ્વમાન હણાય તેવું કે સ્વત્વ લોપાય તેવું કંઈ ને કંઈ કર્યા જ કરતાં.

શરૂઆતના થોડા દિવસ તો દુર્ગા સાસુની આવી વર્તણૂંકથી મનમાં મૂંઝાતી, પણ શિષ્ટાચાર ખાતર કશું બોલતી નહિ. પણ થોડો વખત વીત્યા પછી તેણે દુધીના બોલવા પ્રત્યે દુર્લક્ષ કરવા માંડ્યું. " તુમ બકતે હો, હમ સુનતે હૈં, " એવી વૃત્તિ ગ્રહણ કરવામાં જ તેને ખરી શાંતિ દેખાઈ. તેનું કહ્યું કરવુંય નહિ ને તેની સામે બોલવુંય નહિ ! પણ દુર્ગાની આવી વલણથી તો દુધીને બહુ માઠું લાગ્યું. તેણે ધીમે ધીમે દુર્ગાને 'મેંઢી' 'છાનીછપની' ઈત્યાદિ સરપાત્ર આપવા શરૂ કર્યા.

દુર્ગાને અમુક વખતે લાગ્યું કે પોતાની ખાનદાનીનો પૂરતો ગેરઉપયોગ થઈ રહ્યો છે.

એક વખત દુધી કોઈ પાડોશણ પાસે દુર્ગાની નિંદા કરતી હતી ત્યારે દુર્ગા સડસડાટ દુધી સામે જઈને ઊભી રહી. બંને સ્ત્રીઓ–વૃદ્ધાઓ–વિધવાઓ સ્તબ્ધ થઈ ગઈ. દુર્ગાનો મિજાજ જુદો જ હતો. કાણાને કાણું કહેવા જ તે આવી હતી.

"શું છે, બા?" દુર્ગાએ રોફમાં દુખીને પૂછ્યું.

"કાંઈ નથી, બાપુ!" દુખીએ અવાજ સ્વસ્થ રાખવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

"હું ખરાબ છું, એવું આ ડોશીને કહેવાથી તમારૂં શું વળે તેમ છે?" દુર્ગા બોલી.

"હું તો કાંઈ કહેતી નથી. હેં, બાઈ! મેં તમને કાંઈ કહ્યું છે? સાચું બોલજો, હો! તમારા હાથમાં માળા છે! લે, બાઈ! આ તો લેતી પડે છે!"

"ના, બાપુ! અમે તો અમથાં વાત કરતાં'તાં." ડોશીએ ટાપસી પૂરી.

"તમારે રાંડીરાંડોને બીજો ધંધો જ નથી, કુથલી સિવાય!" દુર્ગા પાડોશણ તરફ ફરી બોલી, "હું ગમે તેવી હોઉં તેમાં તમારે શું છે? મારા ધણીને ગમું છું! ખબરદાર, કોઈ મારી વાતની ચોવટ કરવા આવ્યું છે તો!" કહી દુર્ગા જતી રહી.

"કાંઈ ભૂખધરો!" કહી પાડોશણ છટકી ગઈ.

દુખી ઘણું બોલી, પણ દુર્ગાએ તેનો કશો જવાબ જ ન દીધો. સાચે જ, દુખી બધું ધીમે ધીમે જ બોલતી હતી, કારણ કે તેનાં મનમાં ઊંડે ઊંડે તે દુર્ગાથી ડરતી હતી. દુર્ગાનો મિજાજ કંઈ ઓછો હતો!

દુર્લભ ઘેર આવી વાળુ કરવા બેઠો ત્યારે દુખીએ રડતે રાગે શરૂ કર્યું, "ભાઈ! તારી મઢમ તો ગજબ છે!"

"શું થયું?" દુર્લભે ખાવાનું બંધ કરી પૂછ્યું.

દુર્ગા બાજુના જ ઓરડામાં દુર્લભ જોઈ શકે તેમ બેઠી હતી. તે દુર્લભ સામે એકીટસે જોઈ રહી. દુખી રસોડામાંથી

વાત કરતી હતી.

"તારી આ મઢમડી કરતાં તો બિચારી મંછલી હજાર દરજ્જે સારી હતી! આ તો હજાર માણસમાં મારી આબરૂ પાડી નાખે તેવી છે."

'પણ, બા! તારે એની સાથે શું કામ તકરાર કરવી જોઈએ?'

'એને કોણ બોલાવે છે, મારી ભૂખરાજ? પણ આ તો હું કોઈ સાથે વાત કરતી હોઉં તો ય સામેથી લડવા આવે છે.'

'તમે બંને સંપથી નહિ રહી શકો?' દુર્લભે કંટાળતાં કહ્યું. ફજેતો થવાના ખ્યાલથી તે બહુ ગભરાતો હતો.

'આમાં હું શું કરૂં? તારી મઢમડી મને ગાળો દે છે.'

'મને ખાઈ લેવા દો! પછી હું તમારી વાત સાંભળીશ.'

પણ ડુધીએ તો બોલવાનું ચાલુ જ રાખ્યું અને દુર્લભ થાળી હડસેલી હાથ ધોઈ જતો રહ્યો.

'એ જમતા'તા એટલી વખત પણ શાંત ન રહી શક્યાં?' દુર્ગા પણ ડુધીને દબડાવી દુર્લભ પાસે જતી રહી.

ડુધી જોઈ જ રહી! તેને મન આ તો જુની આંખે નવો તમાશો હતો.

'તમે તમારી જાતને આવી જાતના હુમલાઓથી પર કરી દો.' એકલાં પડયા પછી દુર્ગાએ દુર્લભને શિખામણ આપી.

'પણ આ અવસ્થાએ બાનો સ્વભાવ બદલવો બહુ મુશ્કેલ છે.' દુર્લભ કંઈ નક્કી કરી શકતો ન હતો.

'તમારો સ્વભાવ તો બદલોને? એમની વાત પર ધ્યાન

જ ન આપો. ઘરની ઝીણીઝીણી વાતો તમારી પાસે કરવાનો કંઈ અર્થ નથી એમ તેમને ચોકખું સમજાવી દો. શરૂઆતમાં એમને ખોટું લાગશે, પણ તમારી એવી વલણથી ટેવાઈ ગયા પછી એમને અને તમને બંનેને કાયમી નિરાંત થઈ જશે. અને મારા માટે તો તમારે બિલકુલ મૂંઝાવાની જરૂર નથી. મારો માર્ગ હું સરળતાથી કરી શકું છું. કયારે શું કરવું તે હું બરાબર સમજી શકું છું. મારૂં સ્વત્વ મને અનહદ પ્રિય છે, તેને ભોગે હું કોઇનીય સાથે નહિ ભળી શકું.'

દુર્લંગ દુર્ગાનું વ્યાખ્યાન સાંભળી રહ્યો. એ બંનેમાં દુર્ગા દેખીતી જ વધારે ચાલાક હતી. દુર્લભ અને દુર્ગા ઉંમરમાં લગભગ સરખાં હોવા છતાં, ઉંમરમાં તો દુર્લભ જ મોટો લાગતો, પરંતુ બુદ્ધિના ક્ષેત્રમાં તો દુર્ગા જ વધારે ચાલાક હતી, એમ તરત જ જણાઈ આવતું. દુર્લભ તેની દલીલોનો જવાબ ભાગ્યે જ વાળતો. અત્યારે પણ તેને કોલેજમાં વાંચેલ ઇબ્સેનના નાટકનું કોઈ પાત્ર પોતાને સંબોધી રહ્યું હોય તેવું લાગ્યું. પણ દુર્લભ તો પહેલાં ય સ્વત્વ અને અહંત્વ વચ્ચેનો ભેદ સમજી ન શકતો અને અત્યારે ય એ ન સમજી શકયો. પણ જે વાતની તેને પૂરી સમજ ન હતી તેમાં મૌન ધારણ કરવાનું જ તે ઉચિત માનતો.

પછી તો દુર્ધો–દુર્ગામાં ફાટફૂટ વધતી ચાલી અને દુર્લભ પર દુર્ગાની શિખામણ છતાં તેની અસર થવા લાગી. દુર્લભમાં દુર્ગાને વારી શકવા જેટલી તર્કશક્તિ ન હતી અને દુધીને વારવાની તો કલ્પના પણ તેને ન આવતી. તેનાં પરિણામરૂપે કેવો જબ્બર જવાળામુખી ફાટી નીકળે તેનો એને બરાબર ખ્યાલ હતો. એકમાં રહેલી વધારે પડતી તર્કશક્તિ અને

બીજીમાં રહેલી તેની તદ્દન ન્યૂનતા દુર્લભને મૂંઝવી રહી હતી, એટલે બિચારો દુર્લભ બંને બાજુને કંઈ ન કહી શકવાનાં પોતાનાં અસામર્થ્યથી મનમાં જ મૂંઝાઈ ને દુબળો થવા લાગ્યો.

પણ દુઃખના દાંડા કાંઈ કાયમ થોડા રહે છે! દુઃખ પછી સુખ આવે તે નિયમાનુસાર દુર્લભને એલ.એલ. બી. થયા પછી ગુજરાતના એક નાનાં સ્ટેટમાં ન્યાયાધીશની જગ્યા મળી.

બધાંએ છૂટકારાનો દમ ખેંચ્યો.

દુર્લભને ઘરથી દૂર, ધમાલોથી દૂર જવાનું થવાથી ખરી નિરાંત થઈ.

દુધીને પણ દુર્ગા સાથે લઢતાં બહુ ફાવતું નહિ, એટલે તે પણ દુર્ગા જશે એ ખ્યાલથી ખુશી થઈ. ક્યારેક તે મંછીનાં વખાણ કરી બેસતી, (અલબત દુર્ગાને હલકી દેખાડવા જ) તો દુર્ગા સીધું સંભળાવી દેતી કે, 'એને તમે કેવી સારી રીતે રાખી'તી એ મારાથી ક્યાં અજાણ્યું છે!' આવી વહુ સાથે લડવું કેમ ફાવે?

દુર્ગાને સ્વતંત્ર જીવન જીવવાનું આવ્યું અને ગૃહકલેશની અસરથી અકાળે વૃદ્ધ બની રહેલા પતિમાં નવજીવન રેડવાની તક મળી તેથી તેને હર્ષ થાય તે સ્વાભાવિક હતું.

માતાની રજા લઈ દુર્લભ દુર્ગા સાથે ન્યાયાધીશ થવા ઉપડયો.

ગાડીના બીજા વર્ગના ડબામાં દુર્ગાએ દુર્લભ સાથે ઘણી વાતો કરી. તેણે પોતાની દુધીબા સાથેની તકરારોનું રસિક વર્ણન આદર્યું અને દુર્લભને પણ તે સાંભળી મઝા પડી. દુર્ગા હસતી જ હતી અને હસતી દુર્ગાની સુંદર દેહલતા જોઈ તથા તેની હાસ્યપૂર્ણ વાતો સાંભળી દુર્લભ પણ લગ્ન પછી લગભગ

પહેલી જ વાર મુક્ત મને હસ્યો.

ન્યાયાધીશીના શરૂઆતના દિવસોમાં તો દુર્ગા–દુર્લભને નાનાં ગામનાં નવાં વાતાવરણમાં બહુ ગમ્યું. બહુ ઝાઝું કામ ન હોવાથી દુર્લભ દિવસનો ઘણોખરો ભાગ ઘરમાં જ ગાળતો; અને જુનવાણીમાં રાચતા દરબાર, નરી ખુશામતથી પોતાનો બધો વ્યવહાર ચલાવતા કારભારી અને ખંધાઈની મૂર્તિસમા કારકુનોનાં હાસ્યજનક વર્ણન કરી તે દુર્ગાને પેટ પકડી હસાવતો. હસતી દુર્ગાને જોવી એ એક મહાપૂર્ણ આનંદ હતો.

દુર્ગાને સૌથી વિશેષ મજા તો તેને એક વૃદ્ધ સ્ત્રીએ 'બા' કહેલ ત્યારે પડી હતી. પોતે કોઈની બા થઈ શકે તે વિચાર માત્રથી તેને હસવું આવતું. પણ પછી તો જે કોઈ તેના સંસર્ગમાં આવતું તે તેને બા કહીને જ બોલાવવા લાગ્યું. પરિણામે થોડા જ વખતમાં તેને બા સંબોધનથી હસવું આવવાને બદલે કંટાળો આવવા લાગ્યો, અને તેણે વટહુકમ કાઢ્યો કે, " મને કોઈએ બા કહી બોલાવવી નહિ. મને માત્ર બેન કહેશો તો ચાલશે."

દુર્લભ હવે પાઘડી પહેરતો એટલે તે તેની ઉમર કરતાં મોટો લાગતો. દુર્ગા તો દિનપ્રતિદિન નાની થતી જતી હોય તેમ લાગતું. આ રીતે બંનેની રહેણીકરણીમાં ફેર પડવા લાગ્યો. દુર્ગા દુર્લભની પાઘડીની ક્યારેક મશ્કરી કરતી, પણ દુર્લભ કંઈ જવાબ ન આપતો.

થોડો વખત નોકરી કર્યા પછી દુર્લભને લાગ્યું કે, નાનાં રાજ્યોમાં આગળ વધવું હોય તો ખટપટમાં સક્રિય ભાગ લીધા વિના છૂટકો ન હતો. દરબારમાં ઘૂસતાં આવડવું જોઈએ. બાપુના ખાસાઓને પોતાના કરી લેતાં આવડવું જોઈએ અને

પોતે રાજ્યના જબ્બર હિતસ્વી છે તેવો ડોળ કરતાં શીખી લેવું જોઈએ.

થોડાં વર્ષ ન્યાયાધીશ રહ્યા પછી દુર્લભે પોતાની મહત્ત્વાકાંક્ષાની પરિસીમા કારભારીપદ સુધી પહોંચવાની ઠરાવી. પોતાનાં ભાવી જીવનનો વિકાસ કઈ રીતે કરવો તે નક્કી કરી લીધા પછી તેણે તે માર્ગે પગલાં માંડવાનું શરૂ કરી દીધું. એક પછી એક પાસા નાખવાનું આદર્યું, અને પરિણામે તે દુર્ગાના મધુરા સહવાસમાં જેટલો વખત ગાળતો તેના પર કાપ પડયો. પતિ પોતાની પ્રગતિ ખાતર એટલી પ્રવૃત્તિ વધારે તેમાં દુર્ગાને પહેલાં તો કંઈ હરકત જેવું ન જણાયું. પણ થોડા મહિના વિત્યા પછી તેણે જ્યારે જોયું કે દુર્લભ તો તેના તરફ બેદરકાર બનતો જાય છે, એટલે કે દુર્ગા અને કારભારીપદની તુલામાં કારભારીપદનું પલ્લું પ્રતિદિન નમતું જાય છે, ત્યારે તેને ક્ષોભ થયો; ગ્લાનિ પણ થઈ.

તેણે દુર્લભને સમજાવવા માંડયું કે જો આવી પ્રવૃત્તિથી તેને ઘરસુખનો ત્યાગ કરવો પડે તેમ હોય તો બહેતર છે કે તેણે તે પ્રવૃત્તિ જ તજી દેવી. કારભારી થતાં થતાં પત્નીને પણ અવગણવી પડતી હોય તો તે કારીભારીપદ ત્યાજ્ય ગણાવું જોઈએ.

પણ દુર્લભ ખટપટની પ્રવૃત્તિમાં એટલો આગળ વધી ગયો હતો કે તેનાથી હવે પાછું ફરાય તેમ ન હતું. જુના કારભારી વિરુદ્ધ તેણે એવી બાજી ગોઠવી દીધી હતી કે બે ચાર ચાલમાં જ તેને મહાત કરી શકાય તેમ હતું. તેણે બધી રમત બહુ જ ચાલાકીપૂર્વક ગોઠવી હતી. ખ્યાલ માત્ર તેને એક વાતનો નહોતો રહ્યો. કારભારીપદ મેળવતાં તે પત્નીના

હૃદયમાંથી સ્થાન ગુમાવી રહ્યો હતો તે વાત તેને નહોતી સમજાઈ.

પતિને રાતદિન રાજખટપટમાં રચ્યો રહેતો જોઈ દુર્ગાએ પોતાના આનંદ કાજે કંઈક પ્રવૃત્તિ ખોળવા પ્રયત્ન કર્યો. 'ગઢ'નાં બૈરાં સાથે ભળવાનો પ્રયાસ તેણે કરી જોયો. પણ ઓઝલ પડદા પાછળ પડચાં પડચાં કહોવાઈ ગયેલાં અને રાજાશાહીનાં ગુમાનવાળાં માનસના સંપર્કથી દુર્ગાને કેમ જ આનંદ આવે? અને એ સાંકડી દુનિયાની નારીઓ પાસેથી દુર્ગા નિર્દોષ આનંદ મેળવવાની આશા તો કેમ જ રાખી શકે? સંસ્કારી દુર્ગા માટે તે શક્ય જ ન હતું.

દુર્ગાએ ગામની સ્ત્રીઓ સાથે ભળવાનો પ્રયાસ કરી જોયો; પણ તેમનાં અજ્ઞાન, વહેમ અને રૂઢિચુસ્તતાને લીધે તે તેમનાથી પણ કંટાળી.

થોડા વખતમાં દુર્લભ તો કારભારી થયો જ!

## (૪)

'આજે પેલાને મ્હાત કરી દીધો!' દુર્લભે પોતાના વિજયના સમાચાર દીધા.

'હવે તમે તો ઘરમાં ટકશો ને?' દુર્ગાએ હસતાં પૂછ્યું.

'એટલે?'

'નવા કારભારી સાહેબને પોતાને ઘેર પત્ની છે એ વાત યાદ છે ને?'

'કેવી વાત કરે છે? પણ હવે તો મારે ઉલટું કામ વધશે. ગાફલ રહીએ તો આપણને ય કોઈ ઉડાડી મૂકે!'

'એમ હરઘડિયે ફડકે જીવ જાય તેવાં કારભારીપદને શું કરવું છે?'

'તારી વાતો તો બહુ વિચિત્ર છે!' દુર્લભ હસ્યો.

'સારૂં! તમે તમારે કર્યા કરો કારભારૂં! મારી બાબતનો વિચાર જ ન કરશો.'

'તને શું દુ:ખ છે?'

'મને શું દુ:ખ હોય!'

'તને શું નથી મળતું?'

'તમારા સહવાસ સિવાય બીજું બધું મળે છે!'

'જા, રે!' દુર્લભે દુર્ગાના વાંસામાં પોલે હાથે ધપ્પો મારતાં કહ્યું. 'એમ કંઈ આખો દિવસ ઘરમાં તો થોડું જ બેસી રહેવાય છે! તુંય કાંઈક તૂત શોધી કાઢને! ગામની સ્ત્રીઓને ભેગી કરી અક્ષરજ્ઞાન આપ! તને ય ગમશે. છાપાંમાં તારો ફોટો આવશે અને બાપુને પણ પોતાનાં ગામનાં વખાણ વાંચી સંતોષ થશે.'

'કારભારી થવા માટે લીધેલ મહેનતથી તમે દરેક પ્રવૃત્તિનો, તે બાપુને ખુશ કરી શકશે કે નહિ તે—એક જ ધોરણે કસ કાઢતા થઈ ગયા લાગો છો.' દુર્ગા કડવાશથી બોલી.

'આપણા અન્નદાતા છે ને!' દુર્લભે વ્યંગમાં હસતાં કહ્યું. દુર્ગાનાં કહેવાની કડવાશ સમજવા છતાં તે ન સમજવાનો તેણે ડોળ કર્યો.

'મારે તેની કાંઈ નથી પડી. પણ તમે જો સાચે જ આખી જીંદગી આ રીતે ગુજારવા માગતા હો તો મારે કોઈ જીવનરસ શોધવો જ પડશે.'

'એટલે?'

'તમે ગઢ પ્રવૃત્તિને જ તમારૂં જીવન સર્વસ્વ સમર્પવા ધારતા હો તો મારેય જીવન ભરી દે તેવી કાંઇ પ્રવૃત્તિ શોધવી પડશે ને!'

'હા, હા, હા.' દુર્લભ હસ્યો, મુત્સદીનું હાસ્ય. અને તે હાસ્યમાં તેણે દુર્ગાની વાત ઉડાવી દીધી.

દુર્ગા દુર્લભની વૃત્તિ સમજી શકી અને તેના અંતરમાં વિશેષ કડવાશ ભળી.

એક વખત દુર્લભનું અંગ તૂટતું હતું. થોડો તાવ હતો. સળેખમ હતું. માથું ચડયું હતું. તે દિવસ ગઢમાં જવાનું તેણે બંધ રાખ્યું.

'દુર્ગા, આજે હું ગઢમાં નથી જવાનો!' દુર્લભે વધામણી આપી.

'ઘણી નવાઈની વાત!' દુર્ગાએ કહ્યું.

'બેસ ને!'

દુર્ગા બેઠી.

'આજે આખો દિવસ તારી સાથે વાતો જ કર્યા કરવી છે.'

'નસીબ મારાં!'

'તું હસ ને! તું હસે છે ત્યારે મને બહુ ગમે છે.'

'પણ એમ હસવું કેમ આવે?'

'હું તને હસાવીશ. પણ તું અહીંથી ક્યાંય જતી નહિ.'

'આજે તો મારે જવાનું છે.'

'કયાં?'

'મારી એક સખી આવવાની છે તેને લેવા સ્ટેશને.'

'પણ આજે મને જરા ઠીક નથી.'

'શું થાય છે?'

'શરીર તૂટે છે.'

'ક્વીનાઈન લઈ લો!'

'એ તો લઈશ. પણ તું બેસ ને!'

'મારે તો જવું છે ને!'

'મારૂં માથું દુઃખે છે. જરા દાબને!'

'હમણાં પટાવાળાને બોલાવું છું. તે બામ ઘસી આપશે.'

'તું નહિ બેસે?'

'હું હમણાં આવતી રહીશ.'

"મને તાવ હોય એમ લાગે છે."

"જોઉં, કેટલો તાવ છે?" દુર્ગાએ દુર્લભનો હાથ ઝાલતાં કહ્યું.

"પણ માણસને સ્ટેશને મોકલીએ તો નહિ ચાલે?"

'અરે, એટલો બધો ક્યાં તાવ છે? તમે તો તદ્દન ઢીલા છો. અજાણ્યો માણસ સ્ટેશને જાય તેના કરતાં હું પોતે જ સ્ટેશને જઉં તો ઠીક પડે ને!'

'પણ મને મૂકીને?'

'તમને મૂકીને હું ક્યાં જતી રહેવાની છું? થોડીવારમાં તો પાછી આવતી રહીશ.' દુર્ગા હસી.

'ઠીક!'

દુર્લભની અનિચ્છા છતાં દુર્ગા પોતે જ સ્ટેશને ગઈ. તેની સખી બે દિવસ રહી તે દરમિયાન દુર્ગાએ ખૂબ આનંદ કર્યો. દુર્લભને ઈન્ફ્લ્યુએન્ઝા હોવાથી તે બેએક દિવસ પથારીમાં પડ્યો રહ્યો. દુર્ગા અવારનવાર આવી તેની પાસે બેસી જતી. તેના કપાળે હાથ ફેરવી જતી. નોકરને સાહેબનું બરાબર ધ્યાન રાખવા સૂચન કરતી જતી; પણ દુર્લભને એ કશાથી સંતોષ ન થતો. દુર્ગા બધી માવજત

શિષ્ટાચાર ખાતર જ કરતી હોય એમ તેને લાગતું. દુર્ગાને મંદવાડ જરાય ગંભીર લાગ્યો ન હતો, પણ એ બહાને દુર્લભ આરામ લેતો હોવાથી તેને સંતોષ થયો હતો.

ત્રીજે દિવસે સખી ગઈ, અને દુર્ગા દુર્લભ પાસે સખીની વાતો કરવા હોંશે આવી ત્યાં તો, તેણે તેને ગઢમાં જવાની તૈયારી કરતો જોયો.

'ગઢમાં જવું છે?' દુર્ગાએ પૂછયું.

'હા.'

'તબિયત બરાબર નથી તો ય?'

'મારી તબિયત કયારેય ખરાબ હતી જ નહિ.' દુર્લભ વ્યંગમાં બોલ્યો.

ઈન્ફલ્યુએન્ઝાનું એ જ દુઃખ છે કે, દરદીને લાગે કે પોતે પારાવાર બિમાર છે અને જોનારને લાગે કે આમાં શી બિમારી છે!

'બે દિવસ વધારે આરામ લ્યો તો શું ખોટું?' દુર્ગાએ કહ્યું.

'કામ ઘણું ચઢી ગયું છે. મારે આજે તો જવું જ જોઈએ.' કહી દુર્લભ તો જતો રહ્યો.

દુર્ગા જોઈ રહી.

આવા નાના બનાવોથી પતિ-પત્નીનાં મન કેટલાં જુદાં પડતાં જતાં હતાં તેનો બંનેને બરાબર ખ્યાલ ન હતો. બંને એકબીજાનું માન જાળવતાં, કયારેક હસતાં; પણ બંનેમાંથી પ્રેમનો ઉમળકો તો અદૃશ્ય થઈ જ ગયો હતો.

દુર્ગાની સખીએ દુર્ગાને સુમતિદેવીના કાર્યની ને તેની સંસ્થાની ઘણી વાતો કરી હતી. પોતે એક એવું મંડળ

ચલાવતી હતી, તો દુર્ગાએ શા માટે તેની શરૂઆત ન કરવી? દુર્ગાને પણ એ સૂચન ગમ્યું અને તેણે સુમતિદેવીને પત્ર લખ્યો.

જવાબ મળ્યો કે, 'હું અહીંથી બેનને જ મોકલું છું. તમારાં અણખેડાયેલાં ક્ષેત્રમાં બેનસમી પ્રભાવશાળી વ્યક્તિ જ સરસ કામ કરી શકશે.' બેન કઈ ગાડીમાં, ને કોની સાથે આવશે તે પણ કાગળમાં લખ્યું હતું. પણ આ બેન કોણ હશે તે દુર્ગાને ન સમજાયું.

'જે હશે તે! મારૂં એકલાપણું તો કંઇક ટળશે!' દુર્ગાએ વિચાર્યું, અને બેનને લેવા જવા માટે તે ગાડીમાં સ્ટેશન તરફ ઉપડી.

તે જતી હતી તે વખતે જ દુર્લભ આવ્યો. દુર્ગાએ ગાડી ઊભી રખાવી.

'ક્યાં જાઓ છો?' દુર્લભે પૂછ્યું.

'સ્ટેશને આવવું છે?'

'દેવી આજે આવે છે, કાં?'

'દેવી નથી આવતાં.'

'ત્યારે કોણ આવે છે?'

'બેન.'

'બેન કોણ છે?'

'સ્ત્રીઓની ઉન્નતિ અર્થે જેણે આખું જીવન ગાળ્યું છે એવી એક સેવિકા!'

'પણ તેમનું નામ શું?'

'નામની તો મને ખબર નથી. બધાં તેમને બેન જ કહેતાં હશે તેમ લાગે છે. ચાલોને, મારી સાથે. તમે ભેગા

હશે તો સારૂં લાગશે.'

'હું જરૂર આવત, પણ અત્યારે એક કામ માટે બાપુ સાથે એકએક કલાકની વાત કરવાની છે. ત્યાંથી સીધો હું તેમને મળીને જ ઘેર આવીશ. એમને ગેસ્ટ-હાઉસમાં જ ઊતારજો !'

'ભલે !' કહી દુર્ગા ઉપડી.

ગાડી આવી અને ખાદીનાં તદ્દન શ્વેત વસ્ત્ર પહેરેલ એક સ્ત્રી ઉતરી.

'તમે જ બેન કે ?' દુર્ગાએ એની પાસે આવતાં પૂછ્યું.

'હા.' એ સ્ત્રી સાથેની એક બાઇએ કહ્યું.

'ચાલો હું તમને લેવા આવી છું.' દુર્ગાએ કહ્યું.

'ચાલો !' બેને સામાન બરાબર ઊતર્યો કે નહિ તે તપાસતાં કહ્યું.

'વિઠુ ! આ સામાન ગાડીમાં મૂકી દે !' દુર્ગાએ તેના નોકરને હુકમ કર્યો.

'દેવીને તમારો પત્ર મળ્યો, અને તેમણે મને હુકમ કર્યો, એટલે હું જ આવી.' બેને વાત શરૂ કરી.

'સારૂં કર્યું !' દુર્ગાને બેનના સ્વરથી જ તેના પ્રત્યે આકર્ષણ થયું હતું. કેવો હેતાળ સ્વર !

'સુમતિદેવી આવ્યાં હોત તો તમને વધારે ગમત, પણ તેમને ખાસ કામ હોવાથી......'

'મને તો તમે પણ ગમો છો. મારાં બેન હો તેવાં જ લાગો છો.' દુર્ગાએ કહ્યું. બેન હસ્યાં.

બધાં ગાડીમાં બેઠાં.

રસ્તામાં બેને દુર્ગાને ગામની પરિસ્થિતિ બાબત બધી

હકીકતો પૂછી. પોતાનાં કામમાં શી શી મુશ્કેલીઓ આવશે તેની ચર્ચા કરી અને તે મુશ્કેલીઓમાંથી કેવી રીતે માર્ગ કાઢી શકાય તેની આછી રૂપરેખા પણ દર્શાવી.

દુર્ગા તો બેન પર મુગ્ધ થઈ ગઈ. તે તો તેમની વાતો સાંભળ્યા જ કરતી હતી. તેને થતું હતું કે બેનને બોલતાં સાંભળ્યા જ કરૂં તો કેવું સારૂં! પણ તેને જ્યારે ખબર પડી કે બેન – સાદાઈની મૂર્તિસમાં લાગતાં બેન–ગ્રેજ્યુએટ પણ છે, ત્યારે તો તેનું તેમને માટેનું માન અનહદ વધી ગયું.

બંને સ્ત્રીઓ થોડા વખતમાં એકમેકને સમજવા લાગી. ઉતારે પહોંચ્યા પછી તો દુર્ગા અને બેન સમાજની વાતો પરથી પોતાની વ્યક્તિગત વાતો પર આવી ગયાં હતાં. દુર્ગાએ વગર પૂછયે પોતાનાં જીવનનો સળંગ ઇતિહાસ કહી સંભળાવ્યો. પોતે એક સ્ત્રીનો હક છીનવ્યો હતો તે ભૂલ કબૂલ કરી. અને અત્યારે પોતાનાં સહજીવનમાં જોઇતી મીઠાશ ન હતી તેનું પણ સૂચન કર્યું. નવાઈભરી રીતે બેને હજી દુર્ગાને તેનું નામ પૂછયું ન હતું.

'તમારૂં નામ તો દુર્ગાબેન ને?' બેને કહ્યું. દુર્ગાને તેમના અવાજમાં સહેજ કંપ હોવાનો ભાસ થયો. પણ તેમનાં મુખ સામે જોતાં ત્યાં પહેલાંના જેવી જ સ્વસ્થતા હતી.

'હા. પણ તમારૂં નામ તો તમે હજી કહ્યું નથી.'

'મારૂં નામ તો લગભગ ભૂંસાઈ ગયું છે. બેન જ મારૂં નામ હોય તેમ મને લાગે છે. મને તે જ નામે બોલાવશો તો ચાલશે.'

'સારૂં!' દુર્ગા પોતાનાં જીવનનો ઇતિહાસ કહેવામાં એટલી બધી મશગુલ બની ગઈ હતી કે તેને આડીઅવળી ચર્ચામાં

ઉતરી પડવું નહોતું ગમતું. પોતાને બરાબર સમજી શકે અને સહાનુભૂતિપૂર્વક પોતાનાં જીવનમાં રસ લઈ શકે તેવી સ્ત્રી—અને તે ય પાછી લગભગ પોતાના જેવડી જ—સમક્ષ દીલ ખોલવાનો પ્રસંગ સાંપડ્યાથી દુર્ગાને પોતાનું હૃદય હળવું થતું લાગ્યું.

અને કેટલી યે સ્ત્રીઓનાં હૃદય સુધી પહોંચી તેમનાં જીવનના મુંઝવી રહેલ પ્રશ્નોના નિવેડા લાવનાર બેન, હૃદય સુધી પહોંચવાની કલામાં નિષ્ણાત બની ગયાં હોય તે દેખીતું હતું. દુર્ગાએ બેન પાસે હૃદય ખોલી નાખ્યું.

પોતાને દેખીતું કંઈ જ દુઃખ ન હોવા છતાં પોતે પોતાની ધારણા પ્રમાણેનું સહજીવન નહોતી જીવી શકતી, પોતાની માનસિક ભૂખ અતૃપ્ત જ રહેતી તે વાત દુર્ગાએ બરાબર કહી દેખાડી. સાસુ જુનવાણી, પતિ ભણેલ પણ નોકરીમાં પત્ની તરફ જોવાની પણ દરકાર ન કરનાર, અને કંઈ સંતાન નહિ એવી સ્થિતિમાં પોતાને લાગતી એકલતાની વાત દુર્ગાએ બેનને કહી, અને બેને કહ્યું, 'માનસિક ભૂખ વાળવાનો માર્ગ તમને બરાબર જડી ગયો છે.'

'એટલે?'

'દરેક સ્ત્રીની પરિસ્થિતિને સમતાપૂર્વક જોતાં શીખી તેમનામાં નવજીવન રેડવાની પ્રવૃત્તિ આદરો એટલે તમને પ્રવૃત્તિરૂપી ખોરાક મળી રહેશે અને સમાજની ઉન્નતિ થશે.'

'પણ મારી આવી માનસિક પરિસ્થિતિમાં મારાથી બીજાનાં દુઃખ બાબત સમતાપૂર્વક વિચાર જ નથી કરાતો ને?'

'એ બધું હું તમને સમજાવી શકીશ. તમારામાં લાગણી પ્રાધાન્ય છે. તેનો સદુપયોગ કરવાનું હું નહિ ચૂકું. એટલા માટે તો હું અહીં આવી છું. તમે મારી સાથે રહેશો એટલે

તમને બધું સમજાશે. મારી સાથે બેનની જેમ જ રહેશો ને?'

'ચોક્કસ! મને તમારી પાસે બહુ ગમે છે. આપણે ગયે ભવે બેનો જ હોવી જોઈએ.'

બેનની વાત કરવાની ઢબ જ સામી વ્યક્તિમાં ઉત્સાહ પ્રેરે તેવી હતી. દુર્ગાને પણ લાગ્યું કે તે જરૂર કંઈક કરી શકશે.

'ઠીક, ત્યારે હું જમી આવું!' દુર્ગાએ થોડી વારે ઉભા થતાં કહ્યું.

'સારૂં, પાછાં કયારે આવશો?' બેને પૂછયું.

'હું તો એમ કહું છું કે તમે મારી સાથે જ જમવાનું રાખો તો?'

'ના, ના. મારૂં કામ હું હાથે જ કરી લઉં છું.'

'જેવી તમારી મરજી! હું ચાર વાગ્યે આવીશ.' કહી દુર્ગા ગઈ.

ઘેર આવી દુર્ગાએ દુર્લભને પૂછયું, 'તમે અત્યાર સુધી બેનને મળવા કેમ ન આવ્યા?'

'ઓ હો! એ તો હું ભૂલી જ ગયો.' દુર્લભે કહ્યું.

'ત્રણ કલાક પછી મારી સાથે આવજો. મળવા જેવાં છે. બહુ વિદ્વાન! ઘણાં સાદાં! ગ્રેજ્યુએટ છે, હોં!'

'એમ કે?'

'અને છતાં ય વિનય અને પ્રેમની તો જાણે સાક્ષાત મૂર્તિ!'

'આજે તો મેં ને બાપુએ બહારગામ જવાનું નક્કી કર્યું છે. કાલે હું જરૂર તેમને મળી આવીશ.'

'ના, એમ ન ચાલે!'

'એમાં શું?'

'એ ખોટું દેખાય. તમારે આજે બહારગામ જવું જ હોય

તો અત્યારે તેમને મળી આવો.'

'પણ...'

'પણ–બણ કંઈ નહિ! જાઓ જ!' દુર્ગા બેન પર આફરીન હતી.

દુર્લભ બેનને મળવા ચાલ્યો.

બેન રસોઈ કરવા માટે ઊઠતાં હતાં એ જ વખતે કારભારી સાહેબ અંદર આવ્યા. બીજું કોઈ ત્યાં ન હતું. દુર્લભે બેનની સૌમ્યમૂર્તિ જોઈ અને તેનાથી એકાએક બોલી જવાયું, 'મંછી?'

'હા. આવો ને!' બેને સ્વસ્થતાપૂર્વક કહ્યું.

દુર્લભ પળવાર જોઈ રહ્યો.

'તમારો આવો સુંદર વિકાસ જોઈ...' દુર્લભ હજી સ્વસ્થ નહોતો થઈ શકયો.

'બેસો ને!' બેનનો પ્રેમાળ અવાજ આવ્યો.

દુર્લભ બેઠો.

'તમે અહીં છો, એમ કે?' બેને વ્હાલથી પૂછ્યું.

'હા.' દુર્લભને શું બોલવું તે જ નહોતું સમજાતું. બેનની પ્રતિભામાં તે અંજાઈ ગયો હોય તેમ લાગતું હતું.

'દુર્ગાબેન હમણાં જ ગયાં.' બેન બધો ભૂતકાળ ભૂલી ગયાં હોય તેમ ભાવપૂર્વક બોલતાં હતાં. બેનની આવી નિખાલસતાથી દુર્લભ કંઈક સ્વસ્થ થવા લાગ્યો.

'હા......'

'મને તો એમનો સ્વભાવ ગમ્યો.'

'પણ એ જરા......' દુર્લભ પોતાને પરણીને પહેલાં આણાં વખતે આવેલી મંછી સાથે વાત કરતો હોય તેમ બોલવા લાગ્યો. પણ ત્યાં તો તેને પોતાની ક્રૂરતા યાદ આવી

ગઇ અને તે ચૂપ થઇ ગયો.

'બોલોને! મારાથી શીદ શરમાવ છે ?' બેનનો સ્પષ્ટ નિર્દંભી અવાજ દુર્લભને મુંઝવી રહ્યો. તેના મનમાં થયું કે, 'આનાથી છાનું શું રાખવું ?'

'......જરૂરી છે.' દુર્લભથી બોલાઇ જવાયું, પણ એ બોલતાં તેને પોતાનો ભૂતકાળ સાંભર્યો અને તે કંપી ઊઠ્યો. તેને લાગ્યું કે આવી રીતે વાત ન કરી હોત તો ઠીક હતું; પણ હવે શું થાય ?

'દુર્ગાબેને થોડીઘણી વાત કરી છે, એ હજી મને મંછી તરીકે નથી ઓળખતાં લાગતાં; પણ તેમના સ્વભાવની ધૂનને તમે યોગ્ય વળાંક આપી શકો. તેમનામાં ઘણું ઘણું કરવાની શક્તિ છે.'

દુર્લભે આછો નિશ્વાસ નાખ્યો. અત્યારે તે કારભારી મટી વર્ષો પહેલાંની વાતો યાદ કરી, પસ્તાઇ રહ્યો હતો.

'કેમ ?' બેને કહ્યું, 'અમારા કાર્યમાં તમે સહાય કરશોને ?'

'હા, હા. એ તો......' દુર્લભને કંઇ વાત જ સુઝતી ન હતી. તેનું મન જુદા જ વિચારે ચડી ગયું હતું.

બેનનું પ્રબળ વ્યક્તિત્વ તેને ડારતું હતું. બેન સમક્ષ તે અલ્પતા અનુભવી રહ્યો હતો.

'આપણી કેટલીયે બેનોની શક્તિનો કશો ઉપયોગ નથી થઇ શકતો એ મહદ્ દુઃખની બિના છે. અમારો દાવો છે કે સ્ત્રીઓને યોગ્ય દોરવણી અને સગવડ આપવામાં આવે તો તે સમાજનું બહુ જ ઉપયોગી અંગ બની સમાજનો ઉત્કર્ષ કરી શકે. માતૃશક્તિના યોગ્ય વિકાસમાં જ સમાજનો વિકાસ રહ્યો છે.'

દુર્લભ બેનને માત્ર મંછી–પોતાની પરણેતર–તરીકે જ જોતો હોય તેમ જોઇ રહ્યો. આવી આકર્ષક સ્ત્રીને ત્યજવા માટે તેને હૃદયમાં ગ્લાનિ થઈ. આ આકર્ષણ તે પહેલાંથી કેમ ન પારખી શક્યો? અનાયાસે જ તેનાથી દુર્ગા ને મંછીની સરખામણી કરાઈ ગઈ. અને મંછીનાં અજબ વ્યક્તિત્વ સમક્ષ તેને દુર્ગા વહેંતીઆ સમી લાગી. મંછીની–બેનની સરખામણીમાં પોતે પણ વહેંતીઓ જ હતો તેનો તેને ખ્યાલ ન આવ્યો. પુરૂષોને સ્ત્રી બાબત વિચાર કરતાં પોતાની ખામીનો ખ્યાલ આવતો જ નથી.

'મેં તમને ઘણો અન્યાય કર્યો!' દુર્લભે એકાએક જુદી જ વાત ઉપાડી.

'તેનું હવે શું છે?' બેને સહેજ પ્રશ્ન પૂછ્યો.

'તેનો બદલો ન વાળી શકાય?' દુર્લભને પોતે ધૃષ્ટતા કરતો હોય તેમ લાગ્યું, છતાં ય તેણે પૂછી નાખ્યું.

'જરૂર વાળી શકાય.' બેનમાં કશો જ ફેરફાર ન હતો.

'શી રીતે?'

'ભવિષ્યમાં કોઈ પણ પુરૂષ કોઈ પણ સ્ત્રીને અન્યાય ન કરી શકે તેવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવામાં યથાશક્તિ સહાય કરીને.'

'તમે અને દુર્ગા સાથે રહી તે કામ ન કરો?' દુર્લભને લાગ્યું કે થોડી ધૃષ્ટતા કરી છે તો હવે પૂરૂં જ કરવું.

'કરશું જ! હું દુર્ગાબેનની સહાય લેવાની જ છું. તમારી પણ.'

'હું તો એમ કહું છું કે તમે ને દુર્ગા એક સાથે એટલે કે...' દુર્લભ સહેજ અટક્યો.

'ઓ હો! તમે તો જુદી જ વાત કરો છો!' બેન હસ્યાં. દુર્ગા કરતાં પણ વધારે મીઠું!

'હા, એમ જ!' દુર્લભે હસવાનો પ્રયત્ન કરતાં કહ્યું, 'તમને એમ લાગે છે કે દુર્ગા તે વાત ન કબૂલે?'

'ના, હું એ વિચાર જ નથી કરતી. હું તો બીજો વિચાર કરૂં છું. તમે જ્યારે મને ત્યજી ત્યારે આપણે બંને અસમાન કક્ષા પર હતાં એ તો ખરૂંને? તમે ભણેલ હતા, હું અભણ હતી, ખરૂં?'

'હા.' દુર્લભે કહ્યું. બેનમાં પ્રશ્ન પૂછવાની એવી ચાલાકી હતી કે સામી વ્યક્તિને 'હા' કે 'ના'માં જ ઉત્તર આપવો પડે.

'તમારી ને મારી વચ્ચે સંસ્કારભેદ અને આદર્શભેદ હતો...'

'હં!'

'એટલે તમે માન્યું કે જ્યાં અસમાનતા હોય ત્યાં કોઈ પણ રીતે સહચાર ન સંભવે. કેમ, એમ જ ને?'

'હા, પણ હવે તો તમે મારા જેવાં જ થયાં છોને? હવે તો આપણી વચ્ચે સમાનતા છે ને?' આ બોલતી વખતે દુર્લભનો અંતરાત્મા ઊંડેથી કહેતો હતો કે 'તું આ સ્ત્રીની સમાન છે એવી મિથ્યા ભ્રાન્તિ તજી દે.'

'માફ કરજો. આપણી વચ્ચે તો આજે ય સમાનતા નથી. તમે દરબારના કારભારી બની મોટરગાડીઓમાં ફરો છો, સેંકડો લોકોની સલામો ઝીલો છો, મોજશોખમાં જીવો છો. જ્યારે મારૂં કાર્યક્ષેત્ર તમારાથી જુદું છે. હું તો અદની સેવિકા છું. મારે મોજશોખ ન જોઈએ. લોકોની પાસે સેવા કરાવવા કરતાં હું તો સેવા કરવામાં જ ગૌરવ માનું છું. મારા અને

તમારા આદર્શોનો ક્યાંય મેળ મળે તેમ નથી. એટલે આજેય આપણી વચ્ચે અસમાનતા જ છે. અને વળી મારૂં જીવન તો આપણા દુઃખી સમાજની કંગાલ સ્ત્રીઓમાં વહેંચાઈ ગયું છે, તે હું તમને પાછું કેવી રીતે આપી શકું?'

'ના, આ તો તમને કરેલ અન્યાયનું પ્રાયશ્ચિત્ત કરવા...' દુર્લભે ફેરવી તોળ્યું; મુત્સદ્દી બની ગયો.

'તમારામાં એ વૃત્તિ ખરેખર ઉદ્‌ભવી હોય તો આવકારદાયક છે. અને તે માટે તો મેં રસ્તો બતાવ્યો છે. ભવિષ્યમાં કોઈને પણ તેવું દુઃખ ન પડી શકે તેવું સમાજચણતર કરવામાં તમે પણ કંઈક ફાળો આપો.'

'હં.' દુર્લભે કહ્યું. મંછીના નિર્મળ આત્માનાં ઊંડાણમાંથી આવતા શબ્દોનો જવાબ છીછરી મુત્સદ્દીગીરીમાં રાચતો દુર્લભ શી રીતે આપી શકે? તેને તો મંછીને પાછી લાવી દુર્ગાનું ગુમાન ઊતારવું હતું પણ મંછી સાથે વાત કરવા જેટલી પણ લાયકાત તેની હવે નહોતી રહી. આડીઅવળી શિષ્ટાચારની વાતો કરી તે ચાલ્યો ગયો.

અને બેન 'રાણાજી મેં તો ગિરિધર કે ઘર જાઉં' ગાતાં ગાતાં રસોઈ કરવામાં ગુંથાયાં.

*

'રમા!' વિજયનો ધીમો સૂર સંભળાયો.

'નાથ!' રમાનાં ગળાંની મધુર ઘંટડી આસ્તેથી રણકી.

'કેમ, અહીં ફાવે છે ને?'

'શા માટે ન ફાવે?'

'માબાપની શીતળ છાંયડી તજી પારકે ઘેર એકલાં જવાનું એટલે...'

'એટલે જરા લાગી આવે ખરું, પણ તમને જોતાં એ ગ્લાનિ અલોપ થઈ જાય છે. એ બધાંને છોડી મેં તો મારું જીવન હવે તમશું જોડ્યું.' રમા અત્યારે કાવ્યસૃષ્ટિમાં વિહાર કરતી હતી.

બંને એકમેકની પાછળ ગાંડા થયાં હોય એમ લાગતું હતું. બંને જણ એકબીજાં સામે જોઈ ઘડી ઘડીમાં હસી ઊઠતાં'તાં. મોડી રાત વીત્યા છતાંય કોઈ ઊંઘવાનું નામ નહોતું લેતું. માનવ જીવનમાં કેટલીએક એવી પળો આવે છે કે જ્યારે સ્થળ અને કાળ તેમનું સામર્થ્ય ગુમાવી બેસે છે. રમા અને વિજય જગતની સઘળી વિટંબનાઓ વિસારે પાડી પ્રેમગોષ્ઠીમાં જીવન સર્વસ્વ સમાએલું માની પરમાનંદ અનુભવી રહ્યાં હતાં.

ઘડિયાળમાં ત્રણના ટકોરા થયા.

'રમા, હવે ઊંઘી જઈશું?'

'હા, તમે ઊંઘી જાઓ.'

'ના, પહેલી તું.'

'ના, પહેલા તમે.'

'પહેલી તું' અને 'પહેલાં તમે' કરતાં કરતાં બંને બીજી વાતો પર ચડી ગયાં; અને કોઈની ય શરમ ન રાખનાર નફ્ટ ઘડિયાળે ચારના ટકોરા કર્યા.

'રમા, હવે તો બહુ મોડું થયું. તું ઊંઘી જા!'

'એક શરતે હું ઊંઘું.'

'શી?'

'તમે મારૂં ઓશીકું બનો.'

રમા વિજયનાં વક્ષઃસ્થલ પર માથું રાખી ઊંઘી ગઈ.

સાડાપાંચેક થયા હશે ત્યારે રમા ઊઠી. ધીમેથી વિજયના કપાળ પરના વાળ ઊંચા કરી ચુંબન કર્યું. પણ તે ઊઠવા ગઈ ત્યાં તો વિજયના બાહુપાશમાં સપડાઈ ગઈ.

'જાગો છો કે? પક્કા!'

'અત્યારમાં કયાં ચાલી?'

'જુઓ, બા ઊઠીને કામે વળગી ગયાં...' કહી રમા હસતી હસતી ચાલી ગઈ.

*                *                *

વિજય એન્જિનિયરિંગ કોલેજમાં અભ્યાસ કરતો હતો. રમા પણ થોડું ભણેલી હતી. બંને વચ્ચે અજબ સ્નેહ હતો. રમા વિજય પર વારી જતી, અને વિજય રમાને રીઝવતાં કંટાળતો જ નહિ. તેમના પ્રણયને પાડોશીઓ કયારેક ઘેલછા ગણતાં, પણ વિજય અને રમાને તો એ ઘેલછા બહુ જ ગમતી.

વિજય બી. ઈ. થઇ નોકરી પર ચઢયો. રમાની સાથે

એકલાં રહેવાનો પ્રસંગ સાંપડ્યાથી વિજયને બહુ આનંદ થયો. શરૂઆતમાં તો કશા દાબ વિના પતિ સાથે સંપૂર્ણ છૂટપૂર્વક રહી શકવાની તક મળવાથી રમાને પણ બહુ જ મઝા પડી, પણ ધીમે ધીમે વિજય જેમ કામમાં પરોવાતો ગયો, તેમ રમાને એકલું એકલું લાગવા માંડ્યું. વિજયને મોટી મહત્વાકાંક્ષા હતી અને તેથી તેણે કામકાજમાં વિશેષ લક્ષ દેવા માંડ્યું. રમા એકલી પડતી ત્યારે વાંચતી, પણ ઝાઝો વખત વાંચતાં તેને કંટાળો આવતો અને પરિણામે તે મૂંઝાયા કરતી. ધીમે ધીમે એ એકલતાની અસર તેનાં શરીર પર જણાવા લાગી.

'રમા! હમણાં ઉદાસ કેમ રહે છે?' વિજયે રમાનું મ્લાન વદન જોઈ પૂછ્યું.

રમા ચૂપ રહી.

'શું થયું છે?'

'કશું નથી થયું.'

'ત્યારે...?'

'એકલું બહુ લાગે છે.' રમાએ પતિ સામે મીટ માંડી રહેતાં કહ્યું.

રમાને પરણ્યાં સાતેક વર્ષ થયાં હતાં, પણ તેને કંઈ સંતાન નહોતું થયું. વિજયને લાગ્યું કે રમા સંતાનહીનપણાનું સૂચન કરે છે.

'એકાદ છોકરું લાવી આપું તો ગમે?' વિજયે હસતાં કહ્યું.

રમા શરમાઈ ગઈ.

વિજયના કાકાના દીકરાની પત્ની ગંભીર માંદગીને બિછાને પડી'તી તેને એક નાની છોકરી હતી. વિજય ભાઈ પાસેથી એ છોકરી–ઉમાને લઈ આવ્યો. ભાઈને ઘણું સારૂં

લાગ્યું : અને રમાને બહુ આનંદ થયો. ઉમા બહુ સુંદર છોકરી હતી. રમાને તે બા કહેતી અને વિજયને કાકા કહેતી.

વિજય નોકરી પરથી ઘેર આવે ત્યારે રમા ઉમાને તેડી તેની વાટ જોતી ઉભી જ હોય. વિજય તરત જ ઉમાને બચ્ચી ભરી પોતાની પાસે લઈ લેતો.

ઉમા થોડી મોટી થઈ. છોકરી ઘણી ડાહી હતી. વિજય તથા રમાને તેના વિકાસથી ખૂબ આનંદ થતો. ઉમાને કપડાં પહેરાવવાં, નવરાવવી, સાફસૂફ રાખવી, એમાં જરાય ખામી રહી ગઈ હોય તો વિજય રમાને ધમકાવી લેતો. અને રમા પણ પોતે જબ્બર ગુનો કર્યો હોય તેમ મૂંગે મોઢે ઠપકો સાંભળી લેતી. પણ ઉમા તો સદાય રમાની જ વહારે ધાતી.

'કાકા, આ ફરાક તો મેં બગાડી નાખ્યું. મારી બાએ તો સરસ પહેરાવ્યું'તું.'

ઉમાના કાલાકાલા બોલ સાંભળી વિજય હસી પડતો અને કહેતો, 'આ છોકરી જબરી છે!'

નાનાં રાજ્યોમાં વારંવાર બને છે તેમ, વિજયનાં ગામમાં અધિકારમંડળમાં ફેરફાર થવાથી, અને દીવાન તરીકે વિજયના એક મિત્રના સંબંધી નિમાવાથી, તેને ગામમાં જ મુખ્ય ઈજનેરની જગ્યા મળી.

લાગવગના જોરે કેટલાકનો હક મારી દઈને પણ, વિજયને બસો રૂપિયાનો પગાર બાંધી આપવામાં આવ્યો. વિજય હવે સાહેબ કહેવાતો. કેટલાય માણસો તેને મળવા આવતા. કેટલીય જગ્યાએ તેને જવાનું થતું. ઘરમાં રહેવાનો તો તેને બહુ જ થોડો વખત મળતો.

ઉમાના બાપુ બીજી વાર પરણ્યા હતા, પણ ઉમા તો

રમા પાસે જ રહેતી; અને તેને લીધે રમાને વિજયની વધતી જતી પ્રવૃત્તિ છતાં એકલું ન લાગતું.

વિજયના ઘરમાં તેનાં માબાપ, નોકર–ચાકર, ગાડીવાળો, કામવાળી, વગેરે મળી દસેક માણસો રહેતાં. વિજય પૈસા મેળવતો પણ બહુ અને વાપરતો પણ એટલા જ. રમા સાથે પ્રેમગોષ્ઠીમાં કલાકો ગાળવાની સગવડતા તેને ન હતી, પણ રમા જ્યારે જ્યારે ઉમા માટે કંઈ માગતી ત્યારે વિજય તે તુર્ત જ મંગાવી આપતો. રમા સમજતી કે વધતા જતા કામનાં દબાણને અંગે વિજયને તેની સાથે ઝાઝી વાતચીત કરવાનો અવકાશ ન મળી શકે તે સ્વાભાવિક જ છે. પણ તે વાતચીત ઓછી કરે તેનો અર્થ એમ નહોતો થતો કે તેનો પ્રેમ ઘટ્યો છે.

એક રીતે રમાની ગણત્રી સાચી હતી. દેશી રાજ્યોમાં, અને ખાસ કરી નાનાં દેશી રાજ્યોમાં, સો રૂપિયા ઉપરના પગારવાળા બધા અમલદારો દિવસરાત રાજરમતની શેતરંજમાં મગ્ન રહે છે. અને તેથી તેમને પોતાના ખાતાનાં કામ – કે જે ઘણી વખત ગૌણ બની જાય છે — સિવાય બીજું ઘણું કામ રહે છે. વિજય પણ દિવસનો ઘણોખરો ભાગ દિવાન સાહેબ, બાપુ, રેવન્યુકમીશ્નર, ન્યાયાધીશ ઇત્યાદિ જુદા જુદા મહાનુભાવોને મળવામાં જ ગાળતો. પરિણામે તેને કૌટુંબિક જીવનની શાંતિ માનવાની નિરાંત ભાગ્યે જ મળતી. વળી વિજયમાં તો આ જાતનાં કામના વધવાથી જે ફેરફાર થાય તે સિવાય એક બીજો ફેરફાર પણ થયો હતો.

કોલેજજીવનના ઘણાખરા ઉદ્દામવાદીઓ જીવનમાં પડ્યા પછી મોળા પડી ગયાની વાત કોણ નથી જાણતું? અને

એમાંય જો નાનાં શાં દેશી રાજ્યમાં નોકરી કરવાનો વારો આવે તો તો માણસ જગતનાં વિચારઆંદોલનોથી બરાબર એક સદી પાછળ હઠી જાય છે. વિજયનું પણ એવું જ થયેલ. અહીં નોકરી સ્વીકાર્યા પછી તેને મોટાઇ દેખાડવાનો શોખ થયો હતો. જૂનવાણીમાં તે રાચતો. રાજ્યના કોન્ટ્રાકટરો પાસેથી જુદીજુદી જાતનાં ફરનીચર કરાવી ઘર શોભાવવામાં તેને લહેર આવતી. પણ આવી રીતે વધતી જતી સમૃદ્ધિનો વારસ કોણ ? એ પ્રશ્ન ઊઠતાં તેને જરા ઓછું આવતું – પુરુષોને પણ ઓછું આવી શકે છે – અને જૂનવાણી વિચારસરણીને ઝપટભેર ગ્રહણ કરી રહેલ તેનાં માનસને એ મુશ્કેલીનો કંઈ ફડચો કરવાની પ્રેરણા થઇ આવતી. પણ હજી તેનાં અંતરમાં કોલેજના સંસ્કાર સદંતર નાશ નહિ પામેલ એટલે તે પોતાની વિચારસરણી મનમાં જ દબાવી રાખતો. અને ભોળી રમા તો માનતી કે તેનો પતિ હજી એનો એ જ છે. માત્ર કામનું દબાણ તેને પોતાના તરફ વિશેષ મમતાળુ થતો અટકાવે છે.

વિજયે એક વખત બે નવા કબાટ ઘેર મોકલાવ્યા. ‘ બાપુજી ! આજે બે કબાટ મોકલાવ્યા તે જોયા ને ? ’ વિજયે પોતાની વધતી જતી સમૃદ્ધિનો ખ્યાલ માપવા કહ્યું. ‘ હા ભાઇ ! બહુ મજાના છે. તારી જાહોજલાલીમાં કાંઈ ખામી નથી. હું તો હવે ઘરડો થયો. બહુ બહુ તો બે – પાંચ વર્ષ... પણ – ’ વિજયના પિતાએ દુઃખ થતું હોય તેવા સ્વરે કહ્યું : ‘ તારી સંપત્તિનો કોઇ વારસદાર નથી એટલે અમને તો કેટલું ઓછું આવે છે. ! ’ જે વિચાર વિજયને આવે તો પણ વ્યક્ત ન કરે, તે જ વિચાર તેનાં માબાપને આવે અને તે જમાનાની

ખંધાઈને અભાવે વ્યક્ત કરે તેમાં તેમનો ઝાઝો વાંક ન કહેવાય.

'ઉર્મા છે ને!' વિજયે સસ્મિત કહ્યું. કહેતાં તો તેણે કહ્યું, પણ તેનાં હૃદયમાં ઊંડે રહેલો ભાવ જાગૃત થયો કે 'એકાદ પુત્ર હોય તો!'

રમાએ પિતાપુત્રની વાત સાંભળી હતી.

'બાપુજી શું કહેતા હતા?' રમાએ વિજયને પૂછ્યું.

'એ તો કબાટનાં વખાણ કરતા'તા.'

'અને બીજું...!' રમા આતુરતાભરી નજરે વિજય સામે જોઈ રહી.

'એમ કે તને દીકરો હોય તો કેવું સારૂં!' વિજયે રમાની હડપચી હલાવતાં કહ્યું.

રમા શરમાઈ નીચું જોઈ ગઈ.

'તો તમને પણ ગમે, કાં?' તેણે નીચી નજરેજ પૂછ્યું.

હા.' કહી વિજયે રમાના વાંસામાં પોલે હાથે ધપ્પો માર્યો.

'સા–હે–બ!' કોઈએ વિજયને બોલાવ્યો.

રમાને એ જ વાતના વિચાર આવ્યા કર્યા. આજે તો પતિને તેના પર પ્યાર હતો, પણ એ પ્રેમ વારસદાર મેળવવાની ઇચ્છામાં દબાઇ તો નહિ જાય ને?

રાત્રે વિજય આવ્યો ત્યારે રમાએ એ જ વાત ઉપાડી.

'એક વાત પૂછું?'

'પૂછ ને.'

'તમને હું વધારે ગમું કે સંતાન?'

'બેય.' કહી વિજય હસી પડયોઃ

રમા જરા ઝંખવાણી પડી ગઇ.

'પણ ધારો કે મને કંઈ સંતાન ન જ થયું તો?'

'તો શું?'

'તો હું તમને ગમીશ કે નહિ?'

'જો રમા! લગ્નમાં સ્ત્રી પ્રથમ અને પછી સંતાન એ એ કુદરતી ક્રમ છે. તને આજે શું થયું છે? શા માટે અમસ્તી ચિંતા કરે છે? ઉમા આપણું સંતાન જ છે ને?' વિજયે રમાને સમજાવી લીધી. રમાને સંતોષ થયો.

પણ તેની સાસુ ક્યારેક રમાનાં સંતાનહીનપણાની વાત કાઢતી અને રમાને માઠું લાગતું. તે તો એમ પણ કહેતાં કે, 'વહુ ડાહી હોય તો તેણે પોતે જ ધણીને બીજી વખત પરણવાનું કહેવું જોઈએ.'

એક દિવસે ઉમાએ આવી રમાને પૂછ્યું: 'બા! મારા કાકા પરણવાના છે?'

'તને કોણે કહ્યું?'

'દાદા ને મોટાંબા વાત કરતાં'તાં.'

'શું વાત કરતાં'તાં?'

'મોટાંબા કહે કે, વિજયને ફરી વાર પરણાવવો જ પડશે.'

'પછી?' રમાએ ઊંચે શ્વાસે પૂછ્યું.

'પછી દાદા કહે કે, 'હું તેને સમજાવું તો છું...હમણાં હમણાં મારી વાત પર ધ્યાન દે છે ખરો!'

'પછી?'

'પછી મોટાંબાએ મને જોઈ એટલે કાઢી મૂકી.'

'સારું! જાઓ, રમો!'

રમાને જબ્બર આઘાત થયો. તેનું હૃદય કોમળ હતું.

વિજયની બેદરકારીનું કારણ હવે તેને આજ સમજાયું. થોડા દિવસ સુધી તે વિજય સાથે બોલી નહિ. વિજય તેને બોલાવતો પણ નહિ. કંઈ કામ હોય તો ઉમાને બૂમ મારતો, એટલે રમા ઉમા મારફત બધી વ્યવસ્થા કરી દેતી.

'રમા, કેમ તું હમણાં બોલતી નથી?' વિજયે એક દિવસ પૂછ્યું.

'હું ક્યાં નથી બોલતી?'

'તને શું થયું છે? હમણાં મોઢું કેમ ચડેલું જ રહે છે?'

'મારૂં મોઢું ક્યાં ચડેલું છે?' રમાએ નિસ્તેજ હાસ્ય કરતાં કહ્યું.

વિજયે રમાને હાથ ઝાલી પાસે બેસાડી.

'શું છે? બોલ હવે.'

'મારે તો કાંઈ નથી. તમારે શું છે?'

'જો, રમા! તું મનમાં ને મનમાં જ મૂંઝાયા કરે તેમાં અમે શું સમજીએ? કહી નાખને...'

'તમારે બીજી વખત પરણવું છે?' રમાએ વચમાં જ કહી નાખ્યું.

'ના.'

'શા માટે ના!'

'તારે માટે.'

'હું કહું છું કે પરણો.'

'તો ય મારે નથી પરણવું.'

'કાંઈ કારણ?'

'તને દુઃખ ન થાય એટલા માટે.' રાજ્યના એક હોદ્દેદારને બૈરી પટાવી લેવી એ તે કઈ મોટી વાત?

કેમ જાણ્યું કે મને દુ:ખ જ થશે ? હું તો તમને કહું છું કે ખુશીથી તમે બીજી વાર પરણો. હું ઉમાને સાચવીશ અને પ્રભુભજન કરીશ. તમારા માર્ગમાં હું જરાય વચ્ચે નહિ આવું. પણ મારી ખાતર તમને અને બીજાંને દુ:ખ ખમવું પડે એ મને નથી ગમતું.'

'જોઈશું.' કહી વિજયે એ વાત બંધ કરી.

રમા સમજી શકી કે વિજય બીજાં લગ્નની સાફ ના નહોતો કહેતો. દરેક વખતે તે વાત ઉડાવવાના જ પ્રયત્ન કરતો, પણ સ્પષ્ટ ના તો તે ક્યારે ય ન કહેતો. રમાને તો દિવસ ને રાત બીજો વિચાર જ આવતો નહિ. એક વખત તો તેણે વિજયને તેની માતા સાથે કન્યાની પસંદગી બાબત ચર્ચા કરતો પણ સાંભળ્યો ત્યારથી તેનું મન બહુ જ ચિંતાતુર રહેવા લાગ્યું. તેણે ખૂબ વિચારમંથનને અંતે નિર્ણય કર્યો કે, વિજય મારી સંમતિ હશે તો ય પરણશે અને સંમતિ નહિ હોય તો પણ પરણશે, તો પછી સામેથી જ મારે સંમતિ શા માટે ન આપવી ?'

વિજય સારા હોદ્દાપર આવ્યા પછી તેને ત્યાં અવારનવાર મહેમાનો આવતા, પણ એ મહેમાનોમાં નાતના લોકોનું પ્રમાણ બહુ જ ઓછું રહેતું. વિજયમાં અમલદારશાહી બરાબર પ્રવેશી ચૂકી હતી. અને તેથી તેની ઉદ્ધતાઈનો અનુભવ કરવા ભાગ્યે જ નાતનું કોઈ આવતું. નાતના સામાન્ય લોકો તેને ભામટા જેવા લાગતા, એટલે તે એમની સાથે ભળી શકતો જ નહિ.

પરંતુ હમણાં હમણાં નાતના કેટલાક લોકો ઉપરાઉપર આવતા, અને એ આવનાર દરેક જણને ત્યાં યુવાન અપરિણીત પુત્રી હતી. રમા આ લોકોનાં આગમનનું કારણ ન કલ્પી શકે એટલી હદ સુધી ભોળી ન હતી. તેણે ભયંકર ભાવિ નિહાળ્યું

અને તેનું હ્રદય કંપી ઊઠયું. તેને માત્ર એક જ માર્ગ સૂઝયોઃ પતિ કે સાસુ કંઈ કહે તે પહેલાં પોતે જ તેમને હસતે મોંએ બીજાં લગ્નની છૂટ આપી દેવી.

'બા !' રમાએ ઘણા દિવસે સાસુ પાસે બેસતાં કહ્યું.

'કેમ ?'

'મારે એક વાત કહેવી છે.'

'શી ?' સાસુને લાગ્યું કે વહુ પોતાની બાજી સમજી ગઈ છે.

'જુઓ, બા ! મારી વાત હસી ના કાઢશો.'

સાસુ અનિમિષ નેત્રે રમા સામે જોઈ રહ્યાં.

'મને સંતાન થવાનો કંઈ સંભવ નથી...'

'તેથી શું ?'

'તેથી બધું ! આ બધી જાહોજલાલીનો કોઇ વારસદાર તો જોઈએને ?' રમા કોઈનું બોલેલું બોલતો હોય તેમ બોલી.

'હેં ?' સાસુને પોતાના કાન દગો દેતા હોય એમ લાગ્યું. રમા આ વાકય બોલી રહી છે એમ તે ન માની શકયાં.

'બા, હું કાંઈ મૂર્ખ નથી.' રમાએ દ્રિઅર્થી વાકય ઉચ્ચાર્યું : 'તમે એમને શા માટે બીજી વખત નથી પરણાવતાં ?' રમાએ વાતને પલટો આપ્યો, 'તમને એમ લાગે છે કે હું તકરાર કરીશ ?'

'ના–ના, પણ જો તું તૈયાર હો, તો...' સાસુ પોતાનો આનંદ દબાવી ન શકયાં.

'હું તૈયાર ? શું કરૂં કે તમે મોટેરાં બેઠાં છો એટલે મારાથી કંઈ ન કરાય, નહિ તો હું પોતે જ તેમની સગાઈ કરી આવત !'

'વહુ તો મારી જગદંબાનો અવતાર છે.' જગદમ્બા અને રમા વચ્ચે કયા પ્રકારનું સામ્ય છે તે સમજ્યા વિના સાસુએ ઉપમા આપી દીધી.

* * *

વિજય ફરીવાર પરણ્યો. તે સ્ત્રીનું નામ લલિતા. લગ્ન પછી જ્યારે લલિતા તેની સાસુને પગે લાગવા ગઈ ત્યારે તેમણે કહેલું : 'જુઓ બેટા! તમારી મોટી બહેનને સદાય પૂજજો. એ તો આપણાં ઘરની દેવી છે.' લલિતા રમાને મોટી બહેન કહેતી. વિજયનાં બીજાં લગ્ન પછી રમાએ ઘરનાં ઘણાંખરાં કામકાજમાં ભાગ લેવાનું બંધ કર્યું. ઉમા તેની પાસે જ રહેતી. ઉમાને સાચવવી અને પ્રભુભજન કરવું એ બે જ હવે તેનાં જીવનનાં મુખ્ય કાર્ય બની ગયાં. લલિતા સાથે તે ઘણું થોડું બોલતી, પણ લલિતાનો તેના પ્રત્યેનો આદરભાવ જરા પણ ઓછો થાય તેવું રમાના વર્તનમાં કશું જ ન હતું. વિજય રમાની વૈરાગ્યવૃત્તિ જોઈ ખુશ થતો. લલિતા રમાનાં વ્યક્તિત્વ તથા આત્મભોગ પર મુગ્ધ થઈ જતી. ઉમાને મન તો રમા સર્વસ્વ હતી. અને સાસુ–સસરા મોટી વહુની મહત્તા જોઈ તેનાં વખાણ જ કર્યા કરતાં. બીજી વારનાં લગ્ન પછી પણ વિજયનો ઘરસંસાર સુંદર રીતે ચાલ્યો જતો હતો. તેના ઘરમાં નવી જૂનીની તકરારો ન થતી, તેને ત્યાં ઘરમાં બધે સંપ દેખાતો. રમા ઘરમાં બહુ ધ્યાન ન આપતી તો પણ સહુ તેને પૂછીને જ બધું કરતાં, તેની સાસુ પણ દરેક બાબતમાં રમાના મતને જ માન આપતી. લોકોને 'બિચારી, જૂની!' કહેવાનો પ્રસંગ ક્યારે ય ન આવતો.

* * *

બે વર્ષ શાંતિથી વીત્યાં. રમાનાં સાસુ-સસરા દીકરાની વધતી જતી સંપત્તિ જોઈ સંતોષથી મૃત્યુ પામ્યાં. ફક્ત તેમને વિજયને ત્યાં પુત્ર જોવાનો લ્હાવો ન મળ્યો. સાસુ ગયા પછી રમાએ ઘરકામમાં થોડુંઘણું ધ્યાન દેવા માંડ્યું. લલિતાની કંઈ ભૂલ થતી હોય તો તે બહુ જ મીઠાશપૂર્વક તેને સમજાવતી. લલિતામાં છોકરમત હતી. કોઈ તેની ભૂલ કાઢે તે તેને ન ગમતું, પણ રમાની શેહમાં તે દબાઈ જતી. પણ રમા પોતાની વડાઈ દેખાડવા લલિતાની ભૂલ કાઢતી હોય તેવું કયારેય ન લાગતું. કયારેક લલિતા વિજયને રમાની વિરુદ્ધ બીતાંબીતાં કંઈ વાત કરતી, તો વિજય 'એને બિચારીને જીવનમાં બીજો શો રસ છે?' કહી લલિતાનું મોં બંધ કરી દેતો. વિજય તો હવે રમા સાથે ન છૂટકે જ બોલતો. રમા પણ બની શકે ત્યાં સુધી વિજય સાથે બોલવું પડે તેવો પ્રસંગ જ ઊભો થવા ન દેતી.

'તમે બે મહિનાથી બહાર નથી બેઠાં, કાં?' રમાએ એક દિવસ લલિતાને પૂછ્યું. વિજયને ફરી પરણાવવાનો હેતુ પાર પડતો જોઈ તેને આનંદ થતો હતો.

'હા.' લલિતા લજ્જાની મારી નીચું જોઇ ગઇ.

'સારું.' રમાએ લલિતાને વિશેષ ન શરમાવવા વાત પડતી મૂકી.

રમાએ લલિતાનું સીમંત બહુ જ ધામધૂમથી ઊજવ્યું. લલિતાનાં પિયરિયાંને પણ કબૂલ કરવું પડ્યું કે, 'રમા લલિતાને શોક્ય નહિ પણ નાની બહેન જ ગણે છે.' દરેક જણને રમાની વર્તણૂંકથી સંતોષ થતો. સંતોષ ન થયો ફક્ત લલિતાની બાને. તેને લાગ્યું કે, 'રમા આટલા બધી મીઠાશ મેળવે કે ઘરમાં આટલી બધી સત્તા જમાવે તેમાં મારી દીકરીનું અહિત જ

સમાયું છે.' પરંતુ તેનો આવો મનોભાવ કોઈની પણ સમક્ષ વ્યક્ત કરવાની તેને તક જ ન મળી. જે કોઈ તેને મળતું તે રમાની પ્રશંસા જ કરતું, અને લલિતાની બાને પણ ન છૂટકે તે પ્રશસ્તિમાં પોતાનો સૂર પુરાવવો પડતો. પણ લોકો જેમ જેમ રમાનાં વખાણ કરતાં તેમ તેમ તેને રમા તરફ વધારે ને વધારે તિરસ્કાર થતો ગયો. 'શી સત્તા જમાવી છે આ ચિબાવલીએ! કોઇના મોંમાં તેના સિવાય બીજાનું નામ જ નથી હોતું. મારી દીકરી તો કાંઈ હિસાબમાં જ નથી.' અને એમ મનમાં ને મનમાં જ તે સળગી રહેતી.

* * *

લલિતા સુવાવડ માટે પિયર ગઈ. રમાને ઘણે વખતે પાછું રસોડું સંભાળવું પડયું. વિજયની બધી સગવડતાઓ લલિતા જ સાચવતી, એટલે રમા તેની દરકાર ન કરતી. ઉમાને સાચવવામાંથી જે સમય મળતો તેનો ઘણોખરો ભાગ તે ધાર્મિક વાચનમાં જ ગાળતી. જીવનમાં અન્ય કંઈ અવલંબન ન રહેવાથી તેણે પોતાની વૃત્તિઓ ધર્મ તરફ વાળી હતી. ધીમે ધીમે તેને રાંધવાની ટેવ છૂટી ગઇ હતી, એટલે જ્યારે વિજયને જમાડવાનો પ્રસંગ આવ્યો ત્યારે વિજયની કેટલીક નવી ટેવોનો તેને ખ્યાલ ન હોવાથી બંનેને મૂંઝવણ થવા લાગી. વિજયને એમ થતું કે, 'રમા બેદરકાર થઈ ગઇ છે.' અને રમાને લાગતું કે, 'હું પતિની સગવડતા બરાબર સાચવી નથી શકતી.' પણ એમાંથી કોઈ પોતાનાં મનની વાત સામાંને કહેતું નહિ. થોડાં વર્ષોમાં એમની વચ્ચેનું અંતર ખૂબ વધી ગયું હતું.

લલિતાને દીકરી આવી. બધાંને નિરાશા થઈ, પણ ઉપર

ઉપરથી સહુ કહેતાં કે, 'એમાં શું? દીકરા દીકરી તો સરખાં જ છે ને?'

વિજય લલિતા વિના મૂંઝાઈ રહ્યો હતો. તે બીજું 'નાણું' નાહી કે તરત જ તેણે તેને તેડાવી લીધી. લલિતાને છોકરી સાચવવામાં મૂંઝવણુ ન પડે એટલા માટે તેની બા તેની સાથે આવ્યાં.

આવતાં વેંત જ લલિતાની બાએ તકરારની શરૂઆત કરવાનો પ્રયત્ન કર્યો, 'મને તો એમ કે લલિતાની મોટી બહેને ઘર બધું સાફસૂફ રાખ્યું હશે. પણ અહીં તો ઘરમાં ઉકરડો ઝોઠવ્યો લાગે છે!'

રમા આવી કર્કશ વાણી સાંભળવા જરા પણ ટેવાઈ ન હતી. પતિનો મીઠો બોલ તેણે કેટલાંય વર્ષથી નહોતો સાંભળ્યો. અને હમણાં હમણાં તો પતિને તેના તરફ અભાવો થઇ આવ્યો હતો, એમ પણ તે જાણુતી હતી; પણ તે છતાં ય વિજયે તેને કોઈ દિવસ કડવો શબ્દ કહ્યો નહોતો. રમા શોક્યની માને પોતાની મા ગણુવા જરાય તૈયાર ન હતી. તેની પોતાની માતા તો ઘણાં વર્ષ પહેલાં મૃત્યુ પામી હતી. પણુ તેણે ય જો રમા પર ખોટો દમામ ચલાવવા પ્રયત્ન કર્યો હોત તો રમા તે ન જ સહી લેત. લલિતાની બા-દિવાળી-રમા કરતાં થોડાં વર્ષે જ મોટી હતી. રમા તેનાં બોલવાની દરકાર ન કરતી હોય તેમ સહેજ મોઢું મરડી જતી રહી. દિવાળીને તો ભવાડો જ કરવો'તો. 'છણુકા કરતાં અને મોઢાં મરડતાં જેટલું આવડે છે તેટલું ઘર સાચવતાં આવડતું હોત તો કેવું સારૂં થાત!

તો પણ રમાએ કંઈ જવાબ ન આપ્યો. દિવાળી

ભોંઠી પડી ચૂપ થઈ ગઈ. નોકરવર્ગને દિવાળીની આવી. બેહુદી વર્તણૂકથી વાત કરવાનો વિષય સાંપડયો. તેમને રમા માટે જ સહાનુભૂતિ હતી. દિવાળી પહેલે અખતરે જ આ બધી વસ્તુ-સ્થિતિ સમજી ગઈ. તેણે રમા સામેનો મારો વધારે સુદૃઢ બનાવવાનો નિશ્ચય કર્યો.

'લલિતા ! આ ઘરના નોકર બધા મનમોજી લાગે છે.' દિવાળીએ પ્રથમ મોરચો નોકરવર્ગ તરફ માંડયો.

'કેમ, બા ?' ભોળી લલિતામાં માતાના ગૂઢ દાવપેચ સમજવાની શકિત ન હતી.

'જો-ને ! ચીંધ્યું કામ તો કરતા જ નથી. આજે મેં હીરકાને બબીને તેડી જવાનું કહ્યું તો કહે કે મારે સાહેબ માટે ગાડી લઈને જવું છે.'

'હા, પણ એમને કામે જવું હોય તો મોડું શા માટે કરવું ?' લલિતા હજી સીધી જ વાત કરતી હતી.

'આપણી બબી માટે મોડું ન કરાય ! તે દિ રમાએ ઉમાને માટે બે કલાક ગાડી રોકી રાખી'તી ત્યારે મોડું નહોતું, થતું કાં ? આ તો, બહેન, તારી મોટીબહેનની શીખવણીથી નોકરો જાણી જોઈને મારૂં અપમાન કરે છે. હું તો તેમને મન કાંઈ હિસાબમાં નથી. મારી ગણત્રી તો એ લોકો પોતાની સાથે જ કરે છે. હું ય તેમના જેવી એક ચાકરડી...' બોલતાં બોલતાં દિવાળીએ આંખમાં આંસુ આણ્યાં.

લલિતાને પણ માતાની વાતમાં કંઈ તથ્ય લાગ્યું. તેનું માથું ફરી ગયું, 'ઘરની માલિક હું, અને મારો નોકર મારી માનું અપમાન કરે ?' લલિતાએ મનમાં હીરકાને સીધો કરી દેવાનો નિર્ધાર કરી લીધો, અને ત્યાંથી ઉઠી તે ચાલી ગઈ.

સાસુ, નણંદ, ફઈજી, જેઠાણી, દેરાણી, કાકીજી, પતિ ઇત્યાદિ સાથે કેટલાંય સમરાંગણો ખેલી કજિયાકળામાં પાવરધી બની ગયેલ દિવાળીને પોતાના દાવની સફળતામાં હવે કશી શંકા ન રહી; થયું પણ એમ જ. લલિતાએ પતિ પાસે હીરકાની ફરિયાદ કરી. વિજયે પહેલાં તો વાતને સામાન્ય સ્વરૂપ આપવાનો પ્રયાસ કરી જોયો, પણ લલિતાને એ વાતને ખૂબ મહત્ત્વ આપતી જોઈ તેણે હીરકાને બોલાવીને ધમકાવ્યો, અને ચેતવણી આપી કે, 'જો ફરીથી કંઈ ફરિયાદ આવી છે તો કાઢી મૂકીશ.'

હીરકો તો કાંઇ સમજી જ ન શકયો. વિજયનો તે જૂનામાં જૂનો નોકર હતો. ઉમાને તેણે ખૂબ રમાડી'તી, અને હવે બબીને પણ એમ જ રમાડતો; પરંતુ આજે તો સાહેબનો પોતાનો જ હુકમ જલ્દી ગાડી લાવવાનો હોવાથી તેણે બબી બહેનને ફેરવવાની ના પાડી હતી, તેમાં એનો શો વાંક? તેણે બચાવ કરવા પ્રયત્ન કરી જોયો, પણ પત્નીને રીઝવવા કાજે બીજાએલ સાહેબે તેની વાત સાંભળી જ નહિ.

એક દિવસ હીરકો ઉમાને નિશાળે મૂકવા જતો હતો. ઉમાને મોડું થઈ ગયેલ હોવાથી તે ઉતાવળી થતી'તી ત્યાં દિવાળીએ બૂમ પાડી, 'હીરકા ! બબીને હીંચકાવ તો. '

'પણ, મારે મોડું થાય છે.' ઉમાએ રડતે રાગે કહ્યું.

'જા, એને નિશાળે મૂકી આવ. હું બબીને હીંચકાવું છું.' રમાએ ગૌરવભર્યે સ્વરે કહ્યું. હીરકો ઉમાની સાથે ગયો.

રમા બબીને હીંચકાવવા ગઈ તે પહેલાં દિવાળી બબીને ચૂંટી ભરી નહાવા જતી રહી. બબી તો ચીસોચીસ પાડવા લાગી. રમા હીંચકાવે તો પણ શાંત જ ન રહે. બબીની બૂમરાણ સાંભળી લલિતા આવી, અને રમાને ત્યાં જોઈ તેણે

પૂછ્યું, 'શું કર્યું?' પૂછતાં તો પૂછ્યું પણ તેને તરત જ લાગ્યું કે ભૂલ થઈ. રમા અનિમિષ નેત્રે લલિતા સામે જોઈ રહી. એને તેણે સજળ નયને સામો પ્રશ્ન પૂછ્યો, 'શું?'

એટલી વારમાં તો દિવાળી નાહીને કપડાં બદલાવતી બદલાવતી આવી. રમા, લલિતા અને રડતી બબીને જોઇ તેને બધી પરિસ્થિતિ પામી જતાં વાર ન લાગી. રમાનું ભવ્ય સ્વરૂપ અને લલિતાનો પશ્ચાત્તાપપૂર્ણ ચહેરો જોઈ તેને શૂરાતન ચડયું.

'શું થયું?' દિવાળીએ પૂછ્યું.

લલિતાએ કંઇ જવાબ ન આપ્યો.

'કંઇ નહિ.' કહી રમા ત્યાંથી ચાલવા લાગી.

'કંઇ નહિ શું? છોકરી બિચારીને મારી કે...' દિવાળીએ રડતી બબીને પ્રેમપૂર્વક તેડી લેતાં કહ્યું.

'હેં!' રમા પાછી ફરી, તેનાં મુખ પર દૈવી ભવ્યતા પ્રસરી રહી. તેની આંખમાંથી આંસુની ધાર વહેવા લાગી. રમાનાં મુખની પવિત્રતા સમક્ષ દિવાળી અને લલિતા બંને ઝાંખાં પડી જતાં લાગ્યાં. કોઈ કાંઈ ન બોલી શક્યું અને રમા ગમગીન ચહેરે ચાલી ગઈ.

રમાના ગયા પછી દિવાળીએ વાતને કેવુંય સ્વરૂપ આપી વધારી અને વિજય આવ્યો ત્યારે તેને તો મોટું મહાભારત ખેલાઈ ગયું હોવાનો ખ્યાલ અપાયો.

હલકું લોહી હવાલદારનું ગણાયું. હીરકાને રુખસદ મળી. હીરકાએ ઘણી દલીલ કરી કે, તેનો વાંક જ નહોતો, પણ તેની વાત જ કોઇએ સાંભળી નહિ. છેવટે તે રમા પાસે જઈ રડી પડયોઃ 'બા! આ ઉંમરે મને સાહેબ કાઢી મૂકે છે.

હવે હું ક્યાં જાઉં ? મને કોણ નોકરીમાં રાખે ?'

ગરીબ નોકરના રોટલા પર તરાપ પડતી જોઇ રમાને બહુ લાગી આવ્યું. 'પણ, હીરા ! હવે તને રાખશું તો નાહક તકરાર થશે.'

'બા, સાહેબ મને કોઇ બીજા ખાતામાં નોકરી અપાવી દ્યે, પણ મારાં બૈરી છોકરાં...' હીરકો રડી પડ્યો.

'જા, હીરા! હું વાત કરીશ.'

'બા! જોજો હો! મારાં છોકરાં ભૂખે...'

'તું તારે નિરાંત રાખ. હું બનતું કરીશ.' રમાએ વચ્ચે જ કહ્યું.

હીરકો ગયો અને રમા તરત જ વિજય પાસે જવા ઊઠી. રમા વિજયના ખંડમાં આવી ત્યારે વિજય અને દિવાળી કંઇ વાત કરતાં'તાં. અને દિવાળી બબીને ક્યાં ચૂંટી ભરી હતી તે દેખાડતી હોય તેમ એના હાવભાવ પરથી લાગતું હતું. લલિતા જરા દૂર બેસી કંઇ ગૂંથતી હતી. રમાને આવતી જોઇ બધાં શાંત થઇ ગયાં. દિવાળી દૂર ખસી ગઈ. વિજય અડધો ઊભો થઇ ગયો. અને લલિતા ગૂંથવાનું ભૂલી રમાની સામે જ જોઇ રહી.

રમા પળવાર બારણામાં ઊભી રહી. રમાનું વ્યક્તિત્વ પ્રભાવશાળી હતું. તેની હાજરીમાં બીજાં બધાં ક્ષુલ્લક બની જતાં હોય તેમ લાગ્યું. વર્ષોથી રમા આ રીતે વિજય પાસે વાત કરવા નહોતી આવી એટલે આજ તેને આવેલી જોઇ બધાં થોડો અચંબો પામ્યાં.

'કેમ ?' વિજયે કંઇ વારે પૂછ્યું.

'એક વાત કરવી'તી.' રમાએ ધીમે પણ સ્પષ્ટ સ્વરે કહ્યું.

'શું ?'

'તમે હીરકાને રજા દીધી ?'

'કાં ?' વિજય રમાની નજર સામે નજર ન મેળવી શકતો હોય તેમ ગોટા વાળવા લાગ્યો.

'તમે હીરકાને રજા દીધી ?' રમાએ એનો એ જ પ્રશ્ન 'તમે' અને 'રજા' શબ્દ પર ભાર મૂકી ફરી વાર પૂછ્યો.

'હા.'

'એટલા જૂના નોકરને ?'

'હા.' વિજય એક એક શબ્દમાં જ જવાબ દેતો હતો.

'શા માટે ? બિચારો આટલી ઉંમરે હવે ક્યાં જાય ?' રમાના શબ્દેશબ્દમાં હમદર્દીનો રણકાર ઊઠતો'તો.

'આ ઘરમાં નોકરી કરવાની તેનામાં લાયકાત નથી.' ઘણી વારે વિજયે સ્વાસ્થ્ય મેળવ્યું હોય તેમ લાગ્યું.

'સારું. પણ તેને ક્યાંક બીજે તો નોકરી અપાવો દો. બાપડાનાં બાયડીછોકરાં ભૂખે તો ન મરે.'

'હું શું કરું ?'

'તમે શું કરો ? જુઓ, મેં કેટલાંક વર્ષથી તમારી પાસે કંઇ માગ્યું નથી, આજે હાથ જોડીને માગું છું કે ગરીબ માણસને ક્યાંય કામ શોધી આપો.' રમાના સ્વરમાં માર્દવ ઊભરાઈ રહ્યું.

'રમા, તારી નાની બ્હેનનું અપમાન કરનારની આટલી બધી વ્હાર કરવાનું શું કારણ ?' દિવાળીથી બોલ્યા વિના ન રહેવાયું.

રમા દિવાળી સામે ક્ષણભર જોઈ રહી અને પછી વિજય સામે જોઇ બોલી, 'મારી આટલી વિનતિ સ્વીકારશો ને ?'

અને બોલતાં બોલતાં તેનો આત્મા તેની આંખોમાં ઠલવાઈ રહ્યો હોય તેમ તે વિજય સામે જોઈ રહી.

વિજયને ભૂતકાળ સાંભર્યો. જે રમાનો પડ્યો બોલ ઉપાડવા તે એક કાળે તત્પર રહેતો તેની આજે આ દશા? 'ભલે, હું બનતું કરીશ.' વિજયે ભારે સ્વરે કહ્યું.

રમા પતિનું હૃદયમંથન સમજી શકી. તેની આંખમાંથી આંસુનાં બે ટીપાં સરી પડ્યાં, અને તે તરત જ ત્યાંથી જતી રહી.

રમાના ગયા પછી બધાં એકબીજાં સામે જોવા લાગ્યાં. અને કંઈ વારે સૌ કંઈ કંઈ કામ માટે ઊઠતાં હોય તેમ જરાય બોલ્યા સિવાય ઊઠી ગયાં.

દિવાળીને સખ્ત હાર ખાવી પડી. તેનાં હૃદયમાં પ્રબળ વૈરાગ્નિ પ્રજ્જ્વળી ઊઠ્યો. 'શું જોર જમાવ્યું છે, આ ચિબાવલીએ! જાણે કોઈ જોગણી!' કહીને તેણે જુદા દાવ શોધવા તરફ મન દોર્યું.

હરકોઈ બહાને દિવાળી રમા સાથે તકરાર કરતી. કેટલીક વખત તેમની તકરારની વાત વિજયના કાન સુધી પહોંચતી જ નહિ. કેટલીક વખત વિજય દિવાળીની વાત રોળીટોળી નાખતો. પણ એ વખત દરમિયાન વિજયે માત્ર બે જ વખત રમાને 'ધ્યાન રાખવા' કહેલ. બબી થોડી મોટી થઈ અને દિવાળીએ દીકરીનું ઘર છોડ્યું.

જતાં પહેલાં તેણે લલિતાને જરા ચાલાક થવાની શિખામણ આપી. 'જો, બાપુ! જરા બાહોશ થઈએ. રમાથી બધાં કેવાં દબાય છે! તારાથી શું કામ ન દબાય?'

લલિતાએ કંઈ ઉત્તર આપ્યા વિના માનો ઉપદેશ સાંભળ્યો.

એક દિવસ લલિતાએ રમાને કહ્યું, 'મોટીબહેન, આજે મારે રાંધવાનું મોડું થયું છે અને આ બબી રડે છે; તેને જરા વાર સાચવો ને!'

રમા તેનો પહેલો અનુભવ હજી વીસરી નહોતી.

'મારે હજી માળા અધૂરી છે.' કહી રમા જતી રહી.

લલિતાએ બની શકે તેટલું મોટું સ્વરૂપ આપી આ વાત વિજયને કરી. વિજયને પણ લાગ્યું કે, 'આ તો ખોટું.' તેણે રમાને બોલાવી કહ્યું. 'રમા, તારાં ઉદાર હૃદયમાં ભેદભાવ ક્યારથી પ્રગટ્યો?'

'શેનો ભેદભાવ?'

'કેમ જાણે જાણતી જ ન હોય?' વિજયને આજે ખરેખરો ગુસ્સો ચડ્યો હતો. 'ઉમાને રાખતાં માળા અધૂરી નથી રહેતી અને બબીને રાખવાની વાત આવે ત્યાં બહાનાં જડે છે!' રમા સ્તબ્ધ થઇ ગઇ.

એક વખત મર્યાદા તૂટી એટલે વિજય હવે વારંવાર રમાને ધમકાવતો. અને વચમાં દરેક વખત ઉમાનું નામ આવતું. ઘણી વખત વિજય ઉમાને વિના કારણ મારી પણ લેતો. રમા આ બધું જોતી, સમજતી અને તેનું અંતર ચીરાઇ જતું.

એક દિવસ સવારમાં વહેલી ઊઠી રમા ઉમાને લઇ તેના બાપને ઘેર ગઇ.

'અત્યારમાં, ભાભી?' ઉમાની નવી માતાએ આશ્ચર્ય સહીત પૂછ્યું.

'ઉમાને અહીં મૂકવા આવી છું.'

'ઉમાને?' ઉમાની માતાને કાન દગો દેતા હોય તેમ

લાગ્યું. ઉમા પણ, પોતાને 'બા' 'બીજે ઘેર' મૂકી જવા આવ્યાં છે એ ખબર પડતાં રડવા લાગી.

રમા કાંઈ ન બોલી શકી. તેની આંખમાંથી અશ્રુની ધાર વહી રહી હતી. ઉમાની નવી માને વધારે પ્રશ્ન પૂછવાની જરૂર ન જણાઈ, બધી પરિસ્થિતિનો ખ્યાલ તેને આવી ગયો.

ઉમા રમાને વળગી પડી ચીસેચીસ પાડી કહેવા લાગી: 'ના, બા! હું તમારી સાથે આવીશ.' રમા પોતાનું હૃદય ચીરતી હોય તેમ ઉમાને છૂટી પાડી ચાલી નીકળી. ઉમાનું કરુણ આક્રંદ સાંભળી તેને ડગલે ડગલે પાછું ફરવાનું મન થઈ જતું હતું, છતાં પણ મન મજબૂત રાખી તે ચાલી જ ગઈ.

બધાં ઊઠયાં અને ખબર પડી કે, ઉમા તો તેના બાપુજીને ઘેર ગઈ. લલિતાએ તરત જ તેની માને કાગળ લખીને તેડાવી. વિજયને પણ ખોટું લાગ્યું. ઘરમાં બધે ધમાલધમાલ થઈ રહી. દરેક જણને લાગ્યું કે કંઈક નવાજૂની થશે.

'ઉમાને શા માટે મૂકી આવી?' વિજયે રોષથી કાંપતા સ્વરે પૂછયું.

'મને ઠીક લાગ્યું એટલે.' રમાએ કહ્યું.

'એટલે? એને મૂકી આવનાર તું કોણ? તારે જગત સમક્ષ મને હલકો પાડવો છે, કાં?'

'ઉમાને હું રાખી શકતી ત્યાં સુધી મેં રાખી. હવે હું તેને રાખી શકું તેમ નથી, એટલે મૂકી આવી.'

'હું તને રાખી શકું તેમ નથી માટે તું ય અહીંથી જતી રહે.' ક્રોધના આવેશમાં વિજય મન ફાવ્યું બોલતો હતો.

'હું જતી રહું? ક્યાં?'

'જહન્નમમાં!'

'જોઉં તો ખરી મને કોણ કાઢે છે!' રમાએ વિજય પર તીવ્ર દૃષ્ટિ ફેંકતાં કહ્યું.

એ વેધક દૃષ્ટિના તેજથી વિજય ધવાતો હોય તેમ ડર્યો, અને એ ડર ટાળતો હોય તેમ તેણે રમાના ગાલ પર જોરથી તમાચો માર્યો.

'ખ્યાલ છે તમે શું કર્યું તે?' રમા જરા ઉશ્કેરાઈ બોલી.

'હા–હા!' કહી વિજયે બીજો તમાચો માર્યો.

રમાને તમ્મર આવ્યાં. તે બેસી ગઇ. વિજયે તેને લાત મારી.

દિવાળી આવી અને તેણે પણ - રમાને ઠપકો આપવા માંડયો. 'જો, બાઇ! તું તો ડાહી છે. ઘરની આબરૂ વધારવી એ તારૂં કામ. તો પછી આમ ખોટી હઠ શું કામ કરે છે?' ઇત્યાદિ ડાહી ડાહી વાતોથી શરૂઆત કરી તેણે રમાને ગાળો દેવાની હદ સુધી બધું કરી જોયું. પણ રમા તો તેની સાથે એક શબ્દ સરખો ય બોલી નહિ.

વિજયને પાછળથી એમ લાગ્યું કે તેણે રમાને વધારે પડતી સજા કરી, પણ એ ભૂલ કબૂલવા તે જરાય તૈયાર ન હતો. પતિપત્ની એકબીજાથી તદ્દન અલિપ્ત રહેવા લાગ્યાં.

થોડા વખત પછી લલિતાને બીજી પુત્રી અવતરી.

રમા આખો દિવસ એક ઓરડીમાં બેસી રહી ભગવતભજન અને કથાવાચન કર્યા કરતી. ઉમા વિના તેને જીવનમાં બીજો કશો જ રસ ન હતો. અને ક્યારેક તો તેને ઉમાને પાછી તેડી લાવવાનું મન પણ થતું, પરંતુ લાચારીપુર્વક તેને શાંત બેસી રહેવું પડતું.

ધીમે ધીમે વિજયના ઘરમાં કંકાસ તો કાયમનો થઈ ગયો.

સૂર્ય ઊગ્યા વિના રહે તો વિજયના ઘરમાં કંઈ ધમાલ ન થાય.

લગભગ દરેક વખત રમાનો જ વાંક નીકળતો. અનેક વખત તેને ઠપકો સાંભળવો પડતો. અને ક્યારેક માર પણ સહેવો પડતો. વિજય હવે કંકાસથી ટેવાઈ ગયો હતો. ઓફિસમાંથી આવ્યા પછી, 'શું હતું?' એમ પૂછવામાં તેને ઊંડો ઊંડો આનંદ થતો, અને પોતાની સરમુખત્યારી અજમાવવામાં તેની પોતાની મહત્તા સંતોષાતી લાગતી.

*　　　　*　　　　*

એક દિવસ વિજય જે રાજ્યમાં નોકરી કરતો તેનું પ્રધાન મંડળ ફર્યું. નવા માણસો સત્તા પર આવ્યા. નવા દિવાનને વિજય વિરુદ્ધ ખાસ વાંધો ન હતો, પણ તેને તે જગ્યા પર પોતાની માશીની દીકરીના વરને લાવવો'તો, એટલે તેણે ખટપટ ચલાવી વિજય પર એક ભયંકર આળ મૂકી તેને નોકરીમાંથી બરતરફ કર્યો.

સર્વજ્ઞ ઈશ્વર સિવાય કાર્યકારણના અંકોડા તો કોણ સમજી શકે તેમ છે? છતાં ય લોકો કહેવા લાગ્યાં કે, 'ગરીબ રમાને બહુ સંતાપ્યાનું આ પરિણામ છે.'

કમાણી હતી ત્યારે વિજયે એકઠું કરવાની વાત વિસારે પાડેલ. હવે તેને સમજાયું કે, થોડો ઘણો દ્રવ્યસંચય આવશ્યક છે. ઘેર બેઠા પછી થોડા દિવસ સુધી તો તે તદ્દન શૂન્યમનસ્ક બની ગયો. પણ કંઈ વખત વીત્યે તેને કેનિયામાં એક નોકરી મળી અને તેનું મન કંઈ શાંત થયું.

પરદેશ જવાનો પ્રશ્ન આવ્યો એટલે ઘરમાં ધમાધમ થઈ રહી કેટલોક સામાન એક ઓરડામાં મૂકી તેના પર તાળું દેવામાં આવ્યું. અને વિજય, લલિતા, બબી ને તેની નાની

બહેન કેનિયા જવાને માટે તૈયાર થઈ ગયાં. રમાને કોઈ કંઈ પૂછતું નહિ: રમા કોઈને કંઈ પૂછતી નહિ. વિજયની નોકરી ગયાના સમાચાર તેણે જાણ્યા ત્યારે, 'ઈશ્વરને વળી એ શું ગમ્યું'?' એટલું જ તેણે કહેલ. વિજય કેનિયા જવાની તૈયારી કરતો હતો તેની ખબર તેને પડી, પણ વિજયે પોતે તો ઘણા દિવસથી તેની સાથે કંઈ જ વાત કરેલી નહિ.

'રમા!' વિજયે ઘણા દિવસે રમાની પૂજાની ઓરડીમાં પ્રવેશતાં કહ્યું.

'કેમ?' રમાએ પૂછ્યું.

'અમે જઈએ છીએ.'

'ક્યાં?'

'આફ્રિકા'

'ક્યારે?'

'આવતે શનિવારે.'

રમા અત્યાર સુધી ભાગવતમાં મોઢું રાખીને જ વાત કરતી'તી, તેણે ભાગવત બંધ કરી વિજય સામું જોયું. વિજય બારણામાં જ ઊભો હતો. રમાએ આસનિયું પાથરી કહ્યું, 'બેસો ને!'

વિજય બેઠો.

'આ ઉંમરે આવું સાહસ ન કરો તો ન ચાલે?' રમાએ ભાવપૂર્વક પૂછ્યું.

'એમાં સાહસ શું? જ્યાં રોટલો મળે ત્યાં જવું જ પડે.'

'ઠીક. જેવી તમારી ઈચ્છા. પણ નાનાં છોકરાંને લઈ એટલે દૂર જાઓ છો અને પછી ત્યાંનું પાણી માફક ન આવ્યું તો હેરાન નહિ થાઓ?'

'જોઈશું.'

'મારી એક વાત માનશો ?'

'શી ?'

'હમણાં લલિતા અહીં રહે. હું તમારી સાથે આવું, અને પછી તમને માફક આવી જાય ત્યારે તમે મને મૂકી જઈ, એ બધાંને તેડી જજો. હમણાં તો નાની છોકરી મુસાફરીનો હડચો ખમી શકે એવીય ક્યાં છે ?'

'તારી વાત તો ખરી છે!'

'વિચાર કરી જોજો.'

સાંજે રમા વિજય પાસે ગઈ અને પૂછ્યું: 'કાં, મેં કહ્યું'તું તેનો શો વિચાર કર્યો ?'

દિવાળી અને લલિતાએ એ વાતનો વિચાર કરી જ લીધો હતો. અને દિવાળીએ લલિતાને બરાબર ઠસાવેલ કે, જો રમા એક વાર વિજયની સાથે એકલી રહેશે તો પછી લલિતાનાં માન કાયમને માટે ઓસરી જવાનાં. માટે રમાને તો વિજયની સાથે ન જ જવા દેવી.

'વિચાર તો એમ...' વિજય ભાંગ્યોતૂટયો જવાબ શોધવા મથ્યો.

'જો, રમા!' દિવાળીએ જમાઈની વાત અધવચથી જ ઉપાડી લીધી, 'વાત એમ છે ને, કે આ ઘર રહ્યું બહુ મોટું. એ રેઢું મૂકાય જ નહિ. લલિતા તો છોકરૂં. તેનાથી આવડું મોટું ઘર એકલાં તો કેમ જ સચવાય ? તું રહી પીઢ, એટલે તું અહીં રહી ઘર સંભાળે તો કાંઈ હરકત નહિ આવે. કેમ, શું કહો છો ?' વિજય તરફ ફરી તેણે પૂછ્યું.

'હા, એ વાત પણ ખરી છે.' વિજયે કહ્યું.

રમા જોઈ શકી કે વિજય સ્વતંત્ર અભિપ્રાય બાંધી શકતો નહોતો. કંઈ બોલ્યા વિના તે જતી રહી.

રમા ઘરમાં એકલી રહી. બધાંના જવાથી તેને કંઈ ખાસ મૂંઝવણ ન થઈ. ઊલટું તેને તો ભગવત ભજનની સગવડતા મળી. વિજયે એક ઓરડો બંધ કરી તેના પર તાળું લગાવી દીધેલ. એ સિવાય એક નાની ઓરડી અને ઓસરી રમા પોતાના ઉપયોગમાં લેતી. બાકીના બધા ઓરડા તેણે ભાડે આપી દીધા.

કેનિયાથી વિજયના પત્ર આવતા, પણ ક્યારેય તે ખરચી ન મોકલતો. રમાને ખરચીની કંઈ જરૂર પણ ન હતી. એક વર્ષ વીત્યું અને વિજયના પત્રો બહુ ઓછા થતા ગયા.

અહીંથી દિવાળી દરેક ટપાલમાં, 'રમા તો ઘર લૂંટાવી દે છે.' 'રોજ ઘરમાં સાધુડાં ભેગાં કરે છે.' 'છાનાછાના જંતરમંતર શીખે છે.' એવા એવા ખબર લખ્યા કરતી. ધીમે ધીમે વિજયનાં મન પર તેની થોડીઘણી અસર થતી પણ ગઈ.

રમા ત્રણચાર કાગળ લખે ત્યારે વિજયનો એકાદ પત્ર આવતો.

ત્રણેક વર્ષ આફ્રિકામાં રહ્યા પછી, વિજયને ત્યાં પુત્ર આવ્યો. રમાએ તેની ખુશાલીમાં નાત જમાડી. અને ભાડાના રૂપિયામાંથી બચાવેલ રકમ તેમાં વાપરી નાખી. હવે તે દરેક પત્રમાં વિજયને દેશમાં આવવાનું લખતી. ઉમાનાં લગ્ન પર તો રમાએ ખાસ તાર કરી વિજયને આવવા લખેલ, પણ એ તારના જવાબમાં, ઉમાનાં લગ્ન વીત્યા પછી, 'રજા મળી શકે તેમ નથી, એટલે નહિ અવાય,' એવો પત્ર આવેલો.

છોકરો બે અઢી વર્ષનો થવા આવ્યો ત્યારે દિવાળી તથા

રમાના આગ્રહને વશ થઈ, વિજય ત્રણ માસની રજા પર ઘેર આવ્યો.

રમા ભૂતકાળને ભૂલી ગઈ, અને વિજય તથા શોક્ય અને શોક્યનાં છોકરાંને મળવા ઉત્સુક થઈ રહી. રમાએ લલિતા આવી કે તરત જ તેના હાથમાંથી છોકરાને તેડી લીધો. દુર્બળ છોકરો નવી વ્યક્તિને જોઈ રડી ઊઠ્યો.

'રમા ! એ તારી પાસે નહિ રહે, આપી દે લલિતાને પાછો.' દિવાળીએ તક સાધી કહ્યું.

રમા ખસિયાણી પડી ગઈ. તેણે છોકરાને તરત જ પાછો આપી દીધો. બસ, આ પ્રસંગથી જ પાછી જૂની તકરારો શરૂ થઈ ગઈ. રમાનો બધો ઉત્સાહ ઓસરી ગયો. દિવાળી વિજયને રમા વિરુદ્ધ ખૂબખૂબ વાતો કરવા લાગી અને વિજયનાં મન પર તેની અસર થતી જ રહી.

'રમા ! હું આટલા દિવસ બહાર રહ્યો, તેમાં ઘરનું જે ભાડું આવ્યું તેનો હિસાબ તો આપ.' વિજયે એક દિવસ રમાને પૂછ્યું.

'ભાડાંનો હિસાબ ? ત્યારે મેં ખાધું ક્યાંથી ?'

'આડી વાતો જવા દે. તારે હિસાબ તો આપવો જ પડશે.'

આ વાત ઘણી વધી ગઈ. રમાને બે ચાર વખત તેને માટે માર પણ ખાવો પડ્યો.

અને આ બધા વખત દરમિયાન દિવાળી જરા પણ શાંત નહોતી બેઠી. તેને હરવખત રમાની ચોપડીમાંથી કે રમાની પૂજામાંથી કાળા દોરા ને તાવી જ ને એવું એવું ઘણું મળ્યા કરતું. અને નવાઈ જેવી રીતે લલિતાનો છોકરો પ્રતિદિન પીળો

પડતો જતો.

છોકરો ગયોઃ અને સહુના મનમાં વહેમ પેઠો કે, રમાએ જરૂર કંઇક કર્યું હોવું જોઈએ. વિજયે હિસાબનું બહાનું કાઢી રમાને મારી.

વિજયને દુર્બળ પણ દીકરાના ગયા પછી ગામ અને ઘર ખાટું થઈ ગયું. તેણે તરત જ પરદેશ ઊપડી જવાનો નિશ્ચય કરી લીધો. રમાના પિયરમાં જરા દૂર એક મરણ થયેલ હોવાથી તે બહાર ગામ ગયેલ અને વિજય મકાનને તાળું મારી વિદેશ ઊપડી ગયો.

રમા પાછી આવી ત્યારે મકાનને તાળું જોઈ હેબતાઈ જ ગઈ. પ્રથમ તે ઉમાના બાપુ પાસે ગઈ. પણ તેમણે તો કહ્યું: 'મારે ત્યાં રહો. બીજું હું શું કરી શકું?'

રમાએ તાર ઉપર તાર કર્યા ત્યારે જવાબ આવ્યો કે, 'તમે મારા ઘરમાં રહેવાને લાયક નથી.'

હવે ખરી મૂંઝવણ ઉપસ્થિત થઈ. રમાને હવે ખુન્નસ ચડ્યું. તેણે ભરણપોષણનો દાવો માંડ્યો. વિજયના વકીલે ખૂબ વાંધા લીધા, ખૂબ દલીલો કરી, પણ રમાને માસિક વીશ રૂપિયા તો આપવા જ એવું કોર્ટે ઠરાવ્યું.

પણ જે દિવસે તે ચૂકાદો આવ્યો તે જ દિવસે ગામલોકોએ રમાને ગામમાં ચોંથરેહાલ રખડતી જોઈ.

રમા ગાંડી થઈ ગઈ હતી.

## ૩ નોકર

'ગરીબ છોકરો છે.' વ્રજલાલે કહ્યું.

'કેવડો છે?' નૌતમલાલે પૂછ્યું.

'દશ–અગિયાર વર્ષનો હશે.'

'ત્યારે તો દુકાનના કામનો ભાર ન ઉપાડી શકે.'

'એ ખરું, પણ છૂટુંછવાયું કામ હોંશે હોંશે કરે તેવો છે.'

'હં......' ઠંડો હોંકારો આવ્યો.

'બિચારો અનાથ છે. તમારે ત્યાં ટાઢો ટૂકડો ખાઈ પડ્યો રહેશે.'

'શું એનું નામ?'

'લાલુ.'

'હમણાં તો તમારી ભેગો રહે છે, કાં?'

'હા, મને તો ઘણું એમ થાય છે કે હું એને મારે ત્યાં જ રાખી લઉં! બિચારાનાં માબાપ બે ય ગુજરી ગયાં છે. જગતમાં તેને 'મારો' કહે તેવું કોઇ છે નહીં. દયા આવે એવો ગરીબડો છોકરો છે. પણ તમે તો મારી સ્થિતિ જાણો છો. મારે ત્યાં કાંઈ એનો ભવ જાય? અને આપનાં મોટાં ખાતાંમાં તો આવો એકાદ અનાથ સહેલાઈથી પોષાઈ શકે...'

'ઠીક, જોઈશ!' નૌતમલાલે વાત પતાવી.

વ્રજલાલ ઊઠચો. નૌતમલાલ જેવા ધનાઢયનો આશ્રરો જો લાલુને મળી જાય તો પછી તેને જિંદગીભરની નિરાંત થઇ જાય એ આશાએ વ્રજલાલ આવેલ. પણ જે છોકરા પાસેથી દુકાનના અન્ય નોકરો માફક અડધી રાત સુધી કામ ન લઇ શકાય તેને રાખવો–પેટવડિયેય–લાભકારક કેમ બને તે ઘડ નૌતમશેઠના મનમાં બેસતી ન હતી.

પંણ છેલ્લા થોડા દિવસથી શેઠાણીએ હઠ પકડી હતી કે દુકાને કામ કરનાર પાંચ જણ છે, તો ઘેર કામ કરનારી એક બાઇ પણ જોઇએ. પાણી–દળણું કરનારી બાઇ આખો દિવસ ઘેર ન રહેતી હોવાથી છૂટક કામમાં શેઠાણીને ઘણી અગવડ પડતી હતી.

એવી કાયમી–કામવાળી રાખવાથી થતા નુકશાનનું દિગ્દર્શન શેઠે વસંત સમક્ષ અનેક વખત કરાવ્યું હોવા છતાં, વસંત તેના નિર્ણયમાંથી ચળી ન હતી, અને દરેક યોગ્ય પ્રસંગે કામવાળીની માગણી કર્યા જ કરતી.

વ્રજલાલને 'ઠીક, જોઇશ' કહેતી વખતે નૌતમના મનમાં એજ વિચાર આવેલ કે, જો આ છોકરાને રાખી લેવાની વાત કબૂલી વસંત કામવાળીની માગણી પડતી મૂકવા તૈયાર હોય તો એ છોકરાને રાખી લેવામાં કંઇ વાંધો ન હતો.

'કયાં ગઇ?' ઘેર આવી નૌતમે લ્હેકાપૂર્વક વસંતને બોલાવી.

'કેમ?' વસંતે રસોડામાંથી બહાર આવતાં કહ્યું.

'શું ચાલે છે?'

'રાંધું છું.'

'બેસ ને!'

'પછી કોણ કામ કરશે?'

'તને એક વાત કરવી છે.'

'શી?'

'તું કામવાળી–કામવાળી કર્યા કરે છે. પણ કામવાળી રાખ્યા પછી શરીરને કસરત નહીં મળે તો અનાજ કેમ પચશે?' કાપડની દુકાનમાં થડા પર બેસી રહી યુવાવસ્થામાં જ ચરબીના થર પર થર જમાવ્યે જતા નૌતમે શારીરિક સ્વાસ્થ્ય સાચવવા કસરતની કેવી આવશ્યકતા છે તે સમજાવવું શરૂ કર્યું.

'તમારી આની આ વાત સાંભળીને તો હું હવે ધરાઈ ગઈ છું. અને આ જ વાત કરવા માટે મને રસોડામાંથી બોલાવી?' વસંતે રસોડા તરફ જવા ફરતાં કહ્યું.

'તું ઊભી તો રે'!'

'શું છે?' વસંતે કંટાળો દર્શાવી પાછાં ફરતાં પૂછ્યું.

'તારી ઇચ્છા જો સાચોસાચ કામવાળી રાખવાની હોય...'

'એટલે? શું હું આટલા દિવસથી નાટક કરું છું?' વસંતે છણકો કર્યો.

'ના...ના, પણ તો પછી હું સાચે જ વિચાર કરું.' શેઠે હસતાં કહ્યું.

'હજી તો વિચાર કરવાની જ વાત છે, કાં?'

'જો, વિશ્વાસુ કામવાળાં મળવા બહુ મુશ્કેલ છે.'

'આપણે ક્યાં એના હાથમાં તિજોરીની ચાવી મૂકવી છે!'

'બિલકુલ ભોળી.'

'ભલે!' કહી વસંત ચાલવા માંડી.

'અરે, વાત તો સાંભળ! આજે એક છોકરો કામે રહેવા આવ્યો છે. દુકાનમાં કામ નથી. તું કહેતી હો તો એને ઘરનું સટરપટર કામ કરવા રાખી દઉં.'

'મારે છોકરાનું કામ નથી. બૈરાંનાં કામ એને ક્યાંથી આવડે?'

'તો તારી મરજી! આ તો માબાપ વિનાનો નિરાધાર અનાથ છે એટલે મને થયું કે...પણ કાંઈ નહીં! તારી ઈચ્છા નથી એટલે હું તેને ના કહી દઈશ.' શેઠે વસંતના હૃદયની નબળાઈ પકડી પાડી, તેનો દયાભાવ જાગ્રત કરી, પોતાનું ધાર્યું કબૂલાવવા પ્રયત્ન કર્યો. જાતજાતનાં ગ્રાહકો સમજાવવામાં ઉસ્તાદ શેઠ માનસશાસ્ત્રનો વ્યવહારૂ અભ્યાસી હતો. વસંતનાં હૃદયનું મર્મસ્થાન પકડી પાડ્યા પછી તેનો વિજય નક્કી હતો.

'ના–ના, એને અહીં લાવજો તો ખરા. કોઈ બિચારા નિરાધારનો રોટલો ન ટાળવો. પણ સાચે જ એ છે કેવડો!'

'છે દશેક વરસનો.'

'મા કે બાપ કોઈ નથી?'

'ના.'

'ત્યારે તો બાપડાને જરૂર રાખજો.'

'પણ છોકરાને જો બૈરાંનું કામ ફાવે તેમ ન હોય તો પછી એને શા માટે રાખવો?' શેઠે ગમ્મત કરતાં કહ્યું.

'ફાવશે–ફાવશે! અને નહીં ફાવે તોય હવે હું કામવાળી તો નહીં જ માગું, બસ?'

થોડી રકઝક કરી શેઠે વસંત પર ઉપકાર કરતા હોય તેમ છોકરાને ઘેર રાખવાનું કબૂલ્યું. વસંત ખુશ થઈ.

શેઠને સંતોષ થયો.

લાલુ બીજે જ દિવસે નોતમને ઘેર આવી ગયો.

'ક્યાં ગઈ? લે, આ તેં કહ્યું'તું એ છોકરો આવી ગયો છે.'

'ક્યાં?' કહેતી વસંત બહાર આવી.

'આ રહ્યો,' શેઠે કહ્યું, 'હવે તું એને જે કામકાજ સોંપવું ઘટે તે સોંપજે, હું તો દુકાને જઉં છું. મોસમ ટાણે મને ખોટી થવું ન પાલવે.'

'સારૂં! તમે જાવ. હું બધું સંભાળી લઈશ.' વસંતે કહ્યું.

ગૌતમ ચાલતો થયો.

લાલુ તો દિગ્મૂઢ બની ઊભો જ હતો. તેનો ગરીબડો ચહેરો જોઈ નિઃસંતાન વસંતને તેના પર હેત ઉપજ્યું.

'તારૂં નામ શું?' વસંતે લાલુને પાસે લઈ વહાલપૂર્વક પૂછ્યું.

'લાલુ.' માતા ગુમાવ્યા પછી પહેલી જ વખત માતાસમો સ્નેહભર્યો બોલ સાંભળતાં લાલુ ખુશ બની બોલ્યો.

'તારાં મા-બાપ બેય મરી ગયાં છે?' વસંતના ગળામાં થોડી ધ્રૂજારી હતી.

'હા.' લાલુ વસંતમાં ગત-માતાની મૂર્તિ જોતો હોય તેમ તેની સામે જોઈ રહ્યો.

'કોઈ સગું ય નથી?' વસંતની આંખ ભીની બની હતી.

'ના-ના.'

'મા કયારે મરી ગઈ? બાપ કયારે મરી ગયા?' લાલુના માથા પર હાથ ફેરવતાં વસંતે પૂછ્યું.

'બાપ તો યાદ જ નથી આવતા. મા છ મહિના પહેલાં મરી ગઈ.' લાલુની આંખ પણ, ઘણા દિવસે તેનું દુઃખ સહાનુભૂતિપૂર્વક સાંભળનાર મળવાથી, ભીની બની.

'આટલા દિવસ સુધી કયાં રહેતો હતો?'

'વજુભાઈને ઘેર.'

'ત્યાં ફાવતું'તું?' વસંત લાલુમાં આત્મીયભાવ અનુભવવા લાગી.

'ફાવતું......પણ શેઠાણીને હું ન ગમતો.'

'હવે તો તારે અહીં જ રહેવાનું, હો! ગમશે ને?'

'હા.'

પ્રથમ મુલાકાતે જ લાલુ અને વસંત ખૂબ જ નિકટતા અનુભવવા લાગ્યાં. વજુભાઈને ત્યાં શેઠાણીની સતત ગાળો ખાતો લાલુ વસંતનો આશરો મળતાં તેને ભાવપૂર્વક વળગતો ગયો. અને નિઃસંતાન વસંતના હૃદયમાં લાલુને જોઈ માતૃભાવ જાગ્રત થયો.

કામવાળા તરીકે રાખવામાં આવેલ લાલુ ઘરના છોકરાનું સ્થાન પામ્યો. લાલુ પાસેથી કામ લેવાનું વસંતને જ ન ગમતું. તે તો લાલુને સ્વચ્છ રાખવામાં, પહેરાવવા–ઓઢાડવામાં, ને ખવરાવવા–પીવડાવવામાં કોઈ અનેરો આનંદ અનુભવવા લાગી.

દુકાન અને ઘર વચ્ચે સંદેશ પહોંચાડવાનું, વસંતની સહિયરોને ત્યાં કંઈ ખબર કરવાનું અને દરરોજ સવારે શાક લાવવાનું કામ લાલુને ફાળે આવ્યું હતું.

દરરોજ વહેલોવહેલો નાહી લાલુ ઝોળી ઝુલાવતો ઝુલાવતો પૂછે, 'મોટીબેન જાઉં છું.'

'પણ શું શાક લેતો આવીશ?' વસંત હસતી હસતી કહે.

'હા, એ તો ભૂલી ગયો, શું લાવું?'

'જો આજે લીંબુ લેતો આવજે. વિમળા બેન આવવાનાં છે ને, તેમને શરબત કરી પાવું છે. શાક તો રોજ જેમ લાવે છે તેમ લેતો આવજે.'

'સારું!' કહી લાલુ પગ ઉપાડતો.

'અને...'

'શું?' લાલુ પાછો ફરી પૂછતો, 'બોલો મોટી બેન?'

'સકરટેટી હમણાં સરસ આવે છે, કાં ?'

'હોવે !' લાલુ હોઠ પર જીભ ફેરવતાં કહેતો.

'ત્યારે એ સકરટેટી લેતો આવજે.'

દુકાને જઈ લાલુ શું શું લેવાનું છે તેની વિગત કહી એક માણુસને લઈ શાકપીઠમાં જતો અને થોડીવારે જે કંઈ લાવવાનું કહ્યું હોય તે લાવી હસતો હસતો વસંત સમક્ષ રજૂ કરતો.

ન તો વસંત લાલુને નોકર કે આશ્રિત માનતી કે ન તો લાલુ પોતાને નિરાધાર કે પામર સમજતો. વસંતના સંસર્ગમાં આવ્યા પછી થોડા જ વખતમાં લાલુ કુટુંબનું એક અંગ બની ગયો હતો.

'મોટીબેન કહે છે કે કાલે વીરચંદભાઈએ ડઠુરિયાં રીંગણાં મોકલ્યાં'તાં...આજે શામજીએ ઘરમાં એક પ્યાલો ફોડી નાખ્યો...ઓધાભાઈ, આજે ચોખાની ગુણ એક મોકલી દેજો. મોટાભાઈ, આજે જરા વહેલા જમી જજો. બેનને બપોરે બેસવા જવું છે.' એવા સંદેશાઓ દુકાને પહોંચાડતાં લાલુને એમ તો કદીય લાગ્યું ન હતું કે તે તો અદનો નોકર જ હતો.

પણ દુકાનના નોકરોને લાલુનું આવું વર્તન ખૂંચતું.

'માદરપાટ ૪૦૪૭! અરે, લાવજે બે ધોડા !...તારૂં કપાળ! આ માલ કોણ માગે છે? એય મૂર્ખા! નોકરી કરવાના આ ઢંગ છે?' ઇત્યાદિ ભાતભાતના હુકમો ને ગાળોની ત્રમઝટ વચ્ચે વસતા ક્ષુદ્ર ગુમાસ્તા લાલુનું પેટવડિયે ય શેઠના ઘરમાં રહેવું સાંખી ન શકતા. ધાણીના બળદ માફક જીવન વીતાવતા ગુમાસ્તા લાલુનું મુક્ત જીવન કેમ સહી શકે ?

'વીરચંદભાઈ ! આજે ભીંડા લાવવાનો છે.' લાલુએ એક

દિવસ કહ્યું.

'ભીંડા?'

'હા.'

'સારું!'

'લાવી રાખજો. હું હમણાં આવું છું.'

'ક્યાં જવું છે? થોડી વાર અહીં બેસ ને?'

'બેનનું કામ છે. ન બેસાય.' કહી લાલુ જતો રહ્યો.

'શેઠ, છ આના આપોને!' વીરચંદે શેઠ પાસે જઇ કહ્યું.

'શું કામ છે?'

'શાક લેવાનું છે.'

'તેમાં છ આનાની શી જરૂર છે?'

'ભીંડા લાવવા છે.'

'આજ? માહ મહિને ભીંડા?'

'લાલુ કહેતો ગયો.'

'લાલુ?' શાક જેવી ચીજમાં છ આના વાપરવાની વાતથી ચીડાયલ શેઠે રોષપૂર્વક પૂછ્યું.

'જી હા!' લાલુને શેઠના રોષનો ભોગ બનાવી દેવા ઉત્સુક વીરચંદે ઠંડે કલેજે કહ્યું.

'ઠીક, જાવ.' શેઠે પૈસા આપતાં કહ્યું. થોડા દિવસથી વસંતને કંઇ ખાવાનું ભાવતું ન હતું. મોળ આવતી. અને તે સહેજ ફીક્કી પણ પડી ગઈ હતી. આ બધું જાણતાં છતાં શેઠ વસંતની ઇચ્છા પૂરી ન પાડે તેવું ન હતું.

વીરચંદ ગયો.

થોડીવારમાં દુકાને એક પછી એક ઘરાક આવવા લાગ્યાં. ગુમાસ્તા બધા આડાઅવળા થઈ ગયા હતા. એક શાક લેવા,

તો બીજો ન્યાયાધીશને ત્યાં બીલ દેવા તો ત્રીજો ગાંસડી લઈ કપડાં બતાવવા ગયો હતો.

ગરમ કાપડનાં બે ઘરાક હતાં. એક પછી એક તાકા મંગાવતા ગયા. ઘરાક દરેક તાકો જોયા પછી રંગ, ડીઝાઈન, બોજ, ભાવ ઈત્યાદિ બાબત વાંધા ઉડાવી નવો માલ જોવા માગવા લાગ્યાં. શેઠને તેમને ખુશ કરતાં બરાબર આવડતું હતું.

'હં, આનો શું ભાવ!' ઘરાકે પૂછ્યું.

'એના ચાર રૂપિયા છ આના.' શેઠે કહ્યું.

બાજુમાં જ મુનીમ બીજાં ઘરાકને સમજાવી રહ્યા હતા. ત્રીજાં ઘરાકને 'ચલ્લી'નો તાકો જોઈતો હતો. તેને કોઈ જવાબ દેતું નહોતું.

'શેઠ, ચલ્લીનો તાકો મંગાવી આપો ને!' ત્રીજાં ઘરાકે આકરા થતાં કહ્યું.

"વીરચંદ, ભાઈને ચલ્લી આપ," શેઠે પહેલા ઘરાકને સમજાવતાં વચમાં બૂમ પાડી.

થોડી વાર થઈ તોય તાકો ન આવ્યો.

"શેઠ, તાકો કેમ ન આવ્યો!" ત્રીજાં ઘરાકે ઉતાવળે કહ્યું.

"ક્યાં મરી ગયો, વીરચંદ? ચા પીયે છે કે શું?" શેઠ ધૂંવાપૂવા થયા.

"વીરચંદ નથી." મુનીમે ધીમેથી કહ્યું.

"ક્યાં ગયો?"

"શાક લેવા."

શેઠ ઠંડા થઈ ગયા:

ઘરાકોને તો સમજાવીને પતાવી દીધાં.

"માણસ થોડા હોય ત્યારે લાલુ થોડી વાર દુકાને રહેતો હોય તો લેવાદેવા તો કામ આવે." મુનીમે ઠંડે કલેજે સૂચના મૂકી. લાલુ તેનો પણ વાંક ક્યારેક કાઢતો.

"ખરૂં છે." શેઠે કહ્યું.

વીરચંદ શાક લઇને આવી ગયો. લાલુ પણ હાજર થયો હતો.

"ક્યાં ગયો'તો ?" શેઠે લાલુને પૂછ્યું.

"મોટીબેનની સાડીની કોર છાપવા દીધી છે, તે તૈયાર થઈ કે નહિ એ જોવા ગયો હતો." લાલુએ કહ્યું.

"માણસ શાક લેવા જાય એટલી વાર તું અહીં બેસ તો તને શું ઝાટકા વાગી જાય છે ?" શેઠ તાડૂક્યા.

લાલુ સ્થંભી ગયો.

"જા, હવે જા ! તું ઘરનો નોકર એટલે દુકાનનું ખાસ કામ હોય તોય તારે દુકાન સામે ન જોવું એમ ? નકામો ! ખાઈ બગાડે છે તે !" શેઠે કહ્યું.

લાલુ ઊભો જ રહ્યો. વજુભાઈને ત્યાં આથીય કડવાં વેણ સાંભળતાં તેને વધુ અસર ન થતી, પણ વસંતનું વાત્સલ્ય માણ્યા પછી આટલી કડવાશ પણ તે ન સહી શક્યો. તે તો પોતે નોકર છે એ વાત પણ ભૂલી ગયો હતો.

'હવે શાક તો ઘેર પહોંચાડ !' શેઠે કહ્યું, અને લાલુ ચાલવા માંડ્યો.

લાલુનું રડવા જેવું મોં જોઈ વસંતે પૂછ્યું, 'શું થયું, લાલુ ?'

'મોટાભાઈ ગુસ્સે થયા.'

'શા માટે?'

'હું દુકાનનું કામ નથી કરતો ને, એટલે.' લાલુ વસંત પાસે છૂટથી વાત કરી શકતો.

'તારે વળી દુકાનનું કામ શા માટે કરવું જોઈએ? ત્યાં ક્યાં થોડા માણસો છે.'

'પણ મોટાભાઈએ કહ્યું.'

'તું એની બ્યાધિ કર મા, હું એમને કહી દઈશ.'

બેનની શક્તિમાં સંપૂર્ણ શ્રદ્ધા ધરાવતો લાલુ બેન તરફથી આશ્વાસન મળતાં હળવે મને પોતાને કામે લાગ્યો.

'લાલુને આજે કેમ ધમકાવ્યો?' નૌતમ ઘેર આવતાં જ વસંતે તેને ઊધડો લીધો.

'કોણે?'

'તમે.'

'મેં તો કાંઈ કહ્યું નથી. મેં માત્ર એટલું કહ્યું ખરું કે દુકાનમાં ઝાઝું કામ હોય તો તેણે દુકાને પણ બેસવું જોઈએ.'

'લાલુ ઘરનો માણસ છે, એ દુકાનનું કામ શા માટે કરે?'

'ઘરમાં તે કેવું કામ કરી નાખે છે તે હું જાણું છું.'

'એ જાણવાની તમારે લગીરે જરૂર નથી.'

'તું એ છોકરાને ખોટેખોટો ચઢાવીને બગાડી દેશે.'

'તોય તમને શું નુકશાન થશે?'

દુકાનમાં માથાકૂટ કરી કંટાળેલા શેઠ ઘેર માથાકૂટ કરવા લગીરે તૈયાર નહોતા. તેણે માથાકૂટ મૂકી દીધી.

વસંતની ઢાલને અંગે દુકાનના ગુમાસ્તાનાં નિશાન લાલુને સ્પર્શી શકતાં નહીં. ખુદ નૌતમ પોતે પણ લાલુને કંઈ

કહી શકવા અસમર્થ હતો.

*

વસંતને દીકરો આવ્યો. લાલુનાં પગલાં થયા પછી એક જ વર્ષમાં પુત્ર–પ્રાપ્તી થવાની વાતને વસંતે સૂચક કહી. લાલુને તેણે અનહદ વખાણ્યો. વસંતની એવી વેવલાઈ નૌતમને બહુ ગમતી નહીં, પરન્તુ લાલુની વાત કરતાં વસંત જે ઉત્સાહ અને આનંદ અનુભવતી તે જોતાં તેને લાલુની પ્રશંસા શાંતિપૂર્વક સાંભળી લેવાનું જ સહીસલામત લાગતું.

પછી તો લાલુનું મહત્ત્વ ઓર વધી ગયું. નવીનને સાચવવાનું તેના સિવાય કોઈને ફાવતું નહીં, કારણ કે નવીન બીજા કોઈ પાસે શાંત રહેતો જ નહીં. ખુદ વસંત પણ નવીનને મન તો લાલુથી બીજે નંબરે હતી. લાલુનું જીવન સર્વસ્વ નવીનને સાચવવામાં જ કેન્દ્રિત થઈ ગયું.

રાત્રે વસંતના ઓરડામાં નવીન રડે તો બહાર સૂતેલ લાલુ તરત જ પૂછતો, "શું છે ભાઈને ?'

'કાંઇ નથી.' ઊંઘમાં ને ઊંઘમાં વસંત જવાબ આપી દેતી.

'તો રડે કેમ ?' નવીન પર સંપૂર્ણ અધિકાર હોય તેમ લાલુ પૂછી શકતો.

'એ તો હમણાં છાનો રહી જશે.' વસંત કંઈક કંટાળીને કહેતી.

'તેં આ છોકરાને બહુ ચડાવી દીધો છે.' નૌતમ ધીમેથી કહેતો.

'કેમ ?' વસંત પૂછતી.

'મા પાસે છોકરો હોય પછી તેણે પંચાત કરવાની શી

જરૂર ?'

'પણ નવીનની ખરી મા તો લાલુ છે, એ તમને ખબર નથી ?'

ગૌતમને હસવું આવતું.

પણ અડધી રાતેય જો નવીન કજિયે ચડી જતો તો લાલુને બોલાવવો જ પડતો.

લાલુ વસંત અને નવીનના જીવનમાં આબાદ રીતે વણાઈ ગયો. ગૌતમને ક્યારેક લાલુનાં વધી પડેલ મહત્ત્વનો વિચાર થતો, પણ પેટવડિયે આટલી હાઈવોય કરતો નોકર તેમની આર્થિક દૃષ્ટિએ સફળ સોદો જ લાગતો હોવાથી તે લાલુની કેટલીક નીતિરીતિ નભાવી લેતો.

નવીન જેમ મોટો થતો ગયો તેમ લાલુની ઉપયોગિતા અધિકતર વધી ગઈ. નાનપણમાં નવીનને બાબાગાડીમાં ફેરવતો લાલુ, નવીન ચાલતાં શીખ્યા પછી તેનો રમત-ગમતનો જોડીદાર બન્યો હતો.

'ચાલો, ભાઈ.' વસંત કહેતી.

'ક્યાં ?' નવીન પૂછતો.

'દૂધ પીવા.'

'મારે નથી પીવું.'

'કાં, ભાઈ !'

'માલે લમવું થે.' નવીનને લાલુથી છૂટું પડવું ન ગમતું.

'દૂધ પીવું પડે.' કહી વસંત નવીનને તેડી લેતી.

'ના !' કહી નવીન માતાની કાખમાંથી ઊતરી પડવા મથતો.

'લાલુમાં એવું બધું શું છે કે ખાવું-પીવુંય ભૂલી જાય

છે ?' 'વસંત હેતથી પૂછતી.

'માલે લમવું થે.' નવીન એકનો એક જ જવાબ દેતો.

'મારે હવે લાલુને કાઢી જ મૂકવો છે.'

'ના મા...' નવીન રડતે રાગે કહેતો.

'તો ચાલો દૂધ પીવા.'

'હું આવું. પણ લાલુ ?'

'ભાઈ, ચાલો હું પણ સાથે આવું છું.' લાલુ કહેતો.

'લાલુ તને બગાડે છે. મારે હવે તેને નથી રાખવો.' વસંત હસતાં હસતાં કહેતી.

'તો માલે નથી આવવું.' કહી નવીન ધમાલ કરી મૂકતો.

લાલુ અને વસંત બંને હસી પડતાં.

'ભાઈ, મોટી બહેન તો ખોટું ખોટું કહે છે. મોટીબેન મને કોઈ દી કાઢી મૂકે જ નહીં.' લાલુ હસીને કહેતો. નવીનને પટાવવા માટે ઉચ્ચારેલું એ વાક્ય લાલુના હૃદયમાંથી જ ઉદ્ભવતું. મોટીબેન તેને કોઈ દિવસ કાઢી મૂકે જ નહીં તેવી તેને પાકી ખાત્રી હતી.

પછી તો નવીન શેરીમાં રમવા જેવડો થયો, પણ ત્યારેય તેને લાલુ વિના ન ચાલતું. સંતાકૂકડી રમતાં લાલુ રાજા થતો અને બધાં છોકરાં રમતાં.

પણ નવીન ચારેક વર્ષનો થયો ત્યાં લાલુ સોળ વર્ષનો થઈ ગયો હતો. વસંતની શીળી છાંય નીચે વસતો લાલુ શરીરે હૃષ્ટપુષ્ટ હતો. તેનાં બેવડિયા શરીરને અંગે તે તેની ઉમ્મર કરતાં વધારે મોટો લાગતો.

એવો જુવાન છોકરો ઘેર બાઈ માણસ સાથે રહે તે શેઠને ઠીક ન લાગ્યું. તેણે વસંતને પરોક્ષ સૂચન કરી જોયાં

પણ તે કંઈ ન સમજી.

એક વખત વસંત અને લાલુ સાથે બેસી નવીનનો તાજો પડાવેલ ફોટો જોઈ રહ્યાં હતાં. બંનેના મુખ પર ઉલ્લાસ હતો. વસંતની સાડી માથા પરથી ઊતરી ગઈ હતી. લાલુ વસંતને ફોટાની કોઈ ખૂબી સમજાવી રહ્યો હતો. બંને ફોટામાં તન્મય થઈ ગયાં હતાં. બંને નવીનની છબી જોવામાં મશગુલ હતાં ત્યાં નૌતમ આવ્યો. કોઈનુંય ધ્યાન તેના પર પડયું નહીં. બે'ક પળ શાંત ઊભા રહ્યા પછી નૌતમે ઉધરસ ખાધી. વસંત ચમકી. તેણે સાડી માથાપર ઓઢી લીધી, અને લાલુ પાસેથી જરા દૂર ખસી ગઈ.

વસંત અને લાલુનાં વર્તનમાં કંઈ જ અઘટિત ન હતું. વસંતે લાલુને બચપણથી ઉછેર્યો હતો એટલે તેની નજીક બેસતાં તેને ક્ષોભ થવાનું કોઈ જ કારણ ન હતું. પણ નૌતમે જે રીતે ઉધરસ ખાધી તેથી ચમકવાની તેને ખાસ જરૂર હતી.

જમવા બેસતી વખતે નૌતમે કહ્યું, 'હવે લાલુ આપણે ત્યાં રહે તે મને ઠીક નથી લાગતું.'

'કેમ ?' વસંતે પૂછયું.

'મોટો થયો ને !'

'હં !'

'આપણે શા માટે લોકોને આડીઅવળી વાત કરવાની તક આપવી જોઈએ ?'

વસંત શેઠનાં વાકયનો મર્મ સમજી ધ્રૂજી ઊઠી. તેનાથી કંઈ બોલાયું નહીં.

'કેમ ચૂપ થઈ ગઈ ?'

'લાલુને તો મેં મારો નાનેરો ભાઈ–મારો દીકરો ગણ્યો છે.'

'એ ખરૂં. એ નાનો હતો ત્યાં સુધી કંઈ વાંધો નહીં, પરંતુ હવે તો...આપણે દુનિયામાં રહેવું છે ને?'

'પણ નવીનનું શું થશે?'

'તેને થોડું દુઃખ તો થશે જ, પરંતુ બીજું શું થઈ શકે?'

આખોય પ્રશ્ન નૌતમે એવી વિચિત્ર રીતે રજૂ કર્યો હતો કે વસંતની શાંતિને સંમતિ સમજી લઈ નૌતમે એક દિવસ લાલુને બોલાવી ગડગડિયું આપી પણ દીધું.

'લાલુ.!' નૌતમે બૂમ પાડી.

'જી, મોટાભાઈ!' લાલુ દોડતો આવ્યો.

'તારે જવાનું છે.'

'ક્યાં?'

'મારા એક મિત્રને ત્યાં–વીરમગામ.'

'નવીનભાઈ આવવાના છે?'

'ના. તારે એકલાને જવાનું છે.'

'મારે એકલાને?' ન માની શકતો હોય તેમ લાલુ પૂછી રહ્યો.

'હા!' નૌતમે મક્કમ સ્વરે કહ્યું. વેવલાઈ નૌતમને ન રુચતી.

'પાછું ક્યારે આવવાનું?'

'ત્યાં જ રોકાવાનું છે!'

'હેં!' લાલુનું મોઢું ફાટી રહ્યું.

'હેં શું? એમને વિશ્વાસુ માણસનું કામ છે. તને પગાર પણ આપશે.'

'મારે પગાર નથી જો'તો. હું ન જાઉં તો?' લાલુ કરગરતો હોય તેમ બોલ્યો.

'હવે તું નાનો કીકલો નથી. ઉંમરલાયક થયો છે. તારે જવું જ પડશે.' નૌતમનો સ્વર તીવ્ર બની ગયો.

લાલુ ચૂપ થઈ ગયો. શેઠના એવા અવાજનો જવાબ દેવાની તાકાત મુનીમમાંય ન હતી.

નૌતમ દુકાને ગયા પછી લાલુ વસંત સમક્ષ ફરિયાદ કરવા ગયો, પરન્તુ વસંતે તેની વાત કાન પર જ ન ધરી. લાલુના વસંતબેન સાથેના સંબંધમાં આ નવી જ વાત હતી. વસંત તેની વાત ન સાભળે તે લાલુની કલ્પનામાં પણ ઊતરી શકે તેમ ન હતું. પરંતુ આજે સાચોસાચ એવી પરિસ્થિતિ જોતાં તેના અચંબાનો અને દુઃખનો પાર ન રહ્યો. રડવા સિવાય તેની પાસે કોઈ માર્ગ ન હતો.

બે દિવસ સુધી તે શૂન્યમનસ્કની માફક ફર્યા કર્યો. નવીન તેની સાથે ખેલવા આવતો, પરન્તુ લાલુ તેની સાથેય મુક્ત મને રમી શકતો નહિ.

વસંત છાને ખૂણે રડી લેતી પણ લાલુથી તો તે દૂર જ રહેવા પ્રયત્ન કરતી.

ત્રીજે દિવસે નૌતમે લાલુને વીરચંદની સાથે વીરમગામ મોકલાવી દીધો.

જતાં પહેલાં તેણે વસંતને મળી લેવા ખુબ પ્રયત્ન કર્યા પણ તેમાં તે નિષ્ફળ જ ગયો. સ્ટેશને જવા માટે ગાડી આવી ગઈ ત્યારે તેણે વસંતને શોધવા ચારે કોર આંખ ફેરવી પણ તે દેખાઈ જ નહીં. લાલુને એમ ગાંડાની માફક નજર ફેરવતો જોઈ નૌતમે જરા કરડા સ્વરે પૂછયું, 'શું શોધે છે?'

'મારે મોટાંબેનને મળવું છે.' લાલુ જેમ તેમ કરી બોલ્યો.

'કાલો થા મા!' શેઠ તાડૂક્યા. 'ગાડીને મોડું થાય છે.'

એમ કહી નૌતમે લાલુને બાવડું ઝાલી ગાડીમાં બેસાડી દીધો. લાલુએ આંખમાં આવેલ અશ્રુ ખાળવા પ્રયત્ન કર્યા છતાં બે આંસુ તેના ગાલ પર રેલાઈ ગયાં.

લાલુ એક દિવસ જેમ અચાનક જ આ ઘરમાં આવ્યો હતો તેમ આજે જતો રહ્યો. વસંત અને નવીનનાં હૃદયમાં લાલુએ કંઈ સ્થાન મેળવ્યું હતું, પણ તેના જવાથી તેમને આઘાત થશે તેવા વેવલા વિચાર કરવાનું નૌતમ સમા દુનિયાદારીના માણસને પોસાય તેમ નહોતું.

*

**સમી** સાંજનો સમય હતો, સૂર્ય અસ્ત થયો હતો, અંધારૂં થતું આવતું હતું, હીરા ચોકસીની દુકાનનો બધો માલ તિજોરીમાં મૂકવાની તૈયારી થતી હતી, એવામાં એક સુખી દેખાતો રજપૂત હીરાભાઈની દુકાન તરફ વળ્યો. રજપૂતે લ્હેરિયાંનો સાફો, ખાખી બ્રીજીસ ને કોટ પહેરેલ હતાં. તેની તાજી હજામત, ખીસ્સાના ખૂણામાંથી ડોકિયાં કરતો રેશમી રૂમાલ અને તેમાંથી આવતી મધુરી ખુશબોથી કોઈપણ વેપારી તેના તરફ ધ્યાન આપવા આકર્ષાય તેમ હતું. આવાં ઘરાક થોડાં જ આવે, પણ આવે ત્યારે વેપારીને બહુ જ સારો વકરો થાય. ન તો એ લોક ભાવમાં સમજે કે ન તો લાંબોચોડો હિસાબ કરવા બેસે. મીઠાં વચન અને ચાંના પ્યાલાથી રીઝવ્યા પછી આવાં કસદાર ઘરાકને મનફાવે તેમ ચૂસી શકાય છે.

દુકાન બંધ કરતી વખતે આવું દાવકું ઘરાક મોકલવા માટે હીરા ચોકસીએ મનમાં પ્રભુનો પાડ માન્યો અને મોટેથી કહ્યું, 'પધારો બાપુ ! શું જોઈએ ? કેમ બહુ મોડા ?'

'હં......' રજપૂતને દુકાન પર ચડતાં કહ્યું,

'શું જોઈએ ?'

'થોડું સોનું જોઈતું 'તું પણ......' રજપૂતે ખીસ્સામાંથી ઘણું જ સુંદર પાકીટ કાઢતાં કહ્યું.

'પણ કહી કેમ અટકયા?'

'આપને દુકાન બંધ કરવી છે ને? કાલ રોકાઈશ તો આવીશ.,

'કાલે આપને કયાંય જવું છે?'

'હા, કદાચ રાજકોટ જવાનું થાય. તો વળી ત્યાંથી માલ લેતો આવીશ.'

'આપને ખાસ અડચણ ન હોય તો અમે તો અત્યારે પણ માલ આપવા તૈયાર છીએ. અને માલ પોણા સોળ આની થાય તો સો વરસેય પાછો એ અમારી ગેરંટી છે.'

'મને શી હરકત હોય? મારે તો રાજકોટથી જોખમ લાવવું મટે.'

'કેટલુંક સોનું જોઈએ?'

'દશ–બાર તોલા.'

'છોકરા!' ચોકસીએ બાજુમાં ઊભેલા ભત્રીજાને કહ્યું, 'એકાદ રવો લાવ, તો!'

ભત્રીજો સોનાનો રવો લેવા ગયો.

'અમારા લોકોને કામ લાગે તેવા કોઈ તૈયાર હાર–બાર હશે તો પણ ચાલશે. માલ ખાત્રીવાળો જોઈએ!'

'એમ કે! છોકરા પેલા કબાટમાંથી આજે જ આવ્યા તે ગળાના દાગીના પણ લેતો આવજે.'

'જી!' ભત્રીજે અંદરથી જવાબ આપ્યો.

'શું લેશો? ચા મંગાવું કે?' ચોકસીએ વિવેક કર્યો.

'અત્યારે હવે ચા કયાં પીવી!' રજપૂતે મોળીમોળી ના કહી.

'વીરકા ! જા તો બાજુની હોટેલમાં 'પેશિયલ' ચાનું કહી આવ !' વીરકો ગયો.

'બાપુ ! આપનું નામ ?' હીરાભાઈએ પૂછ્યું.

'રઘુજી.' નથુજી નામ ધરાવતા રજપૂતે ખોટું નામ આપતાં કહ્યું.

'કયું ગામ ?'

'ભાલમાં અમારાં ગરાસનાં ત્રણ ગામ છે. હમણાં તો ઘરમાંથી બિમાર હોવાથી જેતલસરમાં હવાફેર માટે આવ્યા છીએ.' આ વાત દરમિયાન નથુજી પાકીટ હાથમાં ફેરવી રહ્યો હતો.

ભત્રીજાએ દાગીના ને રવો લાવી હીરાભાઈને આપ્યા. નથુજી તે જોવા લાગ્યો. બેએક દાગીના પસંદ કર્યા, પોતાની બાજુમાં મૂક્યા. રવાને સોનું લઈ તેની બરાબર તપાસ કરતો હોય તેમ તે ઊઠ્યો અને બત્તી પાસે જઈને તે ધ્યાનપૂર્વક જોવા લાગ્યો.

હીરા ચોકસીને નથુજી આમ સોનું લઈ ઊભો થાય તે ગમ્યું તો નહિ, પણ અવિવેક ન કરવા ખાતર તે ચૂપ રહ્યો અને બારણાં તથા નથુજીની વચ્ચે વાતો કરતો ઉભો રહ્યો.

થોડી વારે નથુજીએ દાગીના પણ હાથમાં લીધા અને તેનીય બારીક તપાસ આદરી. હીરા ચોકસી જરાક મૂંઝાયા. તેમણે મોટે સાદે કહ્યું, 'વીરકો હજી કેમ ન આવ્યો ? ચાનું કહેતાં તે કેટલી વાર ? બાપુ, આપ બેસો ને ! ચા પીધા પછી બધાંનો કસ કાઢીશું.' એમ કહી હીરા ચોકસીએ દાગીના તથા રવો નથુજીના હાથમાંથી પાછા લેવા હાથ લંબાવ્યો.

નથુજીએ સોનું પાછું સોંપવાને બદલે ખીસ્સામાંથી છરો

કાઢ્યો અને તેની આડે ઊભેલા હીરાભાઇને દૂર કરી તે છલંગ મારી નાઠો.

હજાર ઉપરાંત રૂપિયાનો માલ ઉઠાવી નાસી જતા બદમાશના માર્ગમાંથી હઠવાને બદલે તેનું બાવડું પકડી તેને બે અડબોથ લગાવી દેવાની ઇચ્છા હીરાભાઈને થઇ તો ખરી, પણ તેમ કરવા જતાં નથુજીનો છરો તેમના હૃદય સુધી પેસી જવાની દહેશત હતી, એટલે 'પંડ સલામત તો પઘડિયાં બોત'માં માનનાર ચોકસીએ ખસી જઇને માર્ગ કરી દીધો.

પણ નથુજી જેવો દુકાન પરથી કુદ્યો કે તરત જ તેણે વીરકાને ન સંભળાય કે ન લખાય એવી ગાળો આપી અને બધાને એ બદમાશની પાછળ દોડવા ફરમાવ્યું.

હીરા ચોકસીના કેટલાક હરીફો હસ્યા કે 'ભાઈ મોટો લાભ ઊઠાવવા ગયા ત્યાં ગઠિયો ગાંઠનું ય ગોપીચંદ ઊપાડતો ગયો.' પણ હીરાભાઇના ચોરને પકડવા લોકોએ જે બૂમરાણ મચાવી મૂકયું તેમાં એવો વિરોધનો સુર તો તદ્દન દબાઈ જ ગયો. લોકલાજે તેમજ પોતાનો ગાઢ સંબંધ પૂરવાર કરવા ખાતર સૌએ પોતાનાં માણસો એ બદમાશ પાછળ દોડાવ્યાં.

'મારો!' 'પકડો!' 'સાલો ચોર!' 'બદમાશ!' ઇત્યાદી અનેક અવાજોના મિશ્રણથી ઉત્પન્ન થએલ મોટો શોરબકોર, એઠવાડના મિશ્રણથી ઊઠતી ગટરની દુર્ગંધ માફક, ગામ ગંધવી રહ્યો. જાતભાતના લોકોનું એક અવ્યવસ્થિત ટોળું ભૂલે ચૂકેય નથુજીને પહોંચી ન જવાય એ વાતની ખાસ કાળજી રાખતું દોડવા લાગ્યું.

નથુજી તો હરણની માફક કુદકા મારતો ઝડપભેર દોડયે જતો હતો. રસ્તામાં જે કોઈ સામે મળતું તેને તે છરો દેખાડી દૂર કરી દેતો. વચમાં એક સિપાઈ નથુજીને મળ્યો, પણ તે ય

છરાના તેજમાં અંજાઈ ગયો એટલે નથુજીને ન પકડી શકયો. પણ પાછળનાં ટોળાંનો અવાજ સાંભળી તેણે ટોળાં સાથે જ એ કાયર, નાલાયક, વિશ્વાસઘાતી નથુજીનો પીછો પકડયો.

નથુજી ઝપાટાબંધ ઘીચ વસ્તીમાંથી છટકી રહ્યો હતો. તેની પાછળ દોડતાં ટોળાંના તો તેને ખ્યાલ જ હતો, પણ એ ટોળામાંથી કોઈ તેને પહોંચી કે પકડી શકે તે અસંભવિત હતું, તેની તેને પક્કો ખાત્રી હતી. બે મિનિટ અને તે ગામને ગોંદરે પહોંચી જશે. પછી તો કોની માએ સવાશેર સુંઠ ખાધી હોય કે એને અંધારામાં પકડવા આવે! બે જ મિનિટ અને તે તેનાં છોકરાં માટે અત્યારે કરેલ કમાણીમાંથી નવાં કપડાં કરાવી શકશે. બે જ મિનિટ અને તેને નડતા પૂર્વ જ પાછળ બ્રહ્મભોજન કરવાની સગવડતા થઈ જશે.

છેલ્લા બાર માસથી નથુજીએ એક પણ ચોરી નહોતી કરી. છેલ્લા બાર માસથી તેણે બીડી વાળીને મળતી નજીવી આવક પર જ જીવન ગુજાર્યું હતું. બાર મહિના પહેલાં તેનાં છોકરાં માટે સીવડાવેલાં કપડાં ફાટવા આવ્યાં હતાં. તેની ગરાસિયણ–રજપૂતાણીનાં ચીર પણ થીંગડાંથી ભુંડાં લાગતાં હતાં. બસ, બે જ મિનિટ અને તે પૈસાદાર બની જશે. નથુજીના પગમાં નવું જોર આવ્યું અને તે બમણા વેગથી નાઠો.

'બસ! ગંગ નાયા.' નથુજી ગામની બહાર નીકળ્યો અને તેનાથી મનમાં બોલાઇ જવાયું. આ લૂંટનો વિચાર બરાબર ગોઠવતાં તો એને છ માસ થયા હતા. આટલી સફળતાપૂર્વક તે પાર પડતી જોઇ તેણે છૂટકારાનો દમ ખેંચ્યો. પોતાનો ગરાસ વહેંચાયો ન હતો ત્યાં સુધી ચોકસી અને બીજા વેપારીઓએ તેને કેવો લૂંટયો હતો! આજે પોતે એ વ્યાજખોરા

વર્ગનો થોડોઘણોય બદલો વાળી શક્યો છે તેનો નથુજીના અંતરમાં સાચો ખોટો પણ સંતોષ હતો.

હોકારા પડકારા કરતું ટોળું તો હજી ય નથુજીની પાછળ આવતું હતું. પણ નથુજીને તેની દરકાર ન હતી. અંધારામાં અલોપ થઇ જતા લૂંટારૂને પકડવા કોઇ નથી આવવાનું તેની તેને ખાત્રી હતી.

નથુજી આવી રીતે પોતાની સફળતાથી મનમાં સંતુષ્ટ થતો હતો ત્યાં જ તેની બાજુમાંથી કોઇ લોંઠકા જણનો ઘેરો સાદ સંભળાયો, 'એલા! કોણ છે ઇ?"

ટોળાંના 'ચોર! ચોર!' અવાજ તો ચાલુ જ હતા.

નથુજીએ પૂછનારને કંઇ જવાબ ન દીધો, પણ છરો દેખાડ્યો અને તે બમણા વેગથી દોડવા લાગ્યો.

'એલા! શું ચોર્યું!' અવાજ કરનારે પાછળ પડી કહ્યું.

'તું તારૂં કામ કરને, નહિ તો મરી જઇશ.' નથુજી દોડતો જ હતો.

નથુજીને પડકારનાર ગોવો રબારી હતો. ગોવો બાવીસ વર્ષનો નિર્દોષ, સશક્ત, પૂરો પાંચ હાથ ઊંચો પડછંદ આદમી હતો. મૂછો તો હજી તેને ફૂટતી આવતી હતી; પણ વિશાળ છાતી, પાતળી કેડ અને મજબૂત બાવડાં તેની મર્દાનગીની ચાડી ખાતાં હોય તેમ તરી ઊઠ્યાં હતાં. સીમમાં જ જીવન કાઢનારો ગોવો કોઈ છરો દેખાડે તેથી ડરી જાય તેમ ન હતો: અને વળી ગોવો તદ્દન બીનઅનુભવી જુવાન! તેનામાં પારકા કજિયામાં ન પડવા જેટલી ખંધાઇ ક્યાંથી હોય? તેણે નથુજીનો પીછો પકડ્યો.

નથુજીએ દોડતાં દોડતાં પાછું વાળીને જોયું. પોતાનાથી

એક વેંત ઊંચો માણસ પાછળ પડેલો જોઇ તેને બીક લાગી. તેના અંતરમાં એ પહાડ જેવા આદમીની ધાક પેસી ગઈ. ગામની હદમાંથી સહીસલામત છૂટયા ત્યાં સીમમાં આ બલા ક્યાં વળગી? તેણે પાંચ બ્રાહ્મણ જમાડવાની માનતા માની, જો આ બલામાંથી કેમે ય કરી છૂટાય તો! ગજેન્દ્રે જેમ મગરના સકંજામાં સપડાયા પછી ભગવાનને સંભાર્યા હતા, તેમ નથુજી બધાં દેવદેવીને સંભારી ચૂક્યો. અત્યારે તેની કુમકે જે કોઈ દેવ કે દેવી આવે તેને ખૂબ રીઝવવાના મનોરથો તેણે વિપળ માત્રમાં ઘડી કાઢયા, પણ એ બધું જ વ્યર્થ ગયું. ગોવો તો તેની અડોઅડ આવી પહોંચ્યો હતો. નથુજીએ વિચાર્યું કે હવે દેવદેવીને યાદ કરી બેસી રહ્યે કાંઈ નહિ વળે, તેણે પાછા ફરી ગોવા પર છરાનો ઘા કર્યો. ગોવો તો તૈયાર જ હતો. તેણે ડાબા હાથે છરો પકડી લીધો. તેના હાથમાંથી લોહીની ધારા ચાલી. ગોવાએ એજ વખતે જમણા હાથે નથુજીને એવો ઠોંસો માર્યો કે નથુજી ચક્કર ખાઇને નીચે પડી ગયો. ગોવો નથુજીની છાતી પર ચડી બેઠો.

'મને માર્યે તને શું લાભ છે?' નથુજીએ કરગરતાં કહ્યું.

'મને છરો શું કામ દેખાડયો?' ગોવાએ ગર્વમાં પૂછયું. તેના ડાબા હાથમાંથી લોહી વહી રહ્યું હતું.

'મને જવા દે; હું તને ન્યાલ કરી દઈશ.'

'જા. જા ન્યાલ કરવાવાળી?'

'બસો રૂપિયા! બાપના બોલથી...' ટોળું નજીક આવતું જોઈ નથુજી ગભરાતો હતો.

'હવે છૂટજે જેલ ભોગવ્યા પછી,' ગોવાએ હસતાં કહ્યું.

આટલી વારમાં તો પાછળનું ટોળું નજીક આવી ગયું. ' બહુ દોડયા, પણ ચોર હાથ જ ન આવ્યો ! ' એવું કંઈ કહેવાની ઉમેદ ધરાવતું આ ટોળું એકની છાતી પર અંધકારમાં બીજાને બેઠેલ જોઈ હેબતાઈ ગયું. ' ઉપર બેઠેલ જ ચોર હોય તો ! ' એમ માની સૌ સ્થભી ગયા અને વ્યવસ્થિત રીતે પાછા હઠવા લાગ્યા.

' ચાલ્યા આવો ! ' ગોવાએ બૂમ પાડી, ' બદમાશને મેં બરાબર દબાવ્યો છે ! '

બસ ! થઈ રહ્યું ! ગોવાની બૂમ સાંભળી અને બદમાશને પકડાયેલો જાણી બધા ગોવાના યશમાં ભાગ પડાવવા એકસામટા દોડયા ને નથુજીને પકડયો. તેના જ સાફાથી બાંધ્યો અને જેમ ફાવ્યું તેમ તેને મારવાનું શરૂ કર્યું. આલતુફાલતુ સૌનો માર ખાઈને નથુજી અડધો થઈ ગયો.

હીરાભાઈ આવી પહોંચ્યા. પકડાયેલા નથુજીને બે તમાચા મારી, પાંચ ગાળ દીધા પછી તેણે ગોવાને શાબાશી આપી.

નથુજી મુદ્દામાલ સહીત પકડાઈ ગયો, એટલે તેને સીધો પોલીસથાણે જ લઇ જવામાં આવ્યો. પોતાની બધી બાજી બગાડી દેનાર ગોવા પર નથુજી બહુ જ ચીડાતો હતો, પણ હવે તેનો કંઈ જ ઉપાય રહ્યો ન હતો.

થાણા પર પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબે ગોવાની બહાદુરીનાં ખાસ વખાણ કર્યાં અને તેને બહાદૂરીનું એક સર્ટીફીકેટ આપવાનું જાહેર કર્યું.

' શેઠ, તમારો માલ તો આ માણસે બચાવ્યો. ' પોલીસ અધિકારીએ કહ્યું.

' હા, સાહેબ ! એમાં ખોટું શું ? ' હીરાશેઠ કાલું કાલું

હસતાં બોલ્યા.

'ગોવો ન હોત તો આ માણસ હાથ આવત જ નહિ અને પાછળથી પકડાત ત્યારે પણ મુદ્દામાલ તો પાછો ન જ આવત.' સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબે કહ્યું.

'પણ સાહેબ! હકનો માલ હોય તે કેમ જાય?'

'હવે હકનું બકનું તો ઠીક! આ રબારી બિચારાને કાંઈક આપજો!'

'વાહ, સાહેબ! એ તો અમારો જ દુધવાળો છે. એને હું જરૂર ખુશ કરીશ.'

'કાંઈક સારી રકમ આપજો. તમારા તો હજાર ગયા જ હતા. એણે એ રકમ પાછી લાવી આપી છે.'

'સાહેબ! તમારે મને ન કેવું પડે!' હીરાશેઠ હસ્યા.

ગોવો તો દવાખાને હતો.

શેઠ જવા માટે ઊભા થયા ત્યાં પોલીસે આવી કહ્યું, 'જી સાહેબ! ઉસ બદમાસકુ પકડનેવાલા મેં ભી હું!'

'એસા?' પોલીસ અધિકારીએ પૂછ્યું.

'જી, હજુર!'

'તો શેઠ! આનેય દશ રૂપિયા દેવા જોઈએ.'

શેઠ અચકાતા લાગ્યા.

'એમાં વિચાર શું કરો છો? આ બધો માલ તમને ન સોંપતાં ધક્કા ખવડાવીએ તો?'

શેઠને ન છૂટકે દશ રૂપિયા સિપાઈને આપવા પડ્યા.

શેઠ સિપાઈને પૈસા આપતા હતા તે વખતે જ ગોવો દવાખાનેથી પાટો બંધાવી પાછો આવ્યો. તેને જોઈ શેઠે કહ્યું. 'ગોવા, તું તારે દુકાને આવજે! હું તને ખુશ કરીશ.'

ગોવો શાંત રહ્યો. શેઠ આ તકલીફમાંથી છટકવા ઇંતેજાર હોય તેમ સૌને સલામો ભરતા જતા હતા.

નથુજીના છરાથી ગોવાના હાથમાં થયેલ ઘા રૂઝાતાં બે મહિના થયા. એટલા વખત સુધી તે ઢોર ન દોહી શકયો. રોજ રોજ દવાખાને જતાં પણ બે ચાર આનાનું ખર્ચ તેને અવારનવાર થતું. કપાસિયા, દાણા, વગેરે જરૂરિયાતની વસ્તુઓ પણ તેને ઉધાર જ લાવવી પડતી. વેપારીઓ તેને ઉધાર માલ દેવાની ના પાડતા, પણ જ્યારે ગોવો પોતાના હાથની કથની તેમજ શેઠના વચનની વાત કરતો ત્યારે વેપારી દોઢો ભાવ લઇ તેને માલ ધીરતો.

આવી આર્થિક સંકડામણમાં ગોવો હીરાશેઠ પાસે ત્રણચાર વખત સલામીએ જઇ આવ્યો. શેઠ કંઇક આપે તો મુશ્કેલી મટે એ ખ્યાલથી તે શેઠની પાસે જતો પણ ઘરાકો સાથે માથાકૂટ કરવામાં ગુંચવાયલા હીરાભાઇ ગોવાને શાંતિપૂર્વક કહી દેતા, 'એક દી' પછી આવજે ને! આજે બહુ કામ છે.' હકના પૈસા માગતા હોઇએ તો ય દબાવીને ઉઘરાણી ન કરી શકાય તેવા આ જમાનામાં બક્ષિસના પૈસા બાબત તો કેમ જ કંઇ ભારપૂર્વક બોલી શકાય? ગોવો બિચારો નિરાશ થઇ પાછો ફરી જતો, અને હીરાભાઇ જતા ગોવા સામે જોવાનીય દરકાર કર્યા વિના પોતાનું કામ ચલાવ્યે રાખતા.

એક મહિના પછી ગોવાનો હાથ તો રૂઝાઇ ગયો, પણ એટલા વખતમાં તેના પર પંદરેક રૂપિયાનું કરજ થઇ ગયું. એક દિવસ ગોવાએ હીરાશેઠને સલામ કરી બક્ષિસની ઉઘરાણી કરવાની ધૃષ્ટતા કરી નાખી, 'શેઠ, પૈસાની બઉ જરૂર છે.'

'એમ કે?' હીરા ચોકસીએ એક દાગીનાનો કસ

કાઢતાં કહ્યું.

'આપ આજ કાંઈ આપો તો વેપારીના હિસાબ ચૂકવું.'

'કાલ આવજે ને!'

'હવે તો, બાપુ,વેપારી બહુ ઉતાવળો થાય છે.'

'એમ કે? બેસ ત્યારે! હું થોડું કામ પતાવી લઉં.'

ગોવો બેઠો. કોર્ટમાં ગુનેગાર જે રીતે બેસે તે રીતે ગોવો દુકાનના ઉંબર પાસે અદબ ભીડી ઉભડક બેઠો. હીરાશેઠે તો એક પછી એક એમ નવું નવું કામ કાઢયા જ કર્યું. કલાક થયો, બે કલાક થયા અને ગોવો ઊંચોનીચો થવા લાગ્યો, હીરાભાઈ ગોવાનો મનોભાવ સમજી ગયા અને બોલ્યા, 'બેસજે, હો! હું હમણાં આ કામ પતાવી લઉં છું.'

'હા, બાપુ! બેઠો જ છું ને!'

ઘણી વારે શેઠે કામ પતાવી ગોવા તરફ ફરીને કહ્યુંઃ 'તારી બહાદુરીથી હું ખુશ થયો છું. ખરો મરદ!'

ગોવાના મનમાં થયું કે શેઠ જરૂર સારી બક્ષિસ આપશે.

'અમે શું મદદ કરીશું, પણ ઇશ્વરને ચોપડે તો તારૂં નામ લખાઈ જ ગયું હશે.' શેઠે બોલવું ચાલુ રાખ્યું.

ગોવો ચૂપ રહ્યો.

'અનીતિનો સામનો કરવો, ચોરને પકડવો એના જેવું કોઈ પણ પુણ્ય નથી.' શેઠ પાપ–પુણ્યની ફીલસુફીમાં ઊતરી પડયા.

ગોવો અધીરો થતો હતો.

'માણસનું દીધું લીધું કાંઇ નથી રહેતું. સારાં કામનું સાચું ફળ તો ભગવાનને ઘેરથી જ મળે છે.'

ગોવો વિચારવા લાગ્યો, કે 'શું આ શેઠ આવી વાતો

ફરીને જ મને ધરાવી દેશે ?'

'પણ' શેઠે કહ્યું. 'તારો ને આપણો તો ઘણો જૂનો સંબંધ ! વળી મેં તને ઈનામ આપવાનું કહ્યું હતું એટલે તને જરૂર કંઈક આપવું જ જોઈ એ.'

શેઠ શું આપે છે તે જાણવા ગોવો તત્પર બન્યો.

'છોકરા,' ચોકસીએ કહ્યું, 'આ ગોવાને એક રૂપિયો આપજે તો !'

ગોવો તો સ્તબ્ધ થઈ ગયો.

'પેલા મફતનો જશ ખાઈ જનાર સિપાઈને દશ રૂપિયા અને મને માત્ર એક જ !' ગોવાના મનમાં વિચાર ઊઠચો.

'જા, લઈ લે રૂપિયો !' શેઠે મોટાઈપૂર્વક કહ્યું.

'શું કયો છો, શેઠ ?'

'કેમ ?'

'એક જ રૂપિયો ?'

'ઓછો લાગે છે ? અરે, છોકરા ! બે રૂપિયા આપજે.

'પણ, બાપુ !...'

'હવે બહુ લોભિયો થા મા ! તારો ને આપણો સંબંધ કેટલો જૂનો ! એલા ત્રણ રૂપિયા દેજે !'

'ના, ના, શેઠ, તો મારે કાંઈ નથી જો'તું.'

'તું તો ભાઈ, ભારે ! લે હવે ચાર લેજે ! હવે કાંઈ બોલીશ મા.'

'શેઠ ! આ હાથ પાછળ મને પચીસ રૂપિયાનું તો નુકસાન થયું છે.' ગોવાએ રૂઝાઈ ગયેલ ઘા બતાવતાં કહ્યું.

'તું તો કાંઇ સમજતો જ નથી. લઈ લે હવે પાંચ રૂપિયા ! કાંઇ બોલે તો તને મારા જ સમ છે !'

'ના, બાપુ! મારે તમારી એક પાઈ પણ નથી જો'તી. તમારૂં એટલું કામ મફત કર્યું'તું એમ માનીશ. અમારૂં વળી જે થવાનું હશે તે થશે.' ગોવો ઊભો થયો.

'હવે વાયડો થા મા!' શેઠે ગોવાનો હાથ ઝાલી તેમાં પાંચ રૂપિયા મૂકતાં કહ્યું.

'મારે ખરેખર કાંઈ નથી જો'તું.' ગોવો પાંચ રૂપિયા નીચે મૂકી ચાલવા માંડયો.

'મને આ નથી ગમતું, હાં!' શેઠે ગાદી પર બેસતાં, જતા ગોવાને કહ્યું.

'હું કયાં બાઝીને જાઉં છું? હું રાજીખુશીથી કઉં છું કે મારે કાંઈ નથી જો'તું. તમારો ભાવ છે ઈ બસ છે' કહી ગોવો જતો રહ્યો.

'છોકરા, આ પાંચ રૂપિયા પાછા મૂકી દે જે.' ગોવો ગયા પછી શેઠે કહ્યું. અને ગોવાની આડાઈથી એટલા પૈસાય બચ્યા એવો ભાવ દર્શાવી પાછા કામે વળગ્યા. આવા ક્ષુલ્લક પ્રસંગ પર વધારે ચર્ચા કરવાનું ય તેમને યોગ્ય ન લાગ્યું.

ગોવો પૈસા લીધા વિના ઘેર આવ્યો. તાનમાં ને તાનમાં તેણે પૈસા પાછા તો મૂકી દીધા, પણ તે જેવો ઘેર પહોંચ્યો કે તરત જ કપાસિયાનો વેપારી આવ્યો.

'કાં, ગોયલા! પૈસાનું શું કર્યું?' વેપારીએ પૂછ્યું.

'આપી દઈશ, બાપ! આપી દઈશ.' ગોવો નિરાધારિતા પૂર્વક બોલ્યો.

'પણ કે'દી આપી દઈશ?' બબ્બે મહિના થઈ ગયા તોય હજી આઠ રૂપિયા નથી દેતો તે શું બાપનો માલ હતો એમ ધાર્યું છે?' વેપારી લાલ પૂંઠાનો ચોપડો બગલમાં

દબાવતો લાલપીળો થવા લાગ્યો.

આવા ત્રણ વેપારીને એક સાથે ભીંસી નાખે તેવો સશક્ત હોવા છતાં ગોવો ગરીબડો બની કરગરવા લાગ્યો.

'બાપ હવે એક દીમાં દઈ દઈશ.' ગોવો બોલ્યો.

'આજ તું ચોકસી પાસેથી પૈસા લાવવાનો હતો ને?'

'ન આપ્યા.'

"એ પૈસા શેના લેણા છે?"

"મેં શેઠનો માલ બચાવ્યો'તો ને, એની બક્ષિસના."

"બક્ષિસ?" વેપારી ખડખડ હસી પડ્યો.

"કાં હસો, બાપ?"

"બક્ષિસ? ચાર મહિના પહેલાં કહ્યું હતું તે! ગાંડા, એવું તો કહેવાય, પણ દેવાય નહિ! વાણિયાના દીકરા એમ બધું લૂંટાવા બેસે તો પછી જીવે કેમ?"

ગોવો વિસ્મિતભાવે જોઈ રહ્યો.

"હા, તું ય જો ચોરી કર કે ધાડ પાડ તો જુદી વાત છે; બાકી હાથે કરીને કોઈ આપતું હશે કે?"

"ઈ શેઠ હારૂ તો આ હાથ કપાણો'તો!" ગોવો બોલ્યો.

"એ લાખ વાતનાં ગાડાં ભરાય!" વાતને જુદા પાટા પર ચઢતી જોઈ વેપારી બોલ્યો. "મારા પૈસાનું શું છે? તેં તારી માતાજીના સમ ખાધા'તા કે હું પૈસા આપી દઈશ ત્યારે મેં તને ઉધાર માલ આપ્યો. નહિ તો તમારી જાતને પાઈનો ય માલ ધીરે કોણ?"

"બાપ, તમારા પૈસા દૂધે ધોઈને દઈશ."

"દૂધે નહિ ને પાણીથી ધોઈને ય પૈસા દઈ દેને!"

ખાલી વાતુનાં વાળુ મને નથી ગમતાં. ''

ઘણી રકઝક કરી, ઘણી ધમકીઓ આપી, વેપારી ગયો.

મેઘલી રાત જામી હતી. આકાશમાં તારા અંધકારના શણગાર હોય તેમ ટમટમતા હતા. ચારે તરફ એવી નીરવ શાંતિ હતી કે ધ્યાન દઈ સાંભળનાર ટમટમતા તારાની વાતો પણ સાંભળી શકે તેમ હતું.

આવી અનેરી શાંતિમાં ગોવો એક ગાયને અઢેલીને ઉઘાડી આંખે પડયો પડયો કંઈ વિચારી રહ્યો હતો. તારા સામે જોવા છતાં તેના વિચારમાં કુદરતનાં રમ્ય ગાનને જરાય સ્થાન ન હતું. સાંજે વેપારીએ સુણાવેલ બોલ પર વિચાર કરતો કરતો પૈસા ક્યાંથી કાઢવા તે જ વાતનો નિકાલ લાવવા મથી રહ્યો હતો. જીવનકલહમાં ટકી રહેવાનો પ્રશ્ન જ્યારે ઉપસ્થિત થાય છે ત્યારે જીવનનો આનંદ માણવાની—જીવનની મધુરતાઓ પીછાનવાની કે કુદરતમાં રાચવાની તક માનવીને રહેતી જ નથી. ગોવો જોઈતા પૈસા મેળવવા વધારાની મહેનત કરવા તૈયાર હતો. પણ તેને કોઈ કામ મળે તેમ ન હતું. રાત્રિની શાંતિમાં અને કુદરતને ખોળે ય ગોવાના મનમાં તો મંથન ચાલી રહ્યું હતું. મોંઘેરી શાંતિનો ભંગ કરતો ગાયનો ફરડકો સંભળાયો.

'બા—પો—' ગોવાએ ગાયને વહાલથી બોલાવી.

ગાય નસકોરામાંથી અવાજ કરતી જ રહી.

ગોવાને પણ કોઈનાં પગલાંનો અવાજ સંભળાયો.

'કોણ ઈ?' ગોવાએ પૂછ્યું.

'મુસાફર છું. ભૂલો પડી ગયો છું. આટલામાં કોઈ ગામ છે?'

ગોવો તેની પાસે ગયો. મુસાફર બ્રાહ્મણ જેવો લાગ્યો.

'ક્યાં ગયા'તા મા'રાજ ?' ગોવાએ પૂછ્યું.

'બાપુ! જજમાનમાં ગયો હતો. એ લોકોએ તો ના પાડી કે રાતના વખતે નીકળો મા, પણ મેં ભૂલ કરી."

'જજમાનમાંથી આવો છો ?' ગોવાએ પૂછ્યું.

'હા."

'ત્યારે તો કંઈ જોખમ પણ સાથે હશે, કાં ?" ગોવાની દાનત બગડવા લાગી હતી. નિર્જન સીમ, રાતનો સમય, સામે જ નિરાધાર માણસ, તે ય બ્રાહ્મણ અને વળી તે યજમાનમાંથી પાછો ફરતો. ગોવાને વેપારીનાં વેણ યાદ આવ્યાં. પૈસા ચૂકવવા માટે લીધેલ માતાના સમ સાંભર્યા. અને પૈસા મળવાનો કોઈ જ રસ્તો ન હતો. તે વાત પણ સાંભરી. 'આ ભામણને માતાજીએ જ મારી પાસે મોકલ્યો હોય તે કેમ ન બને ?' ગોવાના મનમાં વિચારની પરંપરા ચાલવા લાગી. 'આ એક જ વખત આ ભામણને ખંખેરી લીધો હોય તો કરજમાંથી છૂટી જવાય.'

ગોવાના પ્રશ્નથી બ્રાહ્મણ ગભરાયો હતો. રબારીઓ ચોર હોતા હશે તેની તેને ખબર ન હતી.

'ભાઈસા'બ! હું તો બ્રાહ્મણ છું.' બ્રાહ્મણ કરગરી ઊઠયો.

'તો હું ક્યાં તમને મારી નાખવાનો છું!'

'અમે તો તમારા ગોર કહેવાઈએ!' બ્રાહ્મણ કાલાવાલા કરવા લાગ્યો.

'હા, તો ગોરે યજમાનને જરૂરને વખતે મદદ પણ કરવી જોઈએ ને ?' ગોવો બ્રાહ્મણની વિશેષ નજીક આવ્યો.

બ્રાહ્મણે લૂંટાવા કરતાં સામે થવું પસંદ કર્યું, પણ ગોવાના સામર્થ્ય પાસે તેનું કંઈ જોર ન ચાલ્યું. ગોવાએ તેની પાસેથી

ત્રીસેક રૂપિયા ઝૂંટવી લીધા અને બ્રાહ્મણને એક ધક્કો મારી કહ્યું, 'મા'રાજ, મારે હવે કાંઈ નથી જો'તું. તમે સુખેથી જાવ.'

બ્રાહ્મણ ગોવાને શાપ આપતો અને રડતો આગળ વધ્યો. બ્રાહ્મણનું રૂદન સાંભળી બાજુના ખેતરમાંથી ડુંડાં કાપતી એક વ્યક્તિ ચમકી અને ડુંડાં કાપવાનું મૂકી રસ્તા પર આવી ઊભી.

'શું થયું ભાઈ, તને ?' ડુંડાં કાપનાર ગોવા પહેલાં શેઠ પાસેથી દશ રૂપિયા ઈનામ લઈ જનાર સિપાઈ હતો.

'ગરીબ બ્રાહ્મણને મારી નાખ્યો.' બ્રાહ્મણ વિશેષ જોરથી રડવા લાગ્યો.

'કોણે ? શું કર્યું ?' સિપાઈએ પૂછ્યું.

'પણે કોઈ રબારીએ મને લૂંટી લીધો.'

'કોણે લૂંટયો ? કેટલા હતા ?'

'એક જ જણ હતો.'

'એક જ ? ચાલ, મને બતાવ. હું તારા પૈસા પાછા અપાવી દઈશ.'

બ્રાહ્મણ સિપાઈને લઈ ગોવો જ્યાં હતો તે તરફ ગયો.

ગોવો બ્રાહ્મણ પાસેથી ઝુંટવેલ પૈસા હાથમાં જ રાખીને બેઠો હતો. સિપાઈએ બૂમ પાડી, 'કોણ છે ભાઈ, એ ?'

'હું ગોવો !'

'ગોવાભાઈ! નથુજીને પકડનાર ?' સિપાઈએ કહ્યું.

'હા.'

'અરર ! તમારાથી બ્રાહ્મણના પૈસા લેવાય ? આપી દો બચાડાને પાછા !'

ગોવાને ય આ પૈસા લઈ લીધા પછી પસ્તાવો તો થયો જ હતો. પોતે ચોર બન્યો છે, એ ખ્યાલથી તેને શરમ લાગી

હતી. તેણે તરત જ બ્રાહ્મણને તેના પૈસા પાછા આપી દીધા.

સિપાઈએ ધીમેથી બ્રાહ્મણ પાસેથી પાંચ રૂપિયા પડાવ્યા. કુંડાં ન કાપી શકાયાં તેનું મહેનતાણું તેણે આમ વસુલ કર્યું. બ્રાહ્મણ આટલા પૈસા ય પાછા મળ્યા એટલે ખુશ થતો ચાલ્યો ગયો.

સિપાઈએ હીરાશેઠને ત્યાં આવી બડાઈ હાંકી, 'ગઈ કાલ ગોવો કોઈ બ્રાહ્મણને લૂંટતો હતો. મેં ગોવાને કાન ઝાલી કહી દીધું કે દઈ દે એનો માલ પાછો. શેઠ તમારી શરમે એને પકડયો નહિ. બાકી બેસાડી દેત જેલમાં.'

સિપાઈએ હીરાશેઠ પર હાથ રાખ્યો અને પોતે ગોવા જેવા બહાદુરનેય દબડાવી શકે છે તે દેખાડયું.

ગોવો દુધ દેવા આવ્યો ત્યારે હીરા ચોકસીએ તેને પૂછ્યું, 'ગોવા, કાંઈ પરાક્રમ કર્યું ?'

'શેનું પરાક્રમ ?'

'મારી પાસે શા માટે જુઠું બોલે છે ? હું બધું જાણું છું. લુંટફાટ કરવી એ શું તારા જેવાનું કામ છે ?'

ગોવો ચૂપ રહ્યો.

'સારૂં થયું કે તેં એ બ્રાહ્મણના પૈસા પાછા આપી દીધા.'

'ભામણના પૈસા દઈ દીધા ઈ ઠીક જ થયું.'

'હવેથી એવા ધંધા કરીશ મા.'

'હવે કોઈ દી ભામણને નહિ પજવું. હવે તો...'

'હવે તો શું ?'

'નથુજીને ઝાલવા જાતાં મારો હાથ કપાયો'તો, ઈ રૂઝાતાં સુધીમાં મારા પર દેણું થઈ ગયું છે. ઉજળિયાતનું કામ કરતાં દેણું થયું ઈ ચૂકવવા કોઈ ઉજળિયાતને જ હવે પકડીશ, એટલે

એને પચાસ–સો રૂપિયા ભારે ય નહિ પડે?'

'શું? શું બોલ્યો? સાળો, ગઢિયો!' હીરા ચોકસી એમ કહેતા રહ્યા ત્યાં તો ગોવો દૂધની તાંબડી લઈ ક્યાંનો ક્યાંય જતો રહ્યો હતો.

'છેને સાળા, ચોરના સરદાર! ક્યાં એનો બાપ ને ક્યાં આ! કમાવું ધમાવું નહિ ને પારકાને લૂંટી કરજ ફેડવું છે! શું દુષ્ટ જમાનો આવ્યો છે! નેકી કોઈમાં રહી જ નથી.' હીરાશેઠે ગોવાના અધ:પતન પર લાંબું એવું વ્યાખ્યાન કરી કાઢ્યું અને અંતે ઉમેર્યું, 'એલા છોકરા! હવેથી આપણે ગોવાનું દૂધ નથી લેવું. એવો માણસ આપણા જેવા ખાનદાનને ત્યાં ન શોભે!'

## નાટકિયો

પ્રતાપરાયનાં જીવનમાં વિકટ પ્રશ્ન ઉપસ્થિત થયો હતો.
મ પત્નીનાં અકાળ મૃત્યુ પછી પાંચ-પાંચ વર્ષ સુધી એ
,-સંભારણાંની મીઠી યાદ પર જીવ્યા પછી તેમને એકાએક
પરણવાની લગની લાગી હતી. બધાં તેની વિરૂદ્ધ હતાં.
ાપરાય ખરી મૂંઝવણમાં આવી પડ્યા હતા.

પ્રતાપરાયે જીવનસહચરી ગુમાવી ત્યારે મિત્રોને સંબંધીઓએ
ને અન્ય સહચરી સ્વીકારવા ખૂબ સમજાવેલ. પ્રતાપરાય
ા હોદ્દેદાર અને પાંત્રીશ-છત્રીશ વર્ષની નાની વયના
જવરને પોતાની કન્યા આપવા કેટલાંય માબાપો તલપાપડ
રહેલ. કેટલાકે પ્રતાપરાયના મિત્રો મારફત આડકતરી રીતે
ુ પણ મોકલેલ. કેટલાકે તો તેમના પર અમુક અંશે
ાણ પણ કરેલ. પણ એ બધું છતાં પ્રતાપરાય એ વખતે
પરણવાના નિશ્ચયમાં મક્કમ રહી શક્યા હતા.

પ્રતાપરાયને બે દીકરા ને એક દીકરી હતી. ગુણિયલ
હેણીનાં પ્રતીકરૂપ સંતાનોને અપરમાતાનું દુઃખ જોવું પડે
ી કલ્પના કરતાં પણ તેમને ત્રાસ આવતો. ફરી પરણવાની
ત કરનાર દરેક જણ તેમને કાં તો સ્વાર્થી ભાસતો કે

જીવનની ગંદી ધૂળમાં રંગદોળાતો પામર લાગતો.

પ્રતાપરાયનું સહજીવન સુંદર હતું. ઈશ્વરી કોપને કારણે એ સહજીવનનો અંત આવ્યો. આવો ક્રૂર ઘા પહેલાં તો પ્રતાપરાયના આસ્તિક હૈયાને પણ ઈશ્વરી અન્યાય જ ભાસ્યો, પણ ધીમેધીમે વખત વીતતાં, 'એમાં ય ઈશ્વરી સંકેત હોવો જોઈએ' એમ માની તેમણે મન મનાવેલ. પણ જ્યારે તેમનો કોઈ અંગત મિત્ર તેમને કહેતો કે, 'તમે ઈશ્વરી સંકેત સમજી જ શકતા નથી. ઈશ્વર તમને અન્ય સહચરી શોધવાનું કહે છે.' ત્યારે તેમને હસવું આવતું અને ઈશ્વરના ગૂઢ સંકેતને પોતાની ક્ષુલ્લક દૃષ્ટિ અનુસાર સમજાવવાનો પ્રયાસ કરનારની ધૃષ્ટતા માટે ખેદ થતો.

બે–ત્રણ વર્ષ વીત્યાં અને પ્રતાપરાયે ખાવાપીવાની અગવડતા દૂર કરવા મોટા દીકરાને અઢાર વર્ષે પરણાવ્યો. કેટલાકે કહ્યું કે, 'મોટાભાઈને આટલી નાની ઉંમરે પરણાવો છો તેથી એનો અભ્યાસ બગડશે.'

તેમને પ્રતાપરાયે જવાબ આપ્યો, 'હું ય સોળ વર્ષે જ પરણ્યો હતો અને છતાંય ભણી શક્યો.'

અમલદાર સાથે લાંબી દલીલો તો કોણ કરે?

રસોયાની રસોઈ ખાઈ ખાઈ પ્રતાપરાયનું પેટ બગડતું હતું એટલે તેમને પુત્રને પરણાવવાનું આવશ્યક લાગેલ. જો કે મૃણાલના આગમન પછી પણ રસોઈ તો રસોયો જ કરતો, પણ મોટી વહુ પાસે બેસી બધું રંધાવતી અને સસરાજીની બધી સગવડ સાચવવા ખૂબ ચીવટ રાખતી.

વળી બે–ત્રણ વર્ષ વીત્યાં અને પ્રતાપરાયને પાછી કંઈક મૂંઝવણ થવા લાગી. આ વખતે 'શું મુંઝવણ થાય છે?'

એ દર્દનું નિદાન કરતાં તેમને ઘણો વખત લાગ્યો. ઘરમાં નોકર–ચાકર હતા તે તેમનું બધું કામકાજ કરતા, રસોયો રસોઈ કરતો. મોટી વહુ સસરાજીને કંઈ પણ અગવડ ન પડે તેની અહોનિશ કાળજી રાખતી. દીકરા–દીકરી પિતાની પ્રેમમૂર્તિને પૂજ્યભાવે ચાહતાં. ધનપ્રાપ્તિ સારી હતી. સત્તાઅધિકાર પણ અન્યને અદેખાઈ આવે એટલા પ્રમાણમાં હોઈ તેમને લગભગ કંઈ જ ન્યૂનતા ન હતી એમ વ્યવહારૂ લોકો કહેતા; છતાં ય પ્રતાપરાયને તો એ બધી સમૃદ્ધિમાં પણ કંઇક ઉણપ લાગવા માંડી. ધીમેધીમે તેમને ખ્યાલ આવ્યો કે તેમનું જીવન એકલતાથી શુષ્ક બન્યે જતું હતું. ભર્યા ઘરમાં લાગતી આ એકલતા અળસાવવા માટે તેમણે જુદા જુદા પ્રયત્નો કરી જોયા, પણ જેમ જેમ તે વિશેષ પ્રયત્ન કરતા ગયા તેમ તેમ તેમને વિશેષ એકલું લાગવા માંડયું.

ઘણા વિચારને અંતે, ઘણાં હૃદયમંથન પછી, કેટલીય રાત્રીઓ ઊંઘ વિના ગાળ્યા પછી, તેમણે ફરી પરણવાનો નિશ્ચય કરી નાંખ્યો.

તેમના એવા વિચિત્ર નિશ્ચયની વાત જાણી તેમનાં પુત્ર–પુત્રી–પુત્રવધૂ વગેરેને અનહદ આશ્ચર્ય થયું. તેમના મિત્રોને પણ નવાઈ લાગી. છોકરાંઓએ પિતાજી સાથે ભળવાનું ઓછું કરી દીધું. મિત્રોએ તેમને 'હવે ન પરણવા' માટે સમજાવવાના પ્રયાસ કરી જોયા પણ પ્રતાપરાયને તો બીજીવાર પરણ્યા વિના છૂટકો જ ન થયો.

*

વેણી ગરીબ માબાપની દીકરી હતી. મૃણાલથી તે થોડી નાની હતી, પણ તેનું શરીર ભરાવદાર અને સુદઢ હોવાથી તે

મૃણાલથી મોટી લાગતી. રૂપાળી તો તે હતી જ; અને વળી ગરીબ માવતરને ત્યાં પાણી–દળણું ઇત્યાદિ કામ કરેલ એટલે તેનું સ્નાયુબદ્ધ શરીર ઘાટીલું અને મરોડદાર લાગતું.

વેણીના બાપ પ્રતાપરાયના એક મિત્રની નીચેના નાના કારકુન હતા. લોક–વાયકા હતી કે પ્રતાપરાય પૈસા આપીને પરણ્યા હતા. વેણીને તેના બાપે પૈસાની લાલચે પ્રતાપરાયને આપી હતી કે નહીં એ બાબત તો કંઈ ચોક્કસ ન કહી શકાય, પરંતુ એને એક આશા તો હતી જ કે, 'મોટા જમાઈની ઓથે નાનાં નમાયાં છોકરાંઓ લાઇનસર થઇ જશે.'

વેણીનું અપરમાતા બની આવવું તેનાં સાવકાં છોકરાંઓને નહોતું રુચ્યું એ વાત તેમનાં વર્તન પરથી તરત જ જણાઈ આવતી. ત્રણે ભાંડરડાં તેનાથી દૂર ને દૂર જ રહેતાં, ન છૂટકે જ તેની સાથે બોલતાં. મૃણાલે સસરાજીની થાળી પર ધ્યાન રાખવાનું નવી સાસુ આવતાં પડતું મૂક્યું હતું; અને મોટાં ઘરના રિવાજથી અજાણ વેણીને હર પગલે મૂંઝવણ ઊભી થતી. સાવકાં છોકરાંનાં આવાં અતડાં વર્તનથી વેણી બહુ દુભાતી. 'એ બધાં શા માટે મારી વિરૂદ્ધ છે?' એ પ્રશ્નનો ઉત્તર તેને જડતો જ નહીં.

'બેન!' વેણી એક દિવસ મૃણાલને પોતાની સમોવડી જેમ બોલાવી પૂછ્યું, 'આપણે શું શું અથાણાં આથવાનાં છે?'

મૃણાલનાં અંતરમાં નવી સાસુ માટે સદ્ભાવ હતો. પણ તેના પતિ–દેર ને નણંદ તેની વિરૂદ્ધ હોવાથી તે તેની સાથે ભળી શકતી નહીં.

'જુઓ, બા...' મૃણાલે કહ્યું.

'સાંભળો, બેન!' વેણીએ મૃણાલના મોઢા આડે હાથ

દેતાં કહ્યું, 'મને બા કહી શરમાવો નહીં.'

'સાસુને બા સિવાય બીજું શું કહેવાય? બાઈજી કહું?' કહી મૃણાલ હસી.

'મને બેન ન કહી શકો?'

'કોઈ સાંભળે તો કેવું ખરાબ લાગે?'

'ભલે ખરાબ લાગે. તમે જો હવેથી મને બા કહેશો તો હું તમારી સાથે બોલીશ જ નહીં.'

થોડી રકઝકને અંતે બંને સ્ત્રીઓએ એકમેકને બેન કહેવાનું કબૂલ્યું.

પ્રતાપરાય થોડા વખતમાં જોઈ શક્યા કે તેનાં છોકરાં અપરમાતાને તદ્દન એકલી કરી મૂકતાં. તેની સાથે ન છૂટકે જ બોલતાં. અને ક્યારે ય તેનું ખુલ્લું અપમાન ન કરતાં તો પણ તેના તરફ કાયમ ઘૃણાની નજરે જ જોતાં.

ગરીબ માબાપની દીકરી એકાએક મોટા વરની વહુ બની, તેનાં છોકરાંથી પણ દબાતી. અલબત્ત, છોકરાંઓ ક્યારે ય તેના પર હુકમ ન ચલાવતાં, ક્યારે ય તેની સાથે ખુલ્લી રીતે ઝગડતાં નહીં, પણ એ બધાં તેના તરફ એક પામર પ્રાણીની માફક જોતાં. તેમને મન વેણી ભિખારીની છોકરી હતી. તેનામાં ઉન્નત વિચારસરણી ક્યાંથી હોય? તેનામાં સારા સંસ્કારનો અભાવ હોય તેમાં નવાઈ શી? તેને હૃદયની ઉદારતાનો તો ખ્યાલ પણ ક્યાંથી આવે? આ બધી તેમણે કલ્પી લીધેલી અને વિઘ્નસંતોષીઓએ તેમને સમજાવેલી વાતો હતી. વેણીનાં આવ્યા પહેલાં જ આ બધું ઘડતર થઈ ગયું હતું: અને તેનાં આવ્યા પછી તો તેઓ તેની સાથે બોલતાં પણ ભાગ્યે જ, એટલે તેમને વેણી બાબતના અભિપ્રાયમાં કંઈ

ફેરફાર કરવાની તક મળતી જ નહીં.

પ્રતાપરાયને છોકરાંઓની બેહૂદી વર્તણુકથી બહુ ખેદ થતો. છોકરાં હવે તો તેમની સાથે પણ ઓછું બોલતાં. છોકરાંને કંઈ કહેતાં પ્રતાપરાયનું મન ન માનતું. છોકરાં અણસમજુ છે એમ સમજવા છતાંય તેમને ઠપકો આપવાનું તે વિચારી ય ન શકતા. મા વિનાનાં છોકરાંને કંઇ કહેવું તે તેમને ગત સહચરીનું અપમાન કર્યા સમું લાગતું. પણ કંઈ વાંક વિના બિચારી વેણીને ત્રાસ વેઠવો પડતો તે ય તેમને ન રુચતું. પોતે કામકાજને અંગે ઘણો વખત ઘરની બહાર હોય છે એ વખત દરમ્યાન છોકરાં ટોળે મળી વાતો કરતાં હશે ત્યારે એકલી વેણીને કેવું લાગતું હશે તેની કલ્પના કરતાં તેમને વેણી માટે લાગી આવતું.

'વેણી!' એક દિવસ પ્રતાપરાયે વેણીની એકલતા ટાળવાની કંઈ ગોઠવણ કરવા માટે તેને બોલાવી.

'જી!' પતિ માટે પૂર્ણ પ્રેમ છતાં વેણી હજી પતિનું અધિકારીપણું ભૂલી શકતી ન હતી. પતિનાં સંબોધનના જવાબમાં તેનાથી ઘણી વખત 'હં' ને બદલે 'જી'જ બોલાઈ જતું.

'અહીં આવ તો!'

'કેમ?' વેણીએ પાસે આવતાં કહ્યું.

'બે-સ.' વેણી બેઠી.

પ્રતાપરાય ક્ષણભર એ નિખાલસ સુંદર યુવતીને મુગ્ધ નયને જોઈ રહ્યા.

'કેમ છે?' પ્રતાપરાયે કંઇવારે પૂછ્યું.

'સારું.' બોલતાં બોલતાં વેણીના ગાલે શેરડા પડ્યા.

'વેણી! તને અહીં બહુ એકલું લાગે છે ખરું?'

વેણી ચૂપ રહી.

'બોલ ને ! એકલું નથી લાગતું ?'

'ક્યારેક.' કહી વેણી નીચું જોઇ ગઈ.

'જો, વેણી!' પ્રતાપરાયે તેની પાસે બેસી તેના વાળની લટ સાથે રમત કરતાં કહ્યું, 'હું તારી મૂંઝવણ બરાબર સમજી શકું છું. છોકરાંઓને તારા માટે અણગમો છે, એટલે એ બધાં તારાથી અતડાં રહે છે.'

વેણી નીચું જ જોઇ રહી હતી.

'મારે એનો કંઇક રસ્તો કરવો પડશે.' પ્રતાપરાયે પૂરું કર્યું. વેણીએ ઊંચું જોયું ને પૂછ્યું, 'શું કહ્યું ?'

'મારે કાંઇક કરવું પડશે.'

'ના, એમને કંઇ ન કહેશો. એમનાં બાની સરખામણીમાં હું એમને ગામડિયણ લાગું તેમાં એમનો શો દોષ ?'

'એમનો દોષ હોય કે ન હોય, પણ તને ગમે તેવો કંઇક માર્ગ તો શોધવો જ પડશે ને ?'

'તમે એમને કંઈજ ન કહો તો મને બહુ ગમે.'

'તું સમજતી નથી. હું એમ કહું છું કે, તારા ભાઇને અહીં રાખી ભણાવીએ તો તને ગમે કે નહીં ?'

'મને ? મને તો ગમે જ ને ?' વેણીએ હર્ષના આવેશમાં કહ્યું, પણ પછી તરત જ તેણે સુધાર્યું, 'ના–ના, એવું કાંઈ નથી કરવું. એમ કરવાથી મને અને મારા ભાઇને તો સુખ થશે; પણ આપણાં ઘરમાં નાહકનો કલેશ દાખલ થશે.'

'તારી એ વાત ખરી છે. પણ એમાં હું શું કરું ?'

વેણી મૂંઝવણમાં પડી ગઈ. એક બાજુ ભાઇનો વિકાસ હતો : બીજી બાજુ કુટુંબનો સંપ હતો. એક બાજુ બંધુપ્રેમ

હતો : બીજી બાજુ વિકટ કર્તવ્યપથ હતો. જે કુટુંબની તે ગૃહિણી હતી તેમાં સંપ જાળવવાની વેણી પોતાની ફરજ માનતી.

'કંઇ નહીં, જવા દો, મને તો એકલાં રહેવાનું ફાવી ગયું છે.' વેણીએ કંઈ વારે કહ્યું.

'વેણી! મારી પાસે જુઠું શા માટે બોલે છે? તારી સાથે સગાઈ કરવા માટે હું તને જોવા આવેલ ત્યારની વેણી અને અત્યારની વેણીમાં કંઇ જ ફેર નથી પડ્યો એમ તું કહી શકશે? મને તો લાગે છે કે મારા ઘરની મોટાઈ તને ચગદી રહી છે. વેણી! ભલે છોકરાંઓ કચકચ કરે, હું તો તારા ભાઇને બોલાવવાનો જ છું. જેમ હું તેમને કાંઇ નથી કહેતો તેમ તેમણે પણ મને કંઈ કહેવાનો અધિકાર ગુમાવ્યો છે. હું મારે પૈસે મારા સાળાને પાળું, પોષું કે ભણાવું તેમાં હવે એમને શું? મારે જેમ છોકરાંઓ તરફની ફરજ છે તેમ મારી પત્ની તરફની ફરજ પણ ખરી કે નહીં?'

વેણીની આનાકાની છતાં ઘનશ્યામે પ્રતાપરાયને ત્યાં રહી ભણવું એમ નક્કી થયું.

ઘનશ્યામ ભલો-ભોળો છોકરો હતો. તેનું અને વેણીનું મોઢું મળતું હતું. બંનેનાં ગરીબડાં મોઢાં સહાનુભૂતિ ઉપજાવે તેવાં હતાં. કોઇ રસ્તે રખડતા આદમીને સિંહાસન પર બેસાડી દે, અને તેને જેમ સંકોચ થાય તેમ ઘનશ્યામને નાની-સાદી કોટડીમાંથી પ્રતાપરાયના સુસજ્જિત બંગલામાં આવતાં સંકોચ થયો.

પ્રતાપરાયનાં મકાનના (ઘનશ્યામને હિસાબે) અનેક ઓરડાઓમાં અખૂટ રાચરચીલું ભર્યું હતું. પ્રતાપરાયે પોતે જ પહેલે દિવસે ઘનશ્યામને આખું ઘર ફેરવીને બતાવ્યું અને એક

ઓરડો દેખાડી કહ્યું, 'જો, ઘનશ્યામ ! આ તારો ઓરડો.'

જી!'' 'તારો ઓરડો' શબ્દનો અર્થ બરાબર ન સમજતો હોય તેમ ઘનશ્યામે આશ્ચર્યમુગ્ધ સ્વરે કહ્યું. પિતાને ત્યાં એકજ ઓરડાને રસોડું, દીવાનખાનું, અને શયનગૃહ તરીકે સંજોગાનુસાર બદલાતો જોતો ઘનશ્યામ 'તારો ઓરડો'નો અર્થ બરાબર ન સમજી શકે તે સ્વાભાવિક હતું.

'આ તારાં ટેબલ-ખુરશી, આ તારી ચોપડીઓ રાખવાનો કબાટ, પણ—સાચે જ—તું શું ભણે છે?'

'જી! છઠ્ઠી અંગ્રેજી.' વિદ્યાધિકારીને જવાબ આપતો હોય તેવી ગંભીરતાપૂર્વક ઘનશ્યામ બોલ્યો.

'વાહ! ત્યારે તો તું રસિકની સાથે. ચાલો, મામાભાણેજને સાથે ભણવાની લહેર પડશે. રસિકને કયારેક કયારેક શીખવજે. આ એનું છઠ્ઠીમાં બીજું વર્ષ છે.'

'હું શું શીખવું?'

'ઠીક-ઠીક, આજે રાસક પાસેથી તારે શું શું પુસ્તકો જોઇશે તે જાણી લેજે. કાલે મંગાવી આપીશ.' કહી પ્રતાપરાય જતા રહ્યા.

ઘનશ્યામને તો મૂંઝવણ થવા લાગી. તે તો એમ ધારતો હતો કે રસિક કોલેજમાં ભણતો હશે. પણ હવે તો તે સાથે જ ભણતો હોવાથી બંનેને વાત કરવી જ પડશે, અને છેલ્લી ઢબની ફેશન પ્રમાણે રહેતા રસિક સાથે વાત કેમ કરાય તેની વિમાસણમાં ઘનશ્યામ પડી ગયો.

'રસિકભાઇ!' ઘનશ્યામે કંઈ વારે રસિકના ઓરડામાં જઈ કહ્યું.

'કોણ મામા? આવો, આવો!' ઘનશ્યામ બાબતની ચર્ચા

રસિકનાં ભાંડુઓમાં થઇ ગઇ હતી. એટલે અત્યારે એ ગામડિયા છોકરાને પોતાની સન્મુખ ઊભેલ જોઈ રસિક ટીખળ કરવાનું મન ન ખાળી શકયો.

ઘનશ્યામ સ્તબ્ધ બની ઊભો રહ્યો.

'બેસોને! મામા!' રસિકે મામા શબ્દ પર જરા ભાર મૂકી કહ્યું, અને સ્હેજ મોઢું બગાડયું.

ઘનશ્યામ શાંત છોકરો હતો, પણ રસિકનું ટીખળ ન પારખી શકે એટલો ભોટ ન હતો. તેને રસિકનાં વર્તનથી માઠું લાગ્યું હોય તેવું મોઢું કરી તે પાછો ફર્યો. રસિક સામે આવેલ 'ખોરાક'ને જતો કરવા તૈયાર ન હતો. તેણે ઘનશ્યામને હાથ ઝાલી બેસાડયો, અને બૂમો પાડી મોટાભાઇ, ભાભી, બેનને બોલાવ્યાં.

બધાંને બહુ જ ગમ્મત પડી.

ઘનશ્યામને જુદાજુદા અનેક પ્રશ્નો પૂછી એમણે ખૂબ લહેજત લૂંટી.

'મામા તમે ભણો છો?' નાની બેને પૂછ્યું.

'હા, મામા તો ભારે હોંશિયાર છે. રસિક જેવા ઠોઠ નથી.' મોટાભાઇએ ગંભીર મોઢું રાખી કહ્યું.

'શું ભણો છો?' મૃણાલે પૂછ્યું.

ઘનશ્યામે તેની સામે જોયું, અને તેને મૃણાલના અવાજમાં ટોળ કરવાની વૃત્તિ ન જણાઇ, એટલે તેણે ધીમે સ્વરે જવાબ આપ્યો, 'છઠ્ઠી.'

'અંગ્રેજી?' મૃણાલે બીજો પ્રશ્ન પૂછ્યો.

'હા.'

'શરમાવ, રસિકભાઇ! મામા તમારાથી કેટલા નાના છે?'

મૃણાલે હસતાં કહ્યું.

'અરે, મામા તો ભોળું છે.' રસિકે કહ્યું, 'કેમ મામા?'

ઘનશ્યામ ચૂપ રહ્યો.

'અને મામા ગોખણિયા પણ ગજબના લાગે છે, જુઓ.' રસિકે ઘનશ્યામની ચોટલી ઊંચી કરતાં કહ્યું, 'કેવડી મોટી ચોટલી છે!'

ઘનશ્યામની ચોટલી દેખાડી રસિકે સરકસના ડાગલાની જેમ છાસિયું કર્યું અને બધાં હસી પડચાં.

'રસિકભાઈ મામાની મશ્કરી કરાય?' ઘનશ્યામનું પડી ગયેલ મુખ જોઈ દયા આવવાથી મૃણાલે કહ્યું.

'હેં, મામા! માઠું લાગ્યું?' કહી રસિકે ઘનશ્યામનું મોઢું ઊંચું કર્યું, અને ઘનશ્યામની આંખમાં ભરાઈ રહેલ ઝળઝળિયાં ગાલ પર સરી પડચાં.

આંસુ જોઈ બધાં મૂંઝાયાં. ઘનશ્યામને પહેલા જ પ્રસંગે રડાવ્યો તે ખોટું થયું એમ સહુને લાગ્યું.

'અરે, મામા! અમે તો અમસ્તા મશ્કરી કરતા'તા.!' રસિકે કહ્યું.

એ જ વખતે વેણી ત્યાંથી નીકળી. તેને જોઈ બધાંને ભોંઠપ લાગી. રડતા ઘનશ્યામને જોઈ વેણી ઊભી રહી. પળવાર બધાં એકબીજા સામે જોવા લાગ્યાં.

'બેન, ઘનશ્યામભાઈ તો રડી પડચા.' કંઈવારે મૃણાલે કહ્યું. 'મામા' શબ્દ ભૂલાઈ ગયો હોય તેમ લાગ્યું.

'કેમ?' વેણીએ પૂછ્યું.

'રસિકભાઈએ જરા મશ્કરી કરી ત્યાં તો...'

'અરે, એમાં શું? ઘનશ્યામ, એમ રડવા બેસાય?

રસિકભાઇને ' વેણી સાવકાં છોકરાંને માનથી જ બોલાવતી, તો મશ્કરી કરવાની ટેવ છે. '

ઘનશ્યામ કાંઇ બોલ્યો નહીં.

વેણી તેને હાથ ઝાલી પોતાની સાથે લઈ ગઇ. ભાઇબેનના ગયા પછી બધાંએ ધાર્યું કે, ' બાપુજી આજે ચોક્કસ કંઈક કહેશે. '

વેણીએ ઘનશ્યામને તેના ઓરડામાં લઈ જઇ, ' એમાં શું ? એમ રોતલ ન થઇએ. ' એટલું જ કહ્યું, અને પછી પોતે કામે વળગી. ઘનશ્યામ પણ એકાદ પુસ્તક લઈ વાંચવા બેઠો.

( ૨ )

**ઘનશ્યામ** બુદ્ધિશાળી હતો, વર્ગમાં તેનો નંબર પહેલો રહેતો. પણ રસિક અને તેની મંડળી ત્યાં ય તેને રમકડું ગણી બનાવતાં. રસિકના બધા જોડીદાર ઘનશ્યામને મામા કહીને જ બોલાવતા, અને તે પહેલો નંબર રાખે એ તેનો ગુનો હોય તેમ તેને ' ગોખણિયો, બીકણિયો, ખંધો ' વગેરે ઉપનામોથી નવાજતા.

ઘનશ્યામે એકાદ બે વખત વેણીને શાળામાં થતી પજવણીની વાત કરી જોઈ, પણ વેણી તો 'તારે પણ તેમના જેવું થવું. તું શા માટે ડરે છે ?' એટલું કહી તેની વાત ઉડાવી દેતી.

શાળાનું સોશિયલ ગેધરિંગ હતું. ઘનશ્યામના પાઠમાં તેને એક ગાયન ગાવાનું હતું. રસિકનો તો અગ્રભાગ હતો જ. પરન્તુ ઘનશ્યામનાં સુરીલાં ગળાંની મીઠી હલકથી આખો પ્રેક્ષકવર્ગ એટલો ખુશ થઈ ગયો કે તેમને બીજા કોઈનું

' કામ ' નજરમાં આવ્યું જ નહીં. ખુરશીની પહેલી હરોલમાં બેઠેલ પ્રતાપરાયને તો માનવામાં પણ મુશ્કેલી પડી કે ' આ ગાનાર ધનશ્યામ તે વેણીનો ભલો–ભોળો–શરમાળ ભાઇ જ હતો ! '

મેળાવડો પૂરો થયા પછી પ્રતાપરાય સાથે બોલી શકે તેવા દરેક જણે તેને કહ્યું ' રસિકભાઇ તો સારા જ, પણ ધનશ્યામે તો કમાલ કરી. ગળું તો ઇશ્વરી જ બક્ષિસ જાણે ! '

મેળાવડાથી પ્રતાપરાય ખૂબ પ્રસન્ન થયા.

ઘેર આવી તેમણે વેણીને પૂછ્યું, ' તેં ધનશ્યામને ગાતાં સાંભળ્યો છે ? ' પણ પછી તરત જ તેમને ખ્યાલ આવ્યો કે, ' એક સાથે ઊછરીને મોટાં થયેલ ભાંડુને આવો પ્રશ્ન પૂછાય ? ' અને તે પોતાના પ્રશ્નની વિચિત્રતા પર હસી પડ્યા.

વેણી પણ હસી પડી.

' ધનશ્યામ અહીં શાંત થઇ ગયો છે. ઘેર તો આખો દિવસ ગાતો જ હોય. ' વેણીએ કહ્યું.

' એમ કે ? ' પ્રતાપરાયે પૂછ્યું.

' હા. '

' ત્યારે અહીં કેમ તદ્દન શાંત થઇ ગયો છે ? '

' એને ' કોણ જાણે ? ' અહીં ફાવતું નહીં હોય ? '

' ના. ના. એમ તો શું, પણ શરમાતો હશે. '

' વેણી ! એનાં ગળાનું માધુર્ય અજબ છે. ઘેર કેમ કોઇદી ગાતો નથી ? '

આ વખતે જ રસિક અને ધનશ્યામ બહારથી આવ્યા, પ્રતાપરાયે તેમને બોલાવ્યા.

'બાપુજી ! મામાને ચંદ્રક આપવાનું નક્કી થયું.' પોતાને નહીં અને મામાને ચંદ્રક આપવામાં આપનારનું અજ્ઞાન સમાયું હોય તેવું દેખાડતાં તેણે મામા શબ્દ પર ભાર મૂકી કહ્યું.

'એમ કે ? ઘનશ્યામ તેને લાયક છે. અને રસિક ! તું અભિનયની અતિશયતા શીદ કરે છે ? તારામાં કુશળ નટ થવાનાં લક્ષણો છે, પણ આજે તો તેં તારો પાઠ બગાડી જ નાખ્યો હતો. તું શું કોઈ ધંધાદારી નટ હતો, કે તારી સમક્ષ શું એકલું મવાલી પ્રેક્ષકમંડળ બેઠું હતું ? સાચા અભિનયમાં તો સંયમ ખાસ આવશ્યક છે.'

રસિકને પિતાની સલાહ કડવી તો લાગી, તોય તે શાંત ઊભો રહ્યો. તેણે તો પિતા તરફથી વખાણ મેળવવાની આશા સેવેલ, અને એટલે જ તો તેણે જોરશોરથી હોકારા–પડકારા કર્યા હતા ને ! પણ આ તો અભિનયની તદ્દન નવીન દૃષ્ટિ ! અભિનય અને સંયમ ! રસિકને પિતાની વાત બરાબર ન સમજાઇ.

'અને ઘનશ્યામ, તારી બેનને તારૂં ગાયન સાંભળવું છે. ચાલ, ગા જોઉં ! હું વાજાં પર બેસું છું.'

ઘનશ્યામ શરમાઇ ગયો.

'રસિક ! નીચેથી વાજું લઈ આવ તો !'

રસિક વાજું લઇ આવ્યો; ઘનશ્યામે ગાયું. કેટલીક વ્યક્તિઓ એવી હોય છે કે જ્યાં સુધી તે શરમાય ત્યાં સુધી તેમના મોઢામાં જીભ હશે કે નહિ તેનીય શંકા ઊઠે; પણ તે જ વ્યક્તિ એક વાર શરમ મૂકી પોતાના પ્રિય વિષયની છણાવટ કરે ત્યારે તો કમાલ કરી દે છે. ઘનશ્યામે ગાવું શરૂ કર્યું અને તેની શરમ ઊડી ગઇ. બધાં મુગ્ધ થઇ ગયાં. ઘડી

ભર તો રસિક પણ !

'લે, આ મારા તરફથી ચાંદ !' કહી પ્રતાપરાયે ઘનશ્યામને દશ રૂપિયાની ભેટ આપી.

ઘનશ્યામ પર તેને ઘેરથી અવારનવાર પત્રો આવતા. તેનો નાનો ભાઈ મોટાભાઈ પાસેથી કંઈ કંઈ વસ્તુઓ મંગાવતો અને રજા પડે ત્યારે એ બધું સાચવીને લાવવાનું લખાવતો. પિતાજીનો પત્ર આવતો તે દિવસે ઘનશ્યામ બહુ આનંદમાં રહેતો. પ્રતાપરાય તેને અવારનવાર થોડા થોડા પૈસા વાપરવા આપતા, તે બધા તે સાચવી રાખતો, અને એ પૈસામાંથી જુદી જુદી ચીજો નાનાભાઈ માટે લઈ જવાના મનોરથો સેવી આનંદ પામતો.

ઘનશ્યામે પ્રતાપરાયને ત્યાં રાખવાનું ખાસ પ્રયોજન તો વેણીને આનંદ આપવાનું હતું, અને વેણીને ભાઈના વિકાસથી ભાઈની સોબતથી આનંદ થતોય ખરો ! પરન્તુ ઘનશ્યામ તો આ મોટા લોક વચ્ચે આવી કચડાઈ રહ્યો હોય એમ જ લાગતું. એક વેણી સિવાય બીજું કોઈ ભાગ્યે જ તેની સાથે આનંદપૂર્વક વાત કરતું. પ્રતાપરાયને તેને માટે લાગણી હતી, પરન્તુ તેમની સાથે વાત કરવાનો પ્રસંગ તો ઘનશ્યામને કયારેક જ આવતો, એટલા તે કામઢા હતા.

પરીક્ષા આવી. ઘનશ્યામ પહેલે નંબરે પાસ થયો. રસિક બે વિષયમાં–સંસ્કૃત અને ગણિતમાં–નાપાસ થતો હોવા છતાં તેને ઉપર ચડાવવામાં આવ્યો. રસિકના મોટાભાઈ પણ આ વખતે બી. એ. માં ત્રીજે અખતરે પાસ થયેલ. તેમણે એલ. એલ. બી. થવા ધાર્યું હતું.

નિશાળમાં રજા પડી અને ઘનશ્યામ રમકડાં ઈત્યાદિની

ખરીદીઓ કરી ઘેર જવા ઊપડયો.

ઘનશ્યામની રજાઓ પૂરી ન્હોતી થઈ ત્યાં તો તેને અને તેના બાપુજીને તરત ઊપડવાનું સૂચવતો વેણીનો તાર મળ્યો.

સોળ વર્ષનો ઘનશ્યામ બેનનું હૃદય બરાબર સમજી શકતો હતો. તેને બરાબર ખબર હતી કે ખરી મુશીબતમાં આવી પડયા વિના મોટીબેન આવો તાર કરે જ નહિ! તેણે તેના પિતાને જલ્દી તૈયાર થવા કહ્યું અને બંને પહેલી જ ગાડીમાં ઊપડયા.

વેણી બહુ જ ગંભીર દશામાં આવી પડી હતી. પ્રતાપરાયને એકાએક લકવો થઈ આવ્યો હતો. ઘનશ્યામ રજાઓ માણવા ઘેર ગયો ત્યારે સંપૂર્ણ તંદુરસ્ત લાગતા પ્રતાપરાય પર એકાએક ઊતરી આવેલ આફતથી આખા ઘરમાં હાહાકાર થઈ ગયો હતો.

મૃણાલ ને વેણી આ પરિસ્થિતિમાં સાચી બેનો બની ગઈ હતી. રસિક અને ઘનશ્યામ પણ સાચા ભાઈઓ બની ગયા.

સાવકાપણાનો ભાવ તદ્દન ઓસરી ગયો. સર્વનું લક્ષ્ય પ્રતાપરાયની સેવા કરવાનું બની ગયું.

'હું ને ઘનશ્યામ આજે જઈએ છીએ.' વેણીના બાપુએ પ્રતાપરાયની પાસે આવી કહ્યું.

'ઘનશ્યામને શા માટે લઈ જાઓ છો?' પ્રતાપરાયે ધ્રૂજતે હાથે લખ્યું.

'તમારા મંદવાડમાં જેટલી તકલીફ ઓછી થાય તેટલી કરવી!'

'ઘનશ્યામ પર તો મારી અનેક આશાઓ છે. આ મંદવાડથી ઊઠું તો એને તો હું ખૂબ ભણાવીશ.' પ્રતાપરાયે વળી લખ્યું. તે બોલી શકતા ન હતા. બધું લખીને જ સમજાવતા.

'આપને જરા ઠીક થશે એટલે ઘનશ્યામને પાછો મોકલીશ.'

પ્રતાપરાયે 'જેવી તમારી મરજી !' તેવું આંખોદ્વારા સૂચવ્યું, અને આંખો બંધ કરી દીધી.

ઘનશ્યામ અને તેના બાપુજી એ ઓરડામાંથી બહાર આવ્યા.

'બાપુજી, હું તો તમારી સાથે નથી આવતો.' ઘનશ્યામે કહ્યું.

'કેમ ?'

'બેન–બનેવીને આવી સ્થિતિમાં મૂકી હું નહિ આવું.'

'તારે આવવું કે ન આવવું તે હું સમજું કે તું ?'

'મને તમારી વાત ગળે નથી ઊતરતી. હું તો રોકાઈશ.'

બાપ દીકરા વચ્ચે ઘણી રકઝક થઈ પણ ઘનશ્યામ એકનો બે ન થયો. બાપ દીકરા પર ગુસ્સે થઈ જતા રહ્યા.

ઘનશ્યામે તો પ્રતાપરાયની સેવા કાજે અભ્યાસ છોડી દેવાનું કહ્યું, પણ તેની એ વાત કોઈ એ માની નહી. તેને ભણવા તો જવું જ પડતું, પણ તે સિવાયનો બધો વખત તે પ્રતાપરાયની પથારી પાસે જ રહેતો.

પોતાની માંદગીએ ઘરની દરેક વ્યક્તિમાં એકભાવ જગાડયો છે તે જોઈ પ્રતાપરાય સંતોષ પામતા; અને એ વ્યાધિમાંથી મુક્ત થવા ઇશ્વર પાસે મૃત્યુની યાચના કર્યા કરતા.

દિવસો પર દિવસો પસાર થતા હતા અને પ્રતાપરાયનું શરીર લેવાતું જતું હતું.

'બધાંને અહીં બોલાવ! પ્રતાપરાયે એક દિવસ વેણીને લખી આપ્યું.

વેણીએ બધાંને બોલાવ્યાં. બધાં આવ્યાં. ઘનશ્યામ તો ત્યાં હતો જ.

'કેમ બાપુજી!' રસિક બોલ્યો.

'મારે થોડી વાત કરવી છે.' પ્રતાપરાયે લખ્યું.

'શી બાબત?' વેણી બોલી.

'મને મારૂં શું થશે તે નથી સમજાતું–' પ્રતાપરાય લખ્યે જતા હતા. કોઇમાં એક શબ્દ બોલવાની પણ શક્તિ ન હતી. 'પણ હું ન હોઉં ત્યારે ય તમે સંપથી રહેશો એવી મને આશા છે. તમારે કમનસીબે હું બહુ પૈસા એકઠા નથી કરી શકયો. પણ મેં કોઇનું ય ખરાબ નથી કર્યું, એટલે ઇશ્વર મારાં કુટુંબને પણ રોટલા વિના નહિ જ રાખે તેવી મારી અચળ શ્રદ્ધા છે.'

બધાંની આંખ ભીની થઇ હતી.

'અને ઘનશ્યામ! તું તો બહુ ડાહ્યો છે. તારી ઉમ્મરના પ્રમાણમાં તું ખૂબ શક્તિશાળી છે. મને એટલું વચન ન આપે કે તું સદાય રસિક ને તેનાં ભાંડુનો ભાઇ બની રહીશ? એ બધાં ગમે તેમ કરે પણ તારે તારી ઉદારતા ન જતી કરવી.'

ઘનશ્યામ સજળ નયને નીચું જોઇ રહ્યો.

'અને છોકરાંઓ! વેણી તમારી માતા છે, તે વાત કદી ય ન ભૂલશો. ફરી પરણવામાં મેં ભૂલ કરી એમ ભલે માનો પણ વેણીનો શો દોષ? મારે ખાતર પણ તેને તમે માતાસમ ગણશો તો મને શાંતિ થશે.'

બધાં ડુસકાં ભરતાં હતાં. કોઇ કંઇ બોલી ન શકયું.

'વેણી! તને શું કહું?' પ્રતાપરાયનો હાથ ખૂબ ધ્રૂજવા લાગ્યો. વેણી પ્રેમપૂર્વક તેમના હાથને વળગી પડી અને બંનેની આંખમાંથી અશ્રુધારા વહી રહી.

આ પરમ પવિત્ર પળ હતી. રાગ, દ્વેષ કે સ્વાર્થ, અશ્રુથી

વિશુદ્ધ થયેલા આ વાતાવરણમાં ડોકિયું પણ કરી શકે તેમ ન હતાં. આ પવિત્ર પળે ઘનશ્યામે મનમાં સંકલ્પ કર્યો કે 'પ્રતાપરાયની મુરાદ બર લાવવા હું ગમે તે ભોગે ય મથીશ.'

પ્રતાપરાય લગભગ એક વર્ષ સુધી માંદા રહ્યા.

તેમની સારવારમાં વેણીએ જરાય ઊણપ ન આવવા દીધી. સારામાં સારા ડૉક્ટરો પ્રતાપરાયની માવજત કાજે આવતા. એ ડૉક્ટરોની ફીના પૈસા શી રીતે ચૂકવાતા હશે એ પ્રશ્ન પ્રતાપરાયના મનમાં ઘોળાયા કરતો; પરન્તુ એકથી એક ચડિયાતા ડૉક્ટરો તો આવ્યે જ જતા.

વેણી તેનાં ઘરેણાં એક પછી એક વેચી દવાઓનું, ડૉક્ટરોનું, અને રસિક તથા મોટાભાઈના ભણતરનું ખર્ચ કાઢતી. ઘનશ્યામ પણ રસિક સાથે જ ભણતો, પરંતુ તેને પહેલે નંબરે પાસ થવા બદલ શિષ્યવૃત્તિ મળતી હોવાથી તેનું ખર્ચ કંઇ ન આવતું.

'બેન! મારાં ઘરેણાં પણ જરૂર પડયે તમારાં જ છે એમ માનજો હો! મૃણાલે એક દિવસ વેણીને કહ્યું.

'તમે ય અમારાં જ છોને?' વેણીએ હસતાં જવાબ આપ્યો.

'પણ હું તો તમને કંઇ જ ખપમાં આવતી નથી.'

'તમારો ખપ પડયે તમને ય નહીં મૂકું!'

'આજે મારો ખપ છે જ! મારાં ઘરેણાં લ્યો જ!' મૃણાલે જરા હઠ કરતાં કહ્યું.

'ગાંડાં થાવ મા! તમે મારા દીકરાની વહુ છો, તમને તો અમારે લાડ કરવાનાં હોય!' વેણીએ મૃણાલના બન્ને ગાલ પોતાની હથેલી વચ્ચે લઈ પાકેલ કેરીને ઘોળે તેમ

ધોળતાં કહ્યું.

'ના...ના.' મૃણાલ બોલી.

'બેન! હું ખરૂં કહું છું કે જરૂર પડચે હું તમારાં ય માગી જ લઈશ. અત્યારે જરૂર નથી જ.' કહી વેણી કો એકાએક યાદ આવ્યું હોય તેવો દેખાવ કરી જતી રહી.

પ્રતાપરાયના મંદવાડે વેણીને ઘરની અધિષ્ઠાત્રીનું અપાવ્યું હતું. પહેલાં જે વેણીની અવહેલના કરતાં તે વેણીનો પડચો બોલ ઝીલવામાં કર્તવ્યપરાયણુતા માનત હતાં. વેણીમાં પણ ખરેખરૂં પીઢપણું આવી ગયું હતું.

પ્રતાપરાય ગયા.

બધાંને માથે આભ તૂટી પડયું હોય એમ લાગ્યું. વેણીનો સ્થિતિ બહુ કફોડી હતી. તેનું અંતર તરફડી રહ્યું છતાં તેને આંખનાં આંસુ ખાળવાં પડતાં. તેના મો જેવડા મોટાભાઈનું માથું પણ તે ખોળામાં લેતી અને રડતા છાના રાખતી. વેણીનું માતૃત્વ એકાએક વિકસી બધાં તેની પાસે બેસી રડતાં અને વેણીની હુંફમાં આશ્વાસન લે

પરીક્ષાનાં પરિણામ આવ્યાં: મોટાભાઈ નાપાસ. નાપાસ. ઘનશ્યામ પહેલે નંબરે પાસ.

રસિક કે મોટાભાઈ પર રોષ કે દયા દર્શાવવા ઘનશ્યામને શાબાશી આપવાની કોઈને પડી જ ન હતી. અને ખાસ તો વેણી, પ્રતાપરાયના ગયા પછી 'હવે શું તેની જ ઉપાધિમાં પડયાં હતાં. વેણીને બીજી બધી વાત પ્રતાપરાયે જમાવેલ આબરૂનું જતન કરવાની ખાસ ખેવન

વેણીનું છેલ્લું ઘરેણું વેચાઈ ગયું. મૃણાલના વશ થઈ—તેમજ બીજો કંઈ ઉપાય પણ ન હોવાથી તેનાં

ઘરેણું વેચી પ્રતાપરાયની ઉત્તરક્રિયા કરવામાં આવી.

આવી કફોડી સ્થિતિમાં વેણી લોકો સમક્ષ તો પોતાની સ્થિતિ ઘણી સદ્ધર હોવાનો દેખાવ કરતી. કોઇપણ બાબતમાં તેણે ઘરનું મોળું નહોતું દેખાવા દીધું. સૌ કોઇ માનતું કે પ્રતાપરાય જેવા મોટા હોદ્દેદારની પાસે સારૂં એવું સંચિત હોય તેમાં શી નવાઈ! અને પૈસો હોય તો જ એકથી એક ચડિયાતા ડૉકટરો બોલાવવાનું સૂઝે ને!

એવી તો કોઈ ને કલ્પનાય નહોતી આવી કે પ્રતાપરાયની સારવાર માટે આવેલ ડૉકટરોનાં બીલ વેણીનાં આભૂષણો વેચી ચૂકવવામાં આવ્યાં હતાં: એવો તો કોઈ ને ખ્યાલ પણ નહીં ગયેલ કે પતિવિરહમાં દૂબળી થયેલ વેણીનાં દૂબળાં થવામાં ઊંચી જાતનો ખોરાક મળવાનો અભાવ પણ એક કારણ હતું. વેણીએ ચા, દૂધ, ખાંડ, ઘી ખાવાં બંધ કર્યાં હતાં, તેમાં ગત આત્માનો શોક પાળવાની ભાવના ઉપરાંત કરકસર કરવાની ભાવના પણ હતી તેની કોઇને ગંધ સરખી પણ નહોતી આવી.

ઘસાઇ ગયેલાં મધ્યમ વર્ગનાં કુટુંબ માટે આબરૂનું તૂત જાળવી રાખવાનું વધુ મુશ્કેલ હોય છે.

પોતાનાં કુટુંબની વાસ્તવિક પરિસ્થિતિથી મોટાભાઈ એ એક દિવસ કહ્યું, 'હવે તો હું કંઈક નોકરી શોધી લઉં તો ઠીક!'

ઘરનાં બધાં માણસો હાજર હતાં; ઘનશ્યામ પણ.

'કેમ?' વેણીએ પૂછ્યું.

'મારે હવે ઘરની ચિંતા કરવી જ જોઈ એને!' મોટાભાઈ–એ કહ્યું.

'ચિંતા કરવા માટે હજી નાના છો!' વેણીએ સત્તાવાહી છતાં મીઠા અવાજે કહ્યું.

'કેમ?' ઉમરમાં પોતાથી નાની વેણીને આ પ્રમાણે બોલતી સાંભળી મોટાભાઈએ નવાઈ પામતાં કહ્યું.

"ઘરનો બધો ભાર ઉપાડીને ફરવા તૈયાર થતાં પહેલાં તમારે તમારો અભ્યાસ તો પૂરો કરવો પડશે ને!'

'ઓહો!'

'કેમ' ઓહો?'

'હજી તો મારે દોઢ–બે વર્ષ ભણવું પડે. અને આપણાં ઘરની આવી મુશ્કેલ સ્થિતિમાં ભણવાનું ખર્ચ તો કેમ જ ઊપડે?'

'તે તમારે જોવાનું છે કે મારે?' વેણીનો તીણો સ્વર ગાજી રહ્યો. બધાં તેની દિલાવરી પ્રશંસાપૂર્ણ નેત્રે જોઈ રહ્યાં.

'ના, બેન!' મૃણાલે કહ્યું, 'એવી ખોટી જક ન કરશો. અત્યારે ઘરનું ખર્ચ પણ કેમ પૂરું કરો છો તે આપણે સમજીએ છીએ. એમાં ભણતરનું ખર્ચ ક્યાંથી ઊપડશે! એ નોકરી કરશે તો એટલી ચિંતા તો ઓછી થશે!'

'બેન! તમારે એમ કહેવડાવવું છે કે હવે આ ઘરની માઠી દશા બેસી ગઈ?' વેણી ખૂબ ગંભીર થઈ ગઈ હતી. બધાં ચૂપ હતાં.

'મારા જીવતાં તો' વેણી બોલી રહી, 'હું એમ નહિ જ થવા દઉં. શું કરું? મારાં માબાપ ગરીબ છે,' વેણીએ ઘનશ્યામ સામે જોતાં કહ્યું, 'નહીં તો ત્યાંથી માગી ભીખી લાવીને ય મોટાભાઈનો અભ્યાસ પૂરો કરાવત! પણ હજીયે શું બગડી ગયું છે? હું ઘરની મોટી છું. ઘરની લાજ સાચવવાની મારી ફરજ

છે. તમે બધાં નચિંત રહો. હું ભૂખી રહેવાનું કબૂલીશ પણ મોટાભાઈ કે રસિકભાઈનું ભણતર તો નહીં જ છોડવું.'

'પણ બેન......' મૃણાલે કહ્યું.

'ના, મારા સંકલ્પને જરાય દુર્બળ ન બનાવશો. ઈશ્વર મને સહાય કરશે.' વેણીમાં અપાર્થિવ તત્ત્વ હોય તેવું લાગતું હતું.

'અને ઘનશ્યામ, ભાઈ! તું હજી નાનો છે, નહીં તો તું તારી બેનને મદદ ન કરે ?'

'હું મારી બેનને જરૂર મદદ કરીશ.' ઘનશ્યામ દૃઢતા-પૂર્વક બોલ્યો.

'મોટો થા ત્યારે...' વેણીએ કહ્યું.

'હું મોટો થાઉં ત્યાં સુધી મારાથી બેસી શી રીતે રહેવાય ? હું તો બેન માટે કંઈક કરવાનો જ!'

'ઠીક, ઠીક. એ તો જોયું જશે.' વેણીએ કહ્યું.

છેવટે મોટાભાઈએ એલ. એલ. બી. નો અભ્યાસ કરવા જવું અને રસિકે મેટ્રિકનો અભ્યાસ ચાલુ રાખવો તેમ વેણીની ઈચ્છાનુસાર નક્કી થયું.

(૩)

ઘનશ્યામના હૃદયમાં ખરૂ મંથન જાગ્યું. મેટ્રિકમાં ઊંચે નંબરે પાસ થયા બદલ તેને શિષ્યવૃત્તિ મળી હતી. પણ એ રકમ મેળવવા માટે તેણે કૉલેજમાં અભ્યાસ કરવા જવું જોઈએ.

તેનું ભણવાનું ખર્ચ તેની શિષ્યવૃત્તિમાંથી ઊપડે તેમ હતું, અને કદાચ પાંચ-સાત રૂપિયા તૂટે તો તેના પિતા તેને માટે તેટલું ખર્ચ કરવા તૈયાર જ હતા.

બેનની રજા લઈ ઘનશ્યામ ઘેર આવ્યો.

'મારે હવે શું કરવું?' ઘેર આવી ધનશ્યામે તેના પિતાને પહેલો જ પ્રશ્ન પૂછ્યો.

'શેનું ?'

'ભણવાનું.'

'ભણવું. બીજું શું !' ધનશ્યામના પિતાએ કહ્યું.

'પણ શી રીતે ?'

'કેમ ? તને સ્કોલરશીપ મળવાની છેને ? તેટલામાં જો પૂરું થાય તેમ નહીં હોય તો હું મહીને પાંચ–છ રૂપિયા મોકલીશ.'

'ના, ના, હું પૈસાની વાત નથી કરતો.'

'ત્યારે શેની વાત કરે છે ?'

'હું એમ કહું છું કે બેન આટલી દુઃખી અને મારાથી કેમ ભણાય ?'

'બેન માથે તો દુઃખના ડુંગર ઊતરી પડ્યા છે, બિચારી બહુ દુઃખી થઈ ગઈ; પણ હવે શું થાય ? હવે ઘર સાચવીને બેસે એટલે બસ ! એને કાંઈ રોટલાની ચિંતા થોડી છે. ?

'એ જ તો હું કહું છું ને ?' ધનશ્યામ બોલ્યો.

'શું ?'

'કે બેનના ઘરની સ્થિતિ તમે માનો છો તેટલી સદ્ધર નથી.'

'હેં !' તેના પિતાએ નવાઈ પામતાં કહ્યું.

'બેનનાં બધાં ઘરેણાં વેચીને તેણે ઘરનો વ્યવહાર અત્યાર સુધી ચલાવ્યો છે...'

'તો મોટાભાઈને ક્યાંક નોકરીએ વળગાડી દોને !' તેના પિતા વચ્ચે બોલી ઊઠ્યા, 'કે એ છોકરાઓ બિચારી બેનને ગાંઠતાં જ નથી ?'

'અત્યારે તો બેન એ ઘરમાં દેવીની માફક પૂજાય છે, પણ બેન પોતે જ મોટાભાઈને નોકરી કરવાની ના પાડે છે.'

'કાં?'

'તમે તમારી દીકરીને નથી ઓળખતા. મોટાભાઈને ભણતર મૂકાવી દે તો બધા એમ કહે ને કે, પ્રતાપરાય જતાં તેનું ઘર વેરણછેરણ થઈ ગયું...'

'હા, પણ તેમાં તું શું કરવાનો છે!'

'હું બેનને આ કટોકટીના સમયમાં મદદ ન કરી શકું?'

'હજી તું નાનો છે. અને આપણી સ્થિતિ પણ કેવી છે તે તું જાણે છે. તેમાં બેનને મદદ કરવાનું તો કયાંથી જ બને!'

'હું કાંઈક નોકરી કરું તો?'

'નોકરી? ભણવાનું મૂકીને?'

'હા.' ઘનશ્યામે શાંતિથી કહ્યું,

'તને વીશ રૂપિયાય કોણ દેવાનું છે?'

'જોઉં તો ખરો!'

'મારું માનતો હો તો તું ભણીગણીને સારી પાયરીએ ચડે ત્યારે બેનને મદદ કરજે ને!'

'ત્યાં સુધી બેનને દુઃખી કેમ જોવાય? જે બેનને આશરે જ હું મેટ્રિક થયો તે બેન દુઃખી હોય ત્યાં સુધી મને તો ભણવું નહીં ગમે, હું નહીં જ ભણું!'

પિતાની અનિચ્છા છતાં ઘનશ્યામે નોકરી માટે ફાંફાં મારવાનું શરૂ કર્યું, પણ લાગવગના આ જમાનામાં ઘનશ્યામ સમા છોકરાનો એમ સ્હેલાઈથી પત્તો કયાંથી ખાય?

એક દિવસ ઘનશ્યામને એકાએક યાદ આવ્યું કે તેનું ગળું સુંદર છે. શા માટે તેણે નાટક કંપનીમાં નોકરી ન લેવી?

તેના પિતાએ ઘનશ્યામનો નાટકિયા થવાનો વિચાર સાંભળી તેને ખૂબ ધમકાવ્યો, તેની સાથે અબોલા લેવાની ધમકી આપી, પણ ઘનશ્યામ તો એકનો બે ન જ થયો.

ઘનશ્યામના સુરીલા ગળાએ તેને ૫૦) રૂ. ની નોકરી અપાવી, પણ નોકરીમાં દાખલ થયા પછી બીજેજ મહીને તેનો પગાર ૧૦૦) રૂ. કરી દેવામાં આવ્યો.

'બેન!' નાટકિયો બન્યા પછી બે મહીને ઘનશ્યામ વેણી પાસે ગયો.

'કેમ?' વેણીએ સ્હેજ કંટાળો દર્શાવતાં કહ્યું. ઘનશ્યામે ભણતર છોડી નાટકિયા થવાનું પસંદ કર્યું તે તેને નહોતું ગમ્યું.

'આ લ્યો' ઘનશ્યામે સો રૂપિયાની નોટો બેન પાસે મૂકતાં કહ્યું.

'આ શું?' વેણીએ સવિસ્મય પૂછ્યું.

'બેનને ભાઈ તરફથી ભેટ.'

'આટલા બધા રૂપિયા કયાંથી કાઢયા?'

'નાટક કંપનીનો પગાર...'

'તેં આટલા માટે ભણવાનું મૂકી દીધું?' વેણી ઘનશ્યામ સામે પ્રશંસામુગ્ધ નેત્રે જોઈ રહી.

ઘનશ્યામ ચૂપ રહ્યો.

'ભાઈ! તું હજી નાનો છે. મોટો થા ત્યારે જરૂર મને મદદ કરજે. પણ અત્યારથી તું નાટકિયો બન્યો તે મને નથી ગમતું.'

'બેન! કાંઈ બોલો તો તમને મારા સોગન. મોટાભાઈ ભણી રહેશે એટલે હું આ ધંધો મૂકી દઈશ, પણ ત્યાંસુધી

તો તમને પાળવાનું મારા પર જ!'

વેણીએ ઘનશ્યામને જુદી જુદી રીતે સમજાવી જોયો પણ તે એકનો બે ન થયો. પોતાને ખાતર આટલો ઉમદા આપ-ભોગ આપનો ભાઈ જોઈ વેણીને ખૂબ જ આનંદ થયો; પણ ભાઈને આપભોગનું જે મૂલ્ય ચૂકવવું પડ્યું તે પર વિચાર કરતાં તેને ગ્લાનિ પણ થઈ.

આપણા સમાજમાં નાટકિયાનું સ્થાન શું! ઘનશ્યામ ઘણી સરળતાથી બી. એ. ને એમ. એ. માં ઊંચે નંબરે પાસ થઈ કોઈ કોલેજમાં પ્રોફેસર બની શકયો હોત. જે કોઈ વિષયમાં તે નિષ્ણાત થવા ધારત તેમાં તે નામ કાઢી શકત એવી તીવ્ર તેની બુદ્ધિ હતી. એક બાજુ અનેકવિધ મહત્તાઓભર્યું જીવન અને બીજી બાજુ માત્ર પૈસાને ખાતર પોતાની ઇચ્છાવિરુદ્ધ પોતાનાં સુરીલા ગળાનું વેચાણ? પહેલી બાજુ બેનનાં દુ:ખ પ્રત્યે આંખમીચામણાં કરવા જેટલું કઠણ હૃદય જોઈતું હતું; બીજી બાજુ બેનનાં દુ:ખમાં સક્રિય હમદર્દી બતાવવા જીવનની સમસ્ત મહત્ત્વાકાંક્ષાઓ વીસરવાની વાત હતી!

ઘનશ્યામે પોતાની પસંદગી કરી લીધી હતી. બેનની આંખનું આંસુ લૂછવાની લાયકાત મેળવવા તેણે પોતાનું સઘળું હોમી દીધું હતું.

તેના બાપુજીએ તેની સાથે બોલવાનો વ્યવહાર બંધ કર્યો હતો; અને બેનને મળવા પણ તે ચોરીછૂપીથી જઈ શકતો.

પણ જે સમાજ તેને પોતાની અંદરની એક વ્યક્તિ તરીકે હલકો માને તે જ સમાજ તેનાં ગાયનો પર આફરીન પૂકારતો.

આપણા સમાજનું માનસ કેટલીક વખત ન સમજી શકાય તેવું હોય છે.

દાખલા તરીકે જો કોઈ વિધવા જરા રૂપાળી દેખાવાનો પ્રયત્ન કરે, કે નૈસર્ગિક જીવનનો ઉલ્લાસ માણવા ઉત્સુકતા દર્શાવે તો સમાજ તેને પીંખી નાખવા તત્પર બને છે. પણ જો એ જ સ્ત્રી વૈધવ્યનો કાળો ડાઘ ભૂંસી સીધી વેશ્યાસદનમાં પહોંચી જાય તો તેને ધિક્કારનારામાંના મહાનુભાવો જ તેના પગનાં તળિયાં ચાંપવામાં ય કૃતકૃત્યતા અનુભવવા લાગે છે. તે ક્યાં નવી વાત છે ?

એવું જ નાટકિયાનું ! એક વ્યક્તિ તરીકે સમાજમાં તેનું સ્થાન શું ? અને છતાંય તેને રંગભૂમિ પર નિહાળવા લોકો કેટલાં તૈયાર !

ઘનશ્યામ લોકોનો માનીતો નટ હતો. તેનો પગાર પણ કૂદકે ને ભૂસકે વધ્યો, અને એક વર્ષમાં તો તેનો માસિક ૩૦૦) રૂા. નો પગાર થયો હતો.

વેણીના ઘરની સાહ્યબી તો પ્રતાપરાયના વખતમાં હતી તેવીને તેવી જ રહી. એટલાજ નોકરો. રસોયો પણ ખરો. અને મોટાભાઈ તથા રસિક પણ ખૂબ જ લ્હેરથી રહેતા.

જગત જાણતું કે પ્રતાપરાયની ગેરહાજરીમાં વેણીને કળવી ખાતાં આવડે છે. એવી તો કોઈનેય ખબર ન હતી કે વેણીની વટ ટકાવવા કાજે તેનો નાનો ભાઈ નાટકશાળાનો નટ બન્યો હતો.

અને તેથી જ તો સહુ કોઈ કહેતું કે, વેણીએ પોતાના ભાઈને આગળ ન ભણાવ્યો તે બહુ સારૂં ન કર્યું. ભલેને સો રૂપરડી પગાર મળતો હોય, પણ આખરે તો નાટકિયો ને ! ભણ્યો હોત તો કુળને ઉજાળે એવો એ છોકરો હતો.

'ભાઈને ન ભણાવ્યો એટલી વેણીની ખામી !' એમ સહુ કોઈ કહેતું.

રસિકનાં સારે ઠેકાણે લગ્ન થયાં; પૂરતી ધામધૂમથી! વેણીને માત્ર એટલો ખ્યાલ ન રહ્યો કે ભાઈની મૂડી પર વધારે કાપ કરી તે તેને વધારે વખત અણગમતી જિન્દગીમાં રોકી રાખતી હતી, પણ મોટા વેવાઈ સમક્ષ દરિદ્રતા તો કેમ જ દેખાડાય ?

મોટાભાઈ ત્રણ વરસે વકીલ થયા. અને મૃત પિતાની લાગવગને જોરે સાઠ રૂપિયામાં રેવન્યુ-ખાતામાં નીમાયા. રસિક હજુ ભણતો હતો.

વેણીનું ઘર ગ્નાતિમાં ટોચે ગણાતું.

ધનશ્યામનું ઘર આમે ય ન્હાનું તો હતું જ. તેમાં વળી તે નાટકિયો થયો એટલે તો તે અધમ કક્ષામાં મૂકાયું હતું.

લોકો વેણી અને ધનશ્યામનું નામ એક સાથે લેવામાં સુરુચિભંગ સમજતાં. ક્યાં ઘરરખુ, ડાહી, સંસ્કારી વેણી અને ક્યાં લબાડ નાટકિયો ધનશ્યામ !

એનનું મધ્યદરિયે તૂટેલ વહાણુ સહીસલામત કિનારે પહોંચાડયા પછી, ધનશ્યામને પાછું ભણવાનું મન થયું, વેણીએ તેની એ ઇચ્છાને સમર્થન આપ્યું. મોટાભાઈ એ પણ 'મામા' ને ભણવાનો ખાસ આગ્રહ કર્યો.

માત્ર ધનશ્યામના પિતાએ તેની સાથેના અબોલા ન તોડયા. તેમને તેની વર્તણૂકથી બહુ જ માઠું લાગ્યું હતું. તેણે પોતાનો સ્વાર્થ બગાડયો એટલું જ નહિ પણ તેના નાના ભાઈના વિકાસનો માર્ગ પણ પોતાનાં એરવર્તનથી અવરોધ્યો હતો, એમ તેમનું માનવું હતું.

પણ હવે ધનશ્યામને પૈસાનો પ્રશ્ન તો રહ્યો જ ન હતો. તેના પગારમાંથી તેણે પૂરતું બચાવ્યું હતું.

ઘનશ્યામ કૉલેજમાં ગયો ત્યારે કૉલેજનો દરેક વિદ્યાર્થી તેની સામે જોઈ રહ્યો. તેનું નામ પ્રસિદ્ધ હતું. કેટલાક વિદ્યાર્થી ને વિદ્યાર્થિનીઓ તેના ગળાનું અનુકરણ કરતાં હતાં. ઘનશ્યામ તેમને મન કલ્પનાના પાત્ર સમો હતો. તેને રૂબરૂ જોતાં સર્વની કુતુહલ વૃત્તિ જાગૃત થઈ.

પણ ઘનશ્યામ કૉલેજમાં ભણવાનો છે એ વાત પ્રસરતાં તો કૉલેજમાં ખળભળાટ થઈ ગયો. નાટકના શોખીનોએ માન્યું કે હવે કૉલેજના ગેધરિંગમાં ઓર રસ જામશે. અને અભિનયકલાના અભ્યાસીઓએ આશા બાંધી કે ઘનશ્યામ સાથે કામ કરવાની તક મળવાથી તેમને ઘણું શીખવાનું મળશે. 'પુઅર બોયઝ લાઈબ્રેરી'ના મંત્રીસાહેબે ઘનશ્યામના ગળાનો સારો વકરો કરવાની મુરાદ બાંધી.

પણ બધાંના આશ્ચર્ય વચ્ચે ઘનશ્યામ કૉલેજની કોઈ પણ પ્રવૃત્તિમાં ભાગ ન લેતો.

ઘનશ્યામને મનાવી લેવાનું તેણે બીડું ઝડપ્યું હતું.' તમે આપણા ગેધરિંગમાં ભાગ લેશો ને ?' ગેધરિંગનાં મંત્રીબેને ઘનશ્યામને પૂછ્યું.

'ના, જી. ' ઘનશ્યામે કહ્યું.

'એ નહીં ચાલે. '

ઘનશ્યામ શાંત રહ્યો.

' તમારે અમારૂં માન રાખવું જ પડશે. '

' પણ......'

' પણ–બણ કંઈ નહીં. તમારા જેવો કુશળ નટ આમ આનાકાની કેમ કરે છે તે જ મને નથી સમજાતું. '

' હું નટ નથી રહ્યો. '

' એ તો અમારે જોવાનું છે ને ! '

'માફ કરજો, પણ હું એમાં ભાગ નહીં લઉં.'

'તમે તો કેવા વિચિત્ર છો !'

'તમને જેમ લાગે તેમ, પણ મારાથી કશામાં ભાગ લઇ શકાય જ નહિ.'

એ બેન હાર્યાં. તેની દલીલો, તેના કાલાવાલા અને તેની રીસ એમાંથી કશાની ધનશ્યામ પર અસર ન થઇ.

બધાંએ ધનશ્યામને વાયડો અને અભિમાની ગણી કાઢયો. તેના પ્રોફેસરોને પણ થોડું માઠું લાગ્યું.

પરંતુ ધનશ્યામ જ્યારે પરીક્ષામાં પ્રથમ વર્ગમાંય પ્રથમ આવ્યો ત્યારે તો બધાંની આંખ ઉઘડી ગઈ. અને કોલેજના સાડા ત્રણ મહીનાના લાંબા વેકેશન પર ઘેર જતા છોકરા છોકરીઓએ પોતાના વર્તુલમાં અડધું વેકેશન તો ધનશ્યામની જ વાતો કર્યા કરી.

મોટાભાઈ તેના ખાતામાં ધીમેધીમે વધ્યે જતા હતા. તેના પિતાની માફક તે પણ ધીમે ધીમે જ્ઞાતિના અગ્રણી થતા જતા હતા.

'મોટાભાઈ ! આપણી સૂર્યા માટે હવે કોઇ મૂરતિયો શોધવાનો છે.' મોટાભાઈના કુટુંબની ખાનદાનીમાં અચળ શ્રદ્ધા ધરાવતા એક ગૃહસ્થે કહ્યું.

'સૂર્યબાળા કેવડી થઈ ?' જવાબ 'સોળ વર્ષની.'

'શું ભણે છે ?': 'છઠ્ઠી.'

'કેવો વર જોઇએ ? કુળવાન કે ભણેલ–ગણેલ ?'

'હવેના જમાનામાં તો કેળવણી પર જ વધારે ધ્યાન અપાય છે ને !'

તમારી ઈચ્છા હોય તો એક મૂરતિયો બતાવું.'

'કેવડો છે ?': 'બાવીશ વષનો.'

'શું ભણે છે ?': 'કૉલેજમાં'

'ભણવામાં કેવોક છે ?': 'પહેલો નંબર જ આવે છે.'

'કોણ છે એ ?': 'તમારી ઈચ્છા થતી હોય તો વાત કરૂં.'

'હા. હા. આવો સારો છોકરો હોય તો શી હરકત ?'

'ઘનશ્યામ...'

'તમારો મામો ?': 'હા.'

'ના. ના. એ તો નહી.'

'કેમ ?'

'છેવટ તો નાટકિયોને ! આપણે તો તમારા જેવા ખાનદાન કુટુંબ સાથે સંબંધમાં જોડાવાનું પસંદ કરીએ.'

'એય મારો મામો જ છે ને !'

'અરે, તમારા બામાં અને તેનામાં તો હાથીઘોડાનો ફેર ! એવા ઘરમાં તમારા બા જેવું રતન પાકયું તે ઈશ્વરની લીલા જ ! તમારી ખાનદાની એ જ નીભાવી અને જીરવી શકે. ઘનશ્યામ જેવી હોત તો કુટુંબને બટ્ટો લગાડત બટ્ટો !'

મોટાભાઈ ન કહી શકયા કે તેના ઘરની ખાનદાની તો ઘનશ્યામના આત્મભોગ પર જ નિર્ધાર છે; અને પેલા ભાઈ નાટકિયા ઘનશ્યામનું નામ પોતાની લાડકી દીકરીના ઉમેદવાર તરીકે સૂચવાયું, તેથી કટાણું મોઢું કરી ચાલ્યા ગયા.

ઘનશ્યામ બી. એ. માં ફર્સ્ટ કલાસમાં પાસ થયો, પણ તોય તે નાટકિયો ન મટયો. તેને દીકરી દેવા કોઈ નાતીલાએ ઉત્સુકતા ન દેખાડી.

સૂર્યા કોઈ લીમીટેડ કંપનીમાં કારકુન તરીકે ત્રીસ રૂપિયાના પગારથી કામ કરતા બીજવરને પરણી બે બચ્ચાંની માતા થઈ હતી.

'સાંભળ્યું કે?' ઝાડપાન વિનાય પાર્ક તરીકે ઓળખાતી જગ્યામાં એક બાંકડા પર બેસી બે વ્યક્તિઓ વાત કરતી હતી.

'શું?'

'થાણાદાર સાહેબની બદલી થાય છે.'

'એમ?'

'હા.'

'કેમ એકાએક જવાનું થયું?'

'બીજું શું થાય?'

'હં...' સામી વ્યક્તિ વિચારમાં પડી.

'આ ગામ કોઈને ચોકખો રહેવા જ ક્યાં દે છે! અને એમાંય આ થાણુદાર તો બે ય બાજુ પેટ લઈને આવેલ એટલે પાછું વાળીને જોતા જ નહિ. બધું ઓહિયાં! પછી ક્યારેક તો પાપનો ઘડો ફૂટે ને?'

મેંદીનાં સૂકાં ઝરડાંથી ઓપતો એ પાર્ક ગામલોકોનું વિશ્રામ સ્થાન હતું; અને રાત્રે મંદ મંદ વાતા પવનની લહેરોમાં લોકો ચૂલા–પાણિયારાની તકરારોથી માંડીને તે આંતરરાષ્ટ્રીય રાજકારણ સુધીની ચર્ચા ત્યાં કરતા.

'પણ નવા થાણુદાર કોણ આવે છે ? એ કાંઈ જાણ્યું ?'

'પાકે પાયે ખબર નથી, પણ અટકળો થાય છે.'

'શી અટકળો ?'

'ઉપલી ઓફીસમાં આપણા ગામ માટે ઘણો ખરાબ અભિપ્રાય છે. વારંવાર થતી નનામી અને ખોટા નામની અરજીઓથી એ લોકો કંટાળી ગયા છે, અને તેથી કોઈ કડક માણસને જ તેઓ અહીં મોકલવા માટે છે.'

'તમને કોણ આવશે તેમ લાગે છે ?'

'મને તો લાગે છે કે હિમુભાઈ આવે તો ના નહિ.'

'હિમુભાઈ ?' અટકળ ખરી પડે તો કેવું દુઃખ થાય તેની કલ્પનાથી એ વ્યક્તિ ગભરાઈ ઊઠી.

'હા.'

'પણ તો તો ગજબ થઈ જાય.'

'એમાં ગજબ શું ?'

'હિમુભાઈ તો આપણો ભુકો કરી નાખે.' ભુકો શબ્દ બોલતાં પોતાનો ભુકો થઈ જતો હોય તેવા ભાવથી તે બોલ્યો.

'એ જ થવાનું છે અને આપણે એને જ લાયક છીએ.'

'ત્યારે હિમુભાઈ આવશે, હું ?'

'હા, હા.'

'બહુ થઈ... ! થઈ બહુ... !'

થાણુદાર તરીકે હિમુભાઈ જ આવ્યા.

હિમુભાઈ કડક અમલદાર હતા. એનાં નામ માત્રથી લોકો ભડકતા. હિમુભાઈ પણ જે કોઈ અડફેટે ચડે તેને ધમકાવવાનું

જ સમજતા. અને વાંક હોય કે ન હોય પણુ દાખલો બેસાડવા ખાતર જે નજરે ચઢે તેનો દંડ કરી નાખતા.

લોકો તેની વિરૂદ્ધ ઘણી અરજીઓ કરતા છતાં ઉપલી ઓફીસ કંઈ કરતી નહિ તેનાં બે કારણુ હતાં. એક તો ઉપલી ઓફીસમાં હિમુભાઇની લાગવગ સજ્જડ હતી અને બીજું પ્રામાણિકતામાં હિમુભાઈ સો ટચનાં સોના જેવા શુદ્ધ હતા. તેનો કટ્ટર વિરોધી પણ તેને લાંચિયા ન કહી શકતો, એવી સરસ તેની છાપ હતી. યુરોપિયન અમલદારોને તેની પ્રામાણિતા માટે માન હતું અને તેથી જ્યાં જ્યાં અંધેર હોય, જ્યાં જ્યાં લોકો ફાટી ગયા હોય, જ્યાં જ્યાં ખટપટનું જોર વધી વાતાવરણુ કલુષિત થતું હોય, ત્યાં ત્યાં હિમુભાઇની નિમણુંક થતી અને તે બધું સરખું કરી દેતા.

હિમુભાઇની આવી વિચિત્રતાઓને અંગે જ તેમની જ્યાં પણુ નિમણુંક થતી ત્યાંના લોકો ભડકતા, અને તેના કડક અમલમા શું શું થશે, પોતાની સ્વતંત્રતા કે સ્વચ્છંદતા પર શું શું કાપ પડશે, તેની ચર્ચામાં પડી જતા.

કોઈ પણુ ગામના અધિકારી થયા પછી હિમુભાઈ સૌથી પહેલું શહેર સુધરાઇ પર ધ્યાન આપતા. લોકોની બદબોભરી ખાળો કે ગંધ મારતાં પાયખાનાં તે એક જ હુકમથી બંધ કરાવી દેતા; અને હુકમનો ભંગ કરનારને નિર્દય રીતે દંડતા. રાવળી જમીન દબાવી ઓટા સીડીઓ કરી બેઠેલા ખેરખાંઓને નોટીસ આપી. જેટલાં વર્ષથી જમીન દબાવી હોય તેટલાં વર્ષનું ભાડું વસુલ કરતા, ને ચોવીસ કલાકમાં દબાવેલી જમીન ખુલ્લી કરી દેવાનું ફરમાન કાઢતા.

આવાં આકરાં ફરમાનોથી લોકો ત્રાસી ઊઠતા અને રૂબરૂ

ચર્ચા કરવા માટે સાહેબની મુલાકાત માગતા. પણ હિમુભાઈ કોઈને મુલાકાત આપતા નહિ. 'મારે તમારૂં કામ નથી.' અથવા 'ધોરણસર કરો' એ જ તેમનો મુલાકાત માગનારને જવાબ હતો.

અને તેમ છતાં ય જો કોઈ હિમુભાઈની રૂબરૂ જઈ ચડતું તો, તે તેને એવો ઉધડો લેતા કે મળવા આવનાર છટકી જવામાંજ સાર માનતો.

થાણદાર થયા પછી હિમુભાઈએ ગામનાં રેઢિયાળ કુતરાંને ઝેરનો લાડુ આપી મારી નાખવાનો હુકમ કર્યો. આવા હુકમથી દયાધર્મી મહાજનમાં ખળભળાટ મચી રહ્યો.

આ બાબત તો થાણદારને રૂબરૂ મળવું જ જોઈએ એમ બધાને લાગ્યું. પણ મળવા કોણે જવું તે વાતનો નિકાલ એકદમ ન આવ્યો. હિમુભાઈની તોછડાઈનો ભોગ બનવાની તત્પરતા કોઈએ ન દર્શાવી.

અંતે એમ નક્કી થયું કે, 'મહાજનના બધા શેઠિયાઓએ એકી સાથે જ હિમુભાઈને મળવા જવું.'

ગામના દશ અગ્રણી શેઠ મળવા આવે અને હિમુભાઈ મુલાકાત ન આપે તે તો ન જ બને.

'પધારો, શેઠિયા! શું હુકમ છે?' હિમુભાઈએ ઠંડે કલેજે મહાજનના શેઠ સાહેબોને આવકાર્યા.

'વાત તો એમ છે, સાહેબ...' મુખી શેઠે બીજાઓ તરફ જોતાં કહ્યું, અને જાણે તેમનામાંથી કોઈ વાત ઊપાડી લે તેની રાહ જોતા હોય તેમ અટક્યા.

'બોલો' હિમુભાઈ બોલ્યા.

બધા શેઠિયાઓએ મુખીને આંખથી વિનવ્યા કે, 'તમે જ

બોલો.'

મુખી હોળીનું નાળિયેર બનવા ખુશી ન હોય તેમ અચકાવા લાગ્યા.

'બોલોને, શું કામ છે ?' હિમુભાઈ અધીરતાપૂર્વક બોલ્યા.

બધા ચૂપ રહ્યા અને સૌ એકબીજા સામે જોવા લાગ્યા. 'આપને એક અરજ કરવાની છે.' પોતાના સાથી અગ્રેસરોનું ડરપોકપણું ન સહી શકવાથી, તેમ જ મહાજનના મંડળની જતી આબરૂ રાખવાના ઇરાદાથી છેવટે મુખીએ જ કહ્યું.

'શું ?'

'આપે કુતરાં મારવાનો જે હુકમ કર્યો છે તેથી અમારી લાગણી દુઃખાય છે, એટલે...'

'એમ કેમ ? કુતરાંનો ત્રાસ ઓછો થાય તેમ નથી ઇચ્છતા ? અને હમણાં હડકવાનો જે ઉપદ્રવ ઊપડ્યો છે તે અટકે તેમાં તમે સંમત નથી ?'

'જી, એ તો ખરૂં, પણ...' મુખી લાળા ચાવતા બોલ્યા. બીજા બધા તો શાંત હતા.

'પણ શું ?'

'અમે રહ્યા દયાધર્મી એટલે જીવહિંસાથી અમારૂં દીલ તો કચવાયને !'

'શેઠ, હિંસા અને અહિંસા શું તમે સમજો છો ?'

'જી, એ તો અમારો ધરમ છે ને !'

'તો શેઠ, તમને એટલી ખબર નથી કે કુતરાં ને જીડીના કરતાં માનવ જીવન વધારે પવિત્ર ગણાવું જોઈએ ? અને છત્રીશ કે ચાલીશ ટકા વ્યાજ લઈ લોકોને ચૂસનારના મોઢામાં

દયાધર્મ જેવો શબ્દ જ ન શોભે, એમ તમને નથી લાગતું? ખરી દયા કરવી હોય તો દયાને પાત્ર ઘણાં માનવીઓ છે. આ ખસલેલ, રઝળુ કુતરાંને રીબાતાં જીવતાં રાખવામાં કંઈ જાતની દયા છે?'

હિમુભાઈની નાસ્તિક જેવી વાત સાંભળી, બધાને આશ્ચર્ય થયું. ઉચ્ચ કોમનો હિન્દુ દયાધર્મમાં નથી સમજતો તે જાણી તેમને નવાઈ લાગી; અને હિમુભાઈની એવી નાદાની પરત્વે તેમણે ઈશારાથી ઘૃણા મિશ્રિત દયાની લાગણી વ્યક્ત કરી.

ઘણી વાટાઘાટ થઈ. મહાજને ચાલતી આવેલી પરંપરાનો આધાર લીધો. હિમુભાઈએ કુતરાંને અપાતા રોટલામાંથી કેટલાં ગરીબો જમી શકે તેનો હિસાબ ગણાવ્યો; પણ એમાંથી એકેય પક્ષે પોતાની માન્યતામાં ફેર ન કર્યો.

છેવટે મહાજને બે માસની મુદત માગી અને વચન આપ્યું કે, 'એટલા વખતમાં અમારા તરફથી જ કુતરાં પકડવાનો કંઈક બંદોબસ્ત થશે.'

મહાજનનાં માનને ખાતર હિમુભાઈને એટલી મુદત તો આપવી પડી.

મહાજને ઉપર અરજી કરી જોઈ, પણ ત્યાં કંઈ પત્તો ન ખાધો. ગોરા સાહેબ ગામમાં આવેલ ત્યારે તેમણે જ શ્વાન સેનાના સતત રૂદનથી કંટાળીને બે કુતરાંને મારી નાખેલ, એટલે તેમને તો હિમુભાઈની વાત જ વ્યાજબી લાગી. પરિણામે મહાજને વણિક શિરસ્તેદારને પૂરતા સંતોષ્યા હોવા છતાં સાહેબે પોતે જ અરજી વિરૂદ્ધ શેરો કર્યો.

મહાજને ફાળો કરી, કુતરાં દીઠ બે આના આપવાનું રાખી, કુતરાંગાડી ફેરવવી શરૂ કરી હતી.

ઉપરની ઓફીસમાં કાંઈ ન વળ્યું એટલે મહાજનના શેઠિયાઓએ થાણદારને છાપાંદ્વારા વગોવવાનું શરૂ કર્યું હતું. પણ તેનું પરિણામ તો એ આવ્યું કે હિમુભાઇ વધારે કડક બન્યા અને મુલાકાતો પર પણ વધારે અંકુશ મૂકયો.

ગામલોક હિમુભાઇમાં સાક્ષાત રાક્ષસની કલ્પના કરતા થઈ ગયા હતા.

અને હિમુભાઈએ પણ કુતરાં પ્રકરણ પછી તેના બધા પટાવાળાઓને સખ્ત હુકમ કરી રાખેલ કે, 'ગામના કોઇપણ માણસને મારી પાસે ઘેર આવવા ન દેવો.

ગામલોક પ્રત્યે આટલા કડક રહેલા હિમુભાઈ એક વર્ગ તરફ કોમળ પણ હતા. અને એ વર્ગ તે હિમુભાઈના નાતીલા અને સંબંધી ! હિમુભાઇનાં આવ્યા પછી તેની કોમનાં માણસો ગામમાં નોકરી પામવા લાગ્યાં હતાં તે જાણીતી બીના હતી.

કોઈ દૂરનો સગો આવ્યો હોય તો તેને પણ હિમુભાઇ સહૃદયતાપૂર્વક બોલાવતા અને તેની સાથે વાતચીત કરતાં પોતાનું અધિકારપદ કોણ જાણે કેમ પણ, તદ્દન વિસરી જતા.

હિમુભાઇના સ્વભાવની વાતો સાંભળી તેનો નાતીલો તેને મળવા જ આવે નહિ એ ખરૂં; પણ તેને મળ્યા પછી તો તે માણસ હિમુભાઇ માટે પ્રશંસાના જ શબ્દો ઉચ્ચારી શકે તેવું હિમુભાઇનું તેની સાથેનું વર્તન રહેતું. પરંતુ ખાસ કામ ન હોય ત્યાં સુધી કોઇપણ માણસ તેમને મળવા જતું જ નહિ. અને છેલ્લાં કુતરા પ્રકરણ પછી તો હિમુભાઈ પાસે લગભગ કોઇ જતું નહિ.

ઓફીસનાં કામથી પરવારી હિમુભાઇ વાચનમાં પરોવાઇ જતા. ગામમાં પણ તે ભાગ્યે જ નીકળતા. ફરવા તો કયારે ય

જતા જ નહિ.

એક દિવસ હિમુભાઇના મશિયાઇ ભાઇ, જે એજંસીમાં સારા હોદ્દા પર હતા તેમનો પત્ર મળ્યો. તેમાં તા. ક. કરી ઉમેરેલ કે, 'ચિ. મુકુંદ ત્યાં આવેલ પણ તમને મળી શકયો નહિ.'

ભત્રીજો ગામમાં આવી મળ્યા વિના જતો રહ્યો તેથી હિમુભાઇને માઠું લાગ્યું, 'મુકુંદ મારા ગામમાં આવે અને મારે ત્યાં ઉતરે નહિ તે બહુ ખોટું કહેવાય; પણ તે મને મળ્યા વિના જ ચાલ્યો જાય તે તો તમે લખ્યું ન હોત તો માની જ ન શકાત.'

એ પત્રના જવાબમાં મુકુંદનો જ કાગળ આવ્યો કે, 'હું મારા એક મિત્ર સાથે તમારા ગામ પાસેથી પસાર થતો હતો ત્યારે મોટરમાં એક કુતરૂં આવી જવાથી અમને પોલીસે રોકયા. મિત્રને મોટરમાં રાખી હું તમને મળવા આવ્યો હતો પણ તમારા પટાવાળાએ મને ઘરમાં જ આવવા ન દીધો. મેં કહ્યું કે, 'હું સાહેબનો ભત્રીજો છું.' તોય તેણે મને અંદર જવા દેવાની ના પાડી- એટલે હું પાછો ચાલ્યો ગયો. કુતરાની બાબત તો મેં ચાર આના પોલીસને આપીને પતાવી દીધી.'

'કોઇને મારી પાસે ઘેર આવવા ન દેવો' એ હુકમનો આવો જડ અને બેહુદો અમલ થતો જોઇ હિમુભાઇને શરમ લાગી. ભત્રીજો ઘરમાં આવી ન શકયો તેથી તેમને પોતાની સખ્તાઇ પર ખીજ ચડી, પણ એટલી સખ્તાઇ રાખનારના અમલમાંય પોલીસ ગુનેગારને ચાર આના લઇ જતા કરી દે છે તે જાણી તેમને અનહદ નિરાશા થઇ.

તેમણે મુખ્ય પટાવાળાને બોલાવી હુકમ કરી દીધો કે,

'મારો સગો કોઇ પણ હોય તેને વિના વિલંબે ઘરમાં આવવા દેવો, શું સમજ્યો?'

'જી.' પટાવાળાએ કહ્યું.

'ગામના ખટપટિયાઓનું મારે ઘેર કામ નથી, પણ ખબરદાર! મારા કોઇ સગાને રોકયો છે તો! શું સમજ્યો?'

'જી.'

'જી, જી, શું કરે છે? કોઇ ભિખારી જેવો ય જો મારો સગો હોય તો તેને માટે મારાં બારણાં સદાય ઉઘાડાં છે. શું સમજ્યો?' સાહેબ ગુસ્સે થતા ત્યારે દરેક વાતને છેડે 'શું સમજ્યો?' કહેતા.

'જી, સાહેબ, ભલે! હવેથી દરેક આવનારને પૂછી જોઈશ.'

'હં...અને બીજા પટાવાળાને પણ કહી દેજે' કહી સાહેબ અંદર ગયા. ભત્રીજો મળ્યા વિના ગયો અને પછી કાગળમાં ટીખળ કર્યું તેનો રોષ હજી શમ્યો ન હતો.

*

ગામમાં એક કલબ હતી. સ્ટેટ તરફથી તેને કશી મદદ ન મળતી, પણ કયારેક ગોરા અમલદાર આવતા તેમને દેખાડવા કામ લાગતી હોવાથી સ્થાનિક અમલદારો તેના સભ્ય બની કે ગામના ગૃહસ્થો પાસેથી મદદ મેળવી આપી તેને નભાવતા.

બધા અમલદારોને તો તેના સભ્ય બનવું જ પડતું. દર માસે આપવા પડતા રૂપિયા બે કેટલાકને તો આકરા લાગતા, પણ થાણુદાર સાહેબ પોતે સભ્ય થવાનું કહેવડાવતા એટલે કોઈથી ના ન કહેવાતી.

કલબનો લાભ તો ગામના થોડા જુવાનો જ લેતા અને ટેનીસના સામાનનો, ભજિયાં, ચાનો, ખરચો ન રમતા સભ્યોના લવાજમમાંથી કાઢી જલસો કરતા.

હિમુભાઇ આવ્યા પછી કલબનો મંત્રી તેને મળી જ શકયો ન હતો. અને હિમુભાઇને ન મળાતું એટલે બીજા અમલદારો પણ માસિક લવાજમ આપવામાંથી છટકી જતા.

'થાણાદાર સાહેબને સભ્ય બનાવો પછી જ અમારાથી સભ્ય થવાય.' એ તેમની દલીલ હતી.

આવી પરિસ્થિતિમાં બન્યો મહાજન મંડળવાળો બનાવ! એટલે તો કલબના મંત્રીએ હિમુભાઇને મળવા જવાનો વિચાર કરવાનુંય બંધ કર્યું.

પણ ન રમતા સભ્યોનાં લવાજમ બંધ થવાથી કલબને ફટકો જબ્બર લાગ્યો. ભજિયાં–ચા બંધ કરવાં પડયાં તે તો ખરું જ, પણ તૂટી જાય ત્યાં સુધી દડા ચલાવવા છતાંય નવા દડા લેવાના પૈસા ખુટવા લાગ્યા.

પછી તો કલબના બધા રમતા સભ્યોએ દરરોજ કલબમાં બેઠા બેઠા હિમુભાઈની જ વાતો કરવામાં અને એની ખામીઓ વર્ણવવામાં આનંદ લેવાનું શરૂ કર્યું.

'અરે, યાર! ભત્રીજાને ઘરમાં ન આવવા દે એથી તો પછી હદ ને!' એક જણે કહ્યું.

'ના, ના, એ તો પટાવાળાની ભૂલ હતી. એ પછી તો એણે, 'મારા કોઈ પણ સગાને ન રોકવો'. એવો વટહુકમ આપી દીધો છે.' બીજાએ કહ્યું. તેની પાસે છેલ્લા તાર સમાચાર હતા.

'શું કહ્યું?' કલબના મંત્રીને એ સમાચારમાં રસ પડયો.

'હિમુભાઈનો કોઈ સગો હોય તો તે તેને મધરાતેય મળી શકે.'

'સાચે જ?' મંત્રી અફવા નહિ પણ પાકે પાયે ખબર જાણવા તત્પર હતો.

'હા, હા!'

'તો પછી બંદા આવતી કાલે જ તેમને મળી આવવાના!'

'કેમ કરીને?'

'જોજો ને!'

બીજે દિવસે સવારમાં મંત્રીએ હિમુભાઈને ઘેર જઈ તેના પટાવાળા સાથે કહેવરાવ્યું, 'જા, સાહેબને કહે કે આપનો જરા દૂરનો સાઢુ આપને મળવા આવેલ છે.'

પટાવાળો ગયો અને થોડીવારમાં પાછો આવી મંત્રીને હિમુભાઈ પાસે લઈ ગયો.

'આવો.' હિમુભાઈએ ભાવથી કહ્યું.

'નમસ્તે!' મંત્રીએ બે હાથ જોડી કહ્યું.

'બેસો!' હિમુભાઈએ સોફા બતાવતાં કહ્યું. હિમુભાઈ આવનારને ઓળખી ન શક્યા હોય તેમ એમના મુખ પરથી લાગતું હતું.

મંત્રી બેઠો.

'શું કરો છો હમણાં?" હિમુભાઈએ પૂછ્યું.

'જી, વિમાનું કામકાજ કરૂં છું.'

'એમ કે? ફાવે છે કે?'

'જી, હા. ઠીક છે. પણ આજે તો સ્પોર્ટીંગ કલબના સભ્યોએ આપને કલબના સભ્ય બનાવવા મને મોકલ્યો છે.' કહી મંત્રી અટક્યો, અને હિમુભાઈના મુખ પરના ભાવ તપાસવા લાગ્યો.

'શું લવાજમ છે ?' હિમુભાઇ સગાને ખાલી હાથે પાછો કાઢે તેવા ન હતા.

'માંસિક બે રૂપિયા.'

'સારૂં, લખો મારૂં નામ.' કહી હિમુભાઈએ ઉભા થઇ બે રૂપિયા લાવી આપ્યા, અને પૂછ્યું, 'તમે તેના મંત્રી છો કે?

'જી, હા.'

'બહુ સારૂં. આપણી કોમે હવે રમતગમતમાં રસ કેળવી સુદૃઢ શરીર બનાવવાની ખાસ જરૂર છે.' ન છૂટકે જ ઘર બહાર નીકળનાર થાણદાર સાહેબે રમતગમતની ખાસ હિમાયત કરી.

પછી તો ખૂબ વાતો થઇ અને મંત્રી ગયો ત્યારે હિમુભાઈ તેને મુકવા બારણા સુધી આવ્યા અને જતા મંત્રીને કલબનો રમવાનો સમય પૂછી લીધો.

'તેં તો ગજબ કરી ! હિમુભાઇને પણ મુંડયા. હેં !' સાંજે કલબમાં એક સભ્યે મંત્રીનો વાંસો થાબડતાં કહ્યું.

'સાહેબ સાથે તારે શું સગપણ નીકળ્યું ?' બીજાએ પૂછ્યું.

'તમને ખબર નથી?' મંત્રીએ સામું પૂછ્યુંઃ 'ના.'

'સાહેબ ને હું સાઢુ થઈએ.'

બધા હસ્યા. સાહેબ ને મંત્રી જુદી નાતના જ હતા.

'કઈ રીતે ?' ત્રીજાએ હસતાં પૂછ્યું.

'સાહેબનાં અને મારાં પત્નીનું નામ એક જ !' મંત્રીએ હસતાં કહ્યું. બધા ખડખડાટ હસી પડયા.

'એમ કે ? હિમુભાઇએ હસતાં પ્રવેશી કહ્યું. 'તમે ગયા ત્યારનો હું એ જ વિચાર કરી રહ્યો હતો અને તેથી જ મારે અત્યારે આવવું પડયું ને !' એક હિમુભાઈ જ હસતા હતા.

## ૭ રામો વાળંદ

**બ્રહ્માની** જ ભૂલ ને, કે રામાને વાળંદ કૂળમાં જન્મ આપ્યો? શી હતી તેનામાં વાળંદ તરીકેની લાયકાત? જૂના જમાનાનો એ પ્રતિનિધિ અમારા માટે તો નાનપણમાં ખૂબ ત્રાસરૂપ હતો. એને ભાર દઈ ને કહીએ કે 'મારે ઈંગ્લીશ બાલ કપાવવા છે' તોય ભૂંડા ભૂખ વાળ કાપી આપે. કાં તો બધેય એક સરખું જ કાપી આપે અથવા તો બધેથી વાળ કાપી આગળ વાળનું એવું ઝુમખું રાખે કે આપણે એ કાકરચોટીથી શરમાઈને મરી જઈએ. ગમે તેટલું સમજાવ્યા છતાં ય રામાને ચડઉતર વાળ કાપતાં તો આવડે જ નહિ. અને નિશાળમાં બીજા છોકરા સુંદર સફાઈદાર વાળ ઓળીને આવ્યા હોય ત્યારે આપણા કઢંગા વાળ પર અને ખાસ તો એવા વાળ કાપનાર પર ચીડ ચડયા વિના રહે?

અમે–હું ને ભનુભાઈ–વાળ કપાવવાનો દિવસ દૂર ને દૂર ઠેલ્યા જઈએ. એ દિવસ અમારે મન કતલની રાત સમો હતો. એક તો માંડમાંડ જરા સારા દેખાઈએ તેટલા વાળ થયા હોય, તે કપાવવાનો પ્રશ્ન આવે; અને બીજું, એ વાળ કપાવતાં રામાના બાબા આદમ વારીના જૂનવાણી સંચામાં એક એક વાળ તણાઇ તણાઇને તૂટતો હોય તેવું દર્દ થાય;

એટલે આંખમાં આંસુ આવ્યા વિના રહે જ નહિ.

રામાના સંચામાં વાળ તણાતાં જે દર્દ થતું તે અનુભવતાં હું ને ભનુભાઈ હંમેશ વિચાર કરતા કે 'આપણે ભૂલે ચૂકે પણ જૈનના સાધુ ન થવું.'

રામાના ત્રાસમાંથી છટકવા અમે ગમે તેટલા પ્રયત્ન કરીએ, પરંતુ અમારા દાદા અમને છટકવા ન દેતા.

'છોકરાઓ! વાળ કપાવી લો.' દાદાનો હૂકમ છૂટતો અને અમે ક્રુષ્ય નયને રામા તરફ જોઇ રહેતા. રામો અમારો મનોભાવ સમજતો અને કહેતો, 'આ વખતે વાળ જરાય નહિ તણાય. જુઓ, સંચામાં તેલ પૂર્યું છે!'

'પણ તમે વાળ બગાડી નાખો છો ને!' અમે દાદાથી બીતાં બીતાં અમારો વિરોધ જાહેર કરતા. 'આ વખતે સરસ વાળ કાપી દઇશ.' રામો કહેતો.

'તમને સરસ વાળ કાપતાં આવડે છે જ ક્યાં? નટવર કેવા સરસ વાળ કપાવે છે?'

'આ વખતે નટવર કરતાં ય સારા વાળ કાપી દઉં તો? કહી રામો અમારાં માથાં પર તેનો પુરાણો પ્રયોગ આદરી દેતો, અને અમે દાદાની ધાકે નીચી મુંડીએ સજળ નયને બેસી રહેતા.

પણ રામાનો આ ત્રાસ અમારા પર જ હતો એવું કંઇ નથી. ખુદ દાદાની દાઢી બનાવતાંય તે બે-ત્રણ જગ્યાએ દાઢી નાખતો.

દાદા ચીડાઈ જઇ કહેતા, 'રામલા, તને ઘરડો થયો તો ય હજામત કરતાં ન આવડી!'

રામો મુંગે મોઢે ઠપકો સાંભળી રહેતો.

'તારો હાથ તો જાણે વજરનો ઘડયો છે. ઘરડ...ઘરડ...

મંડયો છે ઘસડવા ! ' દાદા રામાના ભાંગલા અરીસામાં ચીરા પડેલ જગ્યાએ હાથ ફેરવતાં કહેતા.

રામો દાદાને કશો જવાબ ન દેતો.

અમે રામા પર થતા શબ્દ પ્રહારથી અત્યંત ખુશી થતા અને આશા રાખતા કે ' હવે આપણે રામાની ચૂડમાંથી છૂટશું.'

પરંતુ રામો તો દર પાળીએ નિયમિત ઉભો જ હોય !

અને દાદા પણ ગઈ પાળીની વાત વિસારી નવેસરથી ઠપકો દેવા તૈયાર બની રામા પાસે જ હજામત કરાવવા બેસતા.

ઘણો વિચાર કરવા છતાં ય દાદાને રામાનું એવું શું આકર્ષણ હશે તે અમે સમજી ન શકતા. રામાનો ભારે હાથ, તેનું સ્થુળ શરીર, અને તેનો હજામતનો જુનવાણી સરંજામ કોઇ પણ દૃષ્ટિએ આકર્ષક ન જ ગણાય.

સામાન્ય રીતે રામો ઘણો વાચાળ હતો, પણ દાદા પાસે તો તે ઘણું થોડું બોલતો.

' હેં, બાપુજી ! જીવ શિવ થઈ શકે ખરો ?' રામો હજામત કરી લીધા પછી કયારેક દાદાને પૂછતો.

અને દાદા રામાને જીવ અને શિવની વાતો સમજાવતાં એવા તો તલ્લીન થઈ જતા કે તેમને નાવા માટે તૈયાર કરેલ ગરમ પાણી ઠરીને પીવા લાયક બની જતું, તેનો ય ખ્યાલ ન રહેતો.

પહેલાં તો અમે એમ માનતા હતા કે રામો દાદાજી પાસે જીવ-શિવની વાતો કરી પોતાની ઘરાકી સાચવવાની ચાલાકી કરે છે; પરંતુ અમને જ્યારે ખબર પડી કે રામો જીવ-શિવની વાતો સાંભળવા સમજવા સ્વામી આત્માનંદજીનો હજામ વિના મૂલ્યે બન્યો હતો, ત્યારે અમારે અમારો અભિપ્રાય

ફેરવવો પડેલ.

તત્ત્વજ્ઞાનના ગહન વિષયોમાં રસ લેતો રામો અમારે મન તો મશ્કરીનું જ પાત્ર હતો. ચોથી અંગ્રેજી ભણતા અને 'गम् गच्छ् to go (જવું)' એટલું ભારે સંસ્કૃતનું જ્ઞાન ધરાવતા હું ને ભનુભાઈ રામા પાસે સંસ્કૃત શ્લોકો બોલાવતા અને તેનું ટીખળ કરતા. 'मनुष्य रूपेण मरगा श्चरन्ति' એમ રામો બોલે તેનું અમે 'मरघा चरन्ति' કરી ખૂબ હસતા.

હાઈસ્કૂલમાં પહોંચ્યા પછી અમારે રામા પાસે વાળ કપાવવા પડતા ત્યારે તો ખૂબ જ ત્રાસ થઈ જતો. વર્ગના બીજા વિદ્યાર્થીઓ અપ-ટુ-ડેટ બનીને આવ્યા હોય ત્યારે અમે અમારી કાફરચોટીથી લજવાઈ મરતા. પણ જ્યાં સુધી દાદાનો રામા માટેનો મોહ ન છૂટે, ત્યાં સુધી કંઈ ઉપાય ન હતો.

દાદાને અમે ભંભેરવાનું શરૂ કર્યું. 'દાદા! રામો ગમે તેવાંની હજામત કરી આપણી હજામત કરે, તો આપણને ચેપ ન લાગે?' શાળામાં સ્વચ્છતાના પાઠમાં શીખેલ ચેપની વાતનો વ્યવહારૂ જીવનમાં આ અમારો પ્રથમ પ્રયોગ હતો. શાળામાં ભણાવાતી વસ્તુઓનો ઉપયોગ શું આમ જ થતો હશે? નિશાળનું ભણતર આપણા સ્વાર્થનું સમર્થન કરવામાં જ વાપરવું શું યોગ્ય હશે? પણ અમે તો યોગ્યાયોગ્યતાનો વિચાર કરવા થોભ્યા વિના રામાનું કાટલું કરવાનો પ્રયોગ આદરી દીધો હતો.

દાદાએ રામાને ચેપી રોગવાળાની હજામત ન કરવાનું કહ્યું અને અમારાં અગાધ આશ્ચર્ય વચ્ચે રામાએ ચામડીના રોગવાળાની હજામત ન કરવા પ્રતિજ્ઞા લીધી.

'રામાભાઈ! એમ હજામત કરવાનું બંધ કરશો તો

તમારી હજામતની આવક ઘટી નહિ જાય ? ' અમે રામાને ચડાવવા પ્રયત્ન કરી જોયો.

'ઘટી જશે. '

' તો પછી......? '

' તો પછી શું ? મારું પેટનું પૂરું નહિ થાય તો તમારે ત્યાં આવીને પેટ ભરી જઈશ. પણ બાપુજી કહેતા'તા તેમ એવા માણસની હજામત કરવાથી સાજાં માણુસ પણ માંદાં પડી જતાં હોય તો મારાથી એવું કેમ જ કરાય ? '

' તમારી ટેક અજબ છે!' અમે પણ તેના ત્યાગને વખાણ્યા વિના રહી શક્યા નહિ.

' હું તો તમારા વરણનો સેવક છું. તમારી સેવા સાચા દિલથી કરવી તે મારો ધર્મ. ઇશ્વર પાસે માગું છું કે હું ધર્મભ્રષ્ટ થાઉં તે પહેલાં મને મારી નાખે. '

રામાના શબ્દે શબ્દમાં સચ્ચાઈ ભરી હતી. તેને જવાબ દેવાની શક્તિ અમારામાં ન હતી ઘડીભર તો અમને આવા વફાદાર માણુસ વિરૂદ્ધ ખટપટ કરવા માટે અંતરમાં ઉદ્વેગ પણ થયો.

(૨)

સ્વામી દયાનંદ સરસ્વતીની શતાબ્દિ નિમિત્તે અમે બધાએ ટંકારા જવાનું નક્કી કર્યું હતું.

'રામા! આવતી પાળીએ તારે નથી આવવાનું.' દાદાએ હજામત કરાવતાં રામાને કહ્યું.

' કેમ ? ' રામાએ પૂછ્યું.

' અમે ટંકારા જઇએ છીએ. '

' કે દી' જાવ છો ? '

‘ બે દિવસ પછી ’

‘ કેટલું રોકાશો ? ’

‘ પાંચ–સાત દિવસ ?

‘ એ ય ભાઈ સાથે આવે છે ? ’

‘ હા.’

‘ બાપુજી ! ત્યાં શું છે ? ’ રામાએ કેટલીક વારે પૂછ્યું.

‘ સ્વામી દયાનંદને થયાં સો વર્ષ પૂરાં થાય છે, એટલે દેશભરમાંથી સારા સારા વિદ્વાનો અને સંન્યાસીઓ ત્યાં આવશે, અને.........’

‘ બાપુજી ! મને સાથે ન લઇ જાઓ ? ’ રામાએ કરગરતો હોય તેમ પૂછયું.

‘ એમાં તને રસ પડશે ? ’

‘ હા, બાપુજી ! આ વખતે તો તમારા તરફથી મને જાત્રા કરાવો. એવા સંન્યાસીઓનાં દર્શન કરીને પાવન થાઉં ! ’

રામાની આ વિનતિનું પરિણામ એ આવ્યું કે અમને મુસાફરીમાં જે બેક રૂપિયાની રકમ પરચુરણ ખર્ચ માટે વાપરવા મળવાની હતી તે બંધ થઇ, અને એ રીતે કરેલા બચાવમાંથી રામાનું રેલ્વે ભાડું ચૂકવાયું.

રામા પરનો અમારો રોષ વધ્યો; પણ દાદાની ઇચ્છાને માન આપ્યા વિના છૂટકો ન હતો.

પછી તો અમે દાદાજીના રામા માટેના પક્ષપાતનું કારણ શોધવા પ્રયાસ આદર્યો. હજામત કરવામાં આટલો ખરાબ હોવા છતાં દાદાજીને તેના તરફ પક્ષપાત કેમ હતો, તેનું નિરાકરણ કરવા મેં અને ભનુભાઇએ મહેનત આદરી.

આ વિષયમાં જેમ જેમ ઉંડા ઉતરતા ગયા, તેમ અમને

ખબર પડતી ગઈ કે રામો હજામ તરીકે જેટલો નાલાયક હતો, તેટલો જ માણસ તરીકે તે સજ્જન હતો, પ્રામાણિક હતો. પૈસાનો લાલચુ ન હતો. સબંધ ખાતર જાન આપે એવો હતો. ચારિત્ર્યનો ચોકખો હતો.

ભનુભાઈનાં બા – એટલે કે મારાં ફઈબા – વિધવા હતાં. તેમને વાળ કપાવવા હોય ત્યારે રામા સિવાય કોઈ ન આવી શકતું. અને નવાઈ ભરી રીતે રામો ફઈબા પાસેથી એક રાતી પાઈ પણ ન લેતો.

એક વખત ફઈબાએ મને કહેલ, 'છોકરા! વાળંદને બોલાવી લાવ તો!'

ફઈબા વાળંદનું નામ આપતાં ચૂકી ગયાં હતાં, એટલે હું તો રામાને બદલે કોઈ બીજાને જ બોલાવી લાવ્યો, પરંતુ ફઈબાએ એ વાળંદ પાસે વાળ કપાવ્યા નહિ, એટલું જ નહિ પણ મારે આખા ઘરનો ઠપકો સાંભળવો પડ્યો. આ વખતે મને ખ્યાલ આવ્યો કે અમારા ઘરમાં રામાનું સ્થાન ઘરની એક વ્યક્તિ જેવું છે.

(૩)

અમારે ત્યાં કંઈ પણ પ્રસંગ હોય ત્યારે રામાની હાજરી તો હોય જ. લગ્ન પ્રસંગે વર, જાનૈયા અને માંડવિયા જેમ અનિવાર્ય ગણાય તેમ રામો પણ અનિવાર્ય ગણાતો. વરે ખરે ફાનસ સાફ કરવાથી માંડીને તે રીસાઈ બેઠેલાં સગાંવ્હાલાંને જમવા બોલાવી લાવવા સુધીનું કામ રામાને સોંપી શકાતું.

પણ મને નથી સાંભરતું કે રામાએ ક્યારેય વધારે પૈસા લેવા માટે હઠ પકડી હોય. તેને જે કંઇ આપીએ, તે તે સહર્ષ સ્વીકારી લેતો.

અમારી બેનોનાં લગ્ન વખતે જાનનાં બધાં માણસો રામાની હજામતની અનાવડતથી ત્રાસી ઉઠેલાં; પણ હજામતમાં નાપાસ થએલ રામાએ પગચંપીમાં કમાલ કરેલ. સવારે રામા પર રોષે ભરાયલા જાનૈયાઓએ રાત્રે રામા ઉપર આફરીન પોકારેલ.

પણ રામાનું અમારા ઘરમાં સ્થાન વિશેષ કરીને તો તેની માંદાઓની માવજત કરવાની આવડતને અંગે ટકી રહ્યું હતું. માંદાં માટે રાતના ઉપરા ઉપર ઉજાગરા કરતાં રામાને કદી કંટાળો ન ઉપજતો.

દાદાજી માંદા પડ્યા ત્યારે ય રામો સવાર–સાંજ દાદાની પગચંપી કરવા આવતો. રાત્રે પણ બેસતો. દવા લાવવાનું કામ પણ તેને જ સોંપાયું હતું.

દાદાએ મરતાં મરતાં ય મારા પિતાને કહ્યું હતું કે 'રામો આપણા કુટુંબના માણસ જેવો જ ગણાવો જોઇએ. ઘણી-વાર મુશીબત વેળાએ એ જમણો હાથ થઈ ને ઉભો રહ્યો છે. એને નિભાવજો.'

મારા પિતાએ દાદાની અંતિમ ઇચ્છા ને બરાબર માન આપ્યું. અમે તો મોટા થયા હતા, અને મારા પિતા અમે રામા પાસે જ વાળ કપાવીએ એવો આગ્રહ રાખતા નહોતા, તેથી અમને રામા સામે હવે કશો વિરોધ ન હતો.

પણ અમને મારા નાનાભાઈ હર્ષદનાં વિચિત્ર વર્તનથી બહુ નવાઇ લાગતી. અમારે તો દાદાને ખુશ રાખવા ખાતર રામા પાસે હજામત કરાવવી પડતી. પણ હર્ષદને તો તેવું દબાણ કરે તેમ કોઇ ન હતું; છતાં ય તે રામા પાસે જ વાળ કપાવતો, અને રામો ગમે તેવા વાળ કાપી આપે તો ય તે ચલાવી લેતો.

વાળ કપાવવામાં હર્ષદ આવો બેદરકાર હતો. તેનો અર્થ એમ નહિ, કે તેને ટાપટીપ પસંદ ન હતી. ખાદી પહેરવા છતાં ય તે સુંદરમાં સુંદર સિલાઈ કરાવવાનો ખાસ આગ્રહ રાખતો. ભણવામાં તેનો નંબર પહેલો જ રહેતો. પરીક્ષા આપીને આવ્યા પછી તે 'શિક્ષક કેટલા ગુણ આપશે' ને 'કેટલા ગુણ કાપશે' તેનો જ હિસાબ કરતો અને તેને દરેક વિષયમાં ૯૦ ટકા ઉપર જ ગુણ મળતા.

હાઈસ્કૂલની ઘણીખરી પ્રવૃત્તિઓનું તે કેન્દ્ર હતો. કેટલાય વિદ્યાર્થીઓને તે શિખવતો. કસરતબાજ પણ ખરો !

બીજી બધી રીતે ચાલાક અને શોખીન હર્ષદને રામો કેમ પસંદ પડતો હશે તે અમારે મન મોટો કોયડો હતો; અને અમે તો ઘણી વખત હર્ષદની મશ્કરી પણ કરતા.

દિવાળીની રજા પર અમે કૉલેજમાંથી ઘેર આવ્યા હતા. અમે તો 'સેફ્ટી'નો જ આશરો લેતા એટલે હજામની અમારે જરૂર ન પડતી. એક દિવસ હર્ષદ રામા પાસે વાળ કપાવતાં વાતો કરતો હતો, તે હું ને ભનુભાઈ બાજુના ઓરડામાંથી સાંભળતા હતા. 'હેં, રામાભાઈ ! તમે દાદાને બહુ વહાલા હતા, કાં ?' હર્ષદે પૂછ્યું.

'ભાઈ ! મેં તો આ કુટુંબની સેવા માટે આખી જીંદગી આપી છે. ભાઈ પણ મને પાળે પોષે છે. હવે મારા દીકરાને તમે પાળજો.'

'એ હક તો મોટાભાઈનો ને ! હું તો નાનો છું.' હર્ષદે હસતાં કહ્યું.

'ભાઈ ! મોટાભાઈને હું નથી ગમતો. એમને ગમે ફેન્સી વાળ. મને એવું ન આવડે. પણ તેમાં મારો શો વાંક ? પાકે

ધડે કાંઠા ચડે ? હવે અમે તો નવું શીખી રહ્યા ! પણ મારા દીકરાને તો કોઇને ત્યાં નોકર રાખી બરાબર કામ શીખવી દઇશ. '

' તમારો દીકરો કેવડો છે ? '

' સાત વરસનો. '

' તમારે કેટલા દીકરા ? '

' એક જ. ચાર દીકરી ઉપર એક દીકરો છે. '

' રામાભાઇ! તમે કેટલા વરસથી અમારે ત્યાં આવો છો ? '

' તમારા બાપુજી તમારા જેવડા હતા તે દિવસથી. '

' ઓહો ! એ વાતને તો ઘણાં વરસ થયાં ! '

' મારી પેલી ઘરવાળીના મંદવાડમાં દાદાએ મને ખૂબ મદદ કરીતી. મારા કરમમાં નહિ એટલે એ ન જીવી, પણ હું દાદાનો ગુણ કેમ ભૂલું ? દાદાએ કાળી રાતે કામ ફરમાવ્યાં છે, ત્યારે ય ના નથી પાડી. તેમનો તો હું દાસ. ભાઇ પણ હજી મારું માન રાખે છે. હવે તમે માન રાખશો કે નહિ, તે નથી કહી શકતો. ' એક એક શબ્દ રામાના હૃદયનાં ઉંડાણમાંથી આવતો હતો. પછી તો રામો તેના જીવનના ઇતિહાસ પર ઉતરી પડ્યો. અને હર્ષદ શાન્ત રીતે તેને સાંભળી જ રહ્યો.

રામો ગયા પછી અમે હર્ષદની મશ્કરી આદરી; પણ એ છોકરો બડો ચાલાક હતો. અમારી મશ્કરીને તેણે એવા રૂપમાં ફેરવી નાખી કે અમે તેની ચાલાકી પર મુગ્ધ થઇ ગયા.

' મોટાભાઇ ! ' હર્ષદે કહ્યું. ' મને તો રામાભાઇનું હૃદય ગમે છે. '

' હજામત હૃદયથી નહિ, પણ હાથથી થાય છે. ' મેં

દલીલ કરી.

'પણ કોમળ હૃદયથી કઠોર હાથનો ઘા તરત જ રૂઝાઈ જાય ને ?'

'એ હશે; પણ તું દીપી બહુ ઊઠે છે, હો!'

'હું દીપવો જ જોઉં, કારણ કે હું એક માણસનાં હૃદયની કિંમત આંકી શકું છું.'

અમે હસ્યા.

હર્ષદ પણ હસ્યો. વાળ ખરાબ કપાયા બાબતનો જરા પણ શોક તેના મુખ પર ન હતો. અમે હસતા હતા, હર્ષદને ચીડવવા. એ હસતો હતો, હૃદયના સાચા ઉમળકાથી.

વેકેશન પૂરું થયું અને હુ ને ભનુભાઈ પાછા કૉલેજમાં ગયા. નવેમ્બર ગયો, અને ડિસેમ્બરની શરુઆતમાં ઘેરથી કાગળ આવ્યો કે 'હર્ષદને અણઉતાર તાવ આવે છે.'

અમે ઘેર આવી જોયું તો પાંચ દિવસનાં મંદવાડમાં હર્ષદનું રૂપ બદલાઈ ગયું હતું. મુખ પર સદાય રહેતું મીઠું સ્મિત ફિક્કું બની ગયું હતું. શરીર તદ્દન દુબળું પડી ગયું હતું. અનાજ ન લેવાયાથી નબળાઈ પણ ખૂબ આવી ગઈ હતી દસ્ત કબજ રહેતો હતો. ડૉક્ટરોએ 'ટાઇફોઇડ' તાવ હોવાનું કહ્યું હતું. 'ટાઇફોઈડ'નાં નામ માત્રે બધાનાં ગાત્ર શિથીલ થઇ ગયાં હતાં. ઘરનાં બધાં માણસનાં મોઢાં પર ચિંતાની વાદળી ફરી વળી હતી.

રામાના હૃદયની મહત્તાનો ખરો ખ્યાલ મને આ વખતે આવ્યો. તેણે હર્ષદની નબળી તબિયત જોતાં ગામમાં હજામત કરવા જવાનું બંધ કરી દીધું. રાત ને દિવસ તે હર્ષદની તહેનાતમાં ખડે પગે હાજર રહેવા લાગ્યો.

હર્ષદનો મંદવાડ તો વધતો જ ચાલ્યો. એકવીસમે દિવસે તેને 'ટાઈફોઈડ' સાથે 'ન્યુમોનિયા' લાગુ પડ્યો. ધીમી લવારી પણ શરુ થઈ. બકવાટમાં તે ગાંધીજી અને દેશની વાતો કરતો. સમાજવાદ અને ગાંધીવાદ પર બોલ્યાં કરતો. રામા સામે જોઈ રહી તેને હિંમત રાખવા કહેતો, અને બધાંની આંખ અશ્રુથી છલકાતી.

હર્ષદની દિવસ અને રાત સુશ્રુષા કરતાં રામો પોતે માંદો પડી ગયો. ડોકટરને રામાનું શરીર બતાવતાં તેમણે તેને આરામની જરૂર હોવાનું જણાવ્યું. મારા પિતાએ રામાને તેને ઘેર મોકલી આપ્યો.

ઘેર બેઠાં પણ રામો હર્ષદની ચિંતા કર્યા કરતો. જે કોઈ આવે તેને હર્ષદના સમાચાર પૂછતો. હું દરરોજ તેને માટે દવા લઈને જતો, ત્યારે મારી સાથે હર્ષદને જોવા આવવા તે તૈયાર થઈ જતો. હું મહામુશીબતે તેને સમજાવતો. ત્રણ દિવસ સુધી તો તેણે મારી વાત માની, પણ ચોથે દિવસ તો તે મારી સાથે જ આવ્યો. તેને તાવ તો ઉતરી ગયો હતો, પણ અશક્તિ બહુ હતી. હર્ષદની સ્થિતિ તો ગંભીર બની ગઇ હતી. રામાએ તો હર્ષદની પાસે રોકાવાની હઠ પકડી. પણ મારા પિતાએ તેને સમજાવીને ઘેર મોકલ્યો. ઘણીવારે રામાને પણ પ્રસંગની ગંભીરતા સમજાઈ. ઘેર જતાં તે બોલ્યો, 'મારો જીવ દીધે જો હર્ષદભાઈ બચતા હોય......'

એ ગયો પરંતુ બીજે દિવસે અમે રામાના મૃત્યુના આઘાતજનક સમાચાર સાંભળ્યા. હર્ષદ તો એ પછી ત્રણ દિવસે ગયો.

અમારું જીવન ભરી રહેલ હર્ષદનો ઘા તો જીવનની

પળેપળ સાંભરે જઃ પરંતુ જૂનવાણી ખાનદાની અને ખમીરના પ્રતિનિધિ સમા રામાનું સ્મરણે ય હર્ષદની જેમ ચિરંજીવ બન્યું.

## ૮ અમુ–પારકી છઠ્ઠીનો જાગતલ

એનું નામ તો અમૃતલાલ. પણ માબાપ વિનાના છોકરાને એવડે લાંબે નામે બોલાવવાનું કોને પરવડે? બધી વાતમાં લઘુતા અને શીઘ્રતા શોધતી દુનિયાએ તેના નામનું ટૂંકું રૂપ 'અમુ' શોધી કાઢ્યું હતું. અમૃતલાલ 'અમુ'ના નામથી જ જાણીતો બન્યો હતો.

અમુ બહુ મહત્ત્વની વ્યક્તિ હતી. ધન સંચય તેની પાસે ન હતો: યુનિવર્સિટીની કોઈ ઉપાધી પણ તેણે મેળવી ન હતી. તો પણ અમુનું સ્થાન તેના ગામમાં વિશિષ્ટ હતું–સંપૂર્ણ ખાદીધારી ન હોવા છતાં અમુ ઘણો સાદો માણસ હતો. રાષ્ટ્રની હાકલે કોઈ વખત જેલમાં ન ગયેલ હોવા છતાં ય તેણે સેવા ધર્મ સ્વીકાર્યો હતો. તે ચુસ્ત શિવ ભક્ત હોવા છતાં ભક્તિએ તેની માનવતાને નહોતી આવરી લીધી. સાદો, સેવાભાવી અને મીઠો અમુ ગામ લોકનો માનીતો હતો.

બચપણમાં માતાપિતા ગુમાવી મામા–માશી–ફઈને ત્યાં ટીપાતો-ટીપાતો અમુ મોટો થયો હતો. ભણવાનું તેના ભાગ્યમાં ઝાઝું નહોતું આવ્યું, પરંતુ આશ્રિત તરીકે ઉછરેલ અમુ એક વાત તો બરાબર સમજી ગયો હતો કે, નિરાધાર માણસે જીવન ક્ષેત્રમાં પોતાનો માર્ગ કરવા જગતની સેવા

કરવા તત્પર રહેવું જોઇએ. શું મામાને ત્યાં કે શું ફઈને ત્યાં, કયારેક મુરબ્બીઓના પગ દાબી, કયારેક તેમનાં નાનાં બાળકોને કલાકો સુધી કાંખમાં ફેરવી, કયારેક મુરબ્બીનાં ફરમાન વિનાય વાસણ માંજવા લાગી પડી, કયારેક ખાંડવા ભરડવા જેવાં કામ પણ કરી નાખી તેણે પોતાનો પગ ટકાવી રાખ્યો હતો.

પરંતુ આટલું કામ કરવા છતાંય જ્યારે મામા દાળ તીખી થવા બદલ મામીને ઠપકો આપતા ત્યારે મામી તો અમુને લટપટાવીને જ પોતાનો રોષ શમાવતાં. નાનકડો અમુ માર પડતો ત્યારે મહાદેવને યાદ કરતો. મનમાં શિવની સ્તુતિ કરતો અને મામીને ગાળ પણ દેતો. અમુમાં એક ગુણ હતો– કે તે તેને પડેલ મારની ફરિયાદ એક શંકર સિવાય બીજા કોઈ ને ય કરતો નહિ. શંકર દર વખતે તેની વહારે ધાતા એમ તેનું માનવું હતું.

અમુ જ્યાં રહેતો ત્યાં જરાય ભારે ન પડતો. એમાં ય જો વરો–ખરો કે મંદવાડ હોય તો તો અમુની ઉપયોગિતા અનેક ગણી વધી જતી. આવે પ્રસંગે અમુ પગ વાળીને બેસતો જ નહિ. આ કારણે જ અમુને જ્યાં જરૂર પડે ત્યાં ખાસ બોલાવવામાં આવતો.

× ×

આમ ઘેર ઘેર ફરતો અમુ સેવા ધર્મની દીક્ષા પામ્યો એ ખરું, પણ પદ્ધતિસર ભણવાનું તો તેને ફાળે ન જ આવ્યું. કામ ચલાઉ વાચન–લેખન અને હિસાબ–કિતાબ તેણે શીખી લીધાં હતાં. અમુમાં બુદ્ધિ હતી. નિશાળે ન જવા છતાં ય જો તેને સગવડ મળી હોત તો તે ઘણું શીખી શકત, પણ

સુરબ્બીઓની સુશ્રુષામાં ગૂંચવાયેલ રહેતો અમુ વાચનને માટે ફાજલ સમય મેળવી શકતો જ નહિ. સાવરણી સાચવવાને ટેવાયલા કે સર્જાયલા અમુના હાથમાં પુસ્તક ભળે જ નહિ એમ તેના વડિલોનું માનવું હતું.

અમુનો શોખ, આનંદ, નિવૃત્તિ કે જે કંઈ ગણો તે શિવભક્તિમાં સમાઈ જતું. પૂજા કરતાં તેને કોઈ રોકતું નહિ.

× ×

અમુ પંદરેક વર્ષનો થયો ત્યારે તેનામાં આત્મભાન પ્રગટયું. મૂછોનો દોરો ફૂટવા સાથે તેનામાં થોડું સ્વમાન પણ પ્રગટયું. અમુને નિભાવતાં લોકો કોઈ ધર્માદો કરી રહ્યાં હોય તેવું વર્તન રાખતાં–તે સામે અત્યાર સુધી અમુને કંઇ કહેવા જેવું ન લાગતું. તેના મામા ફઈનાં છોકરાંના ઉતરેલ કપડાં પહેરવા મળતા કે તેમનું અન્ન ખાવાનું મળતું તોય અત્યાર સુધી તે ચલાવી લેતો. હવે તેની પોતાની જાતની ઉપયોગિતા સમજાવા લાગી. તેને પાળનારાં માત્ર સંબંધને ખાતર કે દયાને ખાતર તેને નહોતાં પાળતાં; અમુ પાસેથી એક નોકર કરતાં ય વિશેષ કામ કરાવી શકાતું–એટલે જ બધાં તેને નભાવતાં. પોતે વગર પૈસે મફતના નોકર જેમ કામ કરે તે સામે અમુને ખાસ વાંધો ન હતો, પણ એટલું કામ કરવા છતાં ય તેના પ્રત્યે ભિખારી જેવું વર્તન દાખવવામાં આવતું જોઈને તેનો અંતરાત્મા કકળી ઊઠતો.

× ×

'મામી ! મને આઠ આના આપો ને ?' એક વખત અમુએ મામીને બહુ આનંદમાં જોઈ માગણી કરી.

મામીના ભાઈને 'ટાઈફોઇડ' થયો હતો. તેની ચાકરીમાં

અમુએ તનતોડ મહેનત કરી હતી અને પરિણામે એ ભાઈને આરામ થતો આવતો હતો...આવા સંજોગોમાં મામો પાસે થોડા પૈસા માગ્યા હોય તો તે આપે જ, એમ અમુનું માનવું હતું.

'શું કામ છે, ભાઈ?' મામીએ પૂછ્યું.

'મારે જોઈએ છે.'

'પૈસા હું તને આપીશ, પણ તારે પૈસાનું શું કરવું છે એ તો મને કહેવું જોઈએ ને?'

'મારે કંઈક લેવું છે.' અમુ અચકાતો અચકાતો બોલ્યો.

'શું લેવું છે?'

અમુ શરમાઈ ને ઊભો રહ્યો: કંઈ બોલી ન શક્યો.

'મારાથી શા માટે શરમાય છે?'

'મારે થોડું કાપડ લેવું છે.'

'કાપડને શું કરવું છે?'

'ખમીસ કરાવવું છે.'

'ખમીસ કરાવવામાં નકામા પૈસા નથી બગાડવા. આઠ આના જોઈતા હોય તો આપું, પણ ખમીસ તો હું તને મારા ભાઈનું આપીશ. એમ નકામાં પૈસા ન ઉડાવી નાખીએ—'

'મને કોઈનું ઊતરેલું કપડું પહેરવું નથી ગમતું.' અમુથી બોલાઈ ગયું.

'શું બોલ્યો?' મામી તાડૂકી 'માકડને મોં આવ્યું કે?'

અમુ ડઘાઈ ગયો.

'આવો ભૂખબરો ક્યાંથી શીખી આવ્યો? કોણે તને ચડાવ્યો છે? આ તો તને રાંક જાણીને ઘરમાં રાખ્યો છે.

આવો મિજાજ રાખીશ તો કાઢી મૂકીશ ઘરની બહાર !'
મામીનું પ્રવચન ચાલુ થયું.

અમુ શાન્ત થઇ ગયો, પણ મામીની જોહુકમી જોઈ તેનાં અંતરમાં ગુસ્સો આવ્યો જ.

મામીના ભાઈએ પથારીમાં પડ્યાં પડયાં મામી ભાણેજની તકરાર સાંભળી હતી. તેણે અમુને બોલાવી પોતાનું એક નવું જ ખમીસ આપ્યું. મામીએ અમુ પ્રત્યેની આવી ઉદાર વર્તણુક સામે 'છોકરો ફાટશે હો !' કહી પોતાનો વિરોધ તો દર્શાવ્યો જ; પરંતુ તેનું ચાલ્યું નહિ.

પછી તો આવા પ્રસંગ વારંવાર બનવા લાગ્યા. કામથી ન કંટાળતો અમુ વારંવાર થતી માનહાનીથી કંટાળી ગયો.

'હું શા માટે મામાને ત્યાં પડયો છું ?' અમુએ વિચાર્યું. 'પેટ ભરવા ? પેટ તો મજુરી કરીને ય ભરી શકાશ. પણ મજુરી કરી પેટ ભરનારને માનહાની તો ન જ સહેવી પડે ને !'

× × ×

આમ કંટાળેલો અમુ એક દિવસ મામાનું ઘર ત્યજી જતો રહ્યો. તેણે એક વેપારીને ત્યાં નોકરી નોંધાવી દીધી. ગામમાં આઠ આનાના ભાડાની નાની ઓરડી ભાડે રાખી અને પોતાનું સ્વતંત્ર ઘર શરુ કર્યું.

એ પછી ત્રણેક દિવસે અમુને તેના મામા રસ્તામાં ભેગા થઈ ગયા.

'એલા ! ઘેરથી કેમ ભાગી ગયો ?' તેમણે પૂછયું.

'મેં નોકરી શોધી લીધી.'

'કેમ ? મારે ત્યાં ન ફાવ્યું ?'

'આખી જીંદગી કાંઈ તમારા પર ભારરૂપ થવાય ?'

'એટલે અમે આટલા દિવસ સુધી તને પાળ્યો એ બધું તો પાણીમાં ગયું ને?'

'હું એમ ક્યાં કહું છું? તમારે માટે તો ચામડીના જોડા કરાવું તો ય ઓછું છે. પણ હવે હું મોટો થયો એટલે મારે કાંઈ ધંધો શોધવો જ જોઈએ ને?'

'ઠીક, ભાઈ! ઠીક. હવે તમે છોકરાં ડાહ્યાં થયાં! ધંધો શોધવો' તો, તો મને તો પૂછવું' તું! હું તને યોગ્ય 'લાઈન' ગોતી દેત.'

'મને હાલની નોકરી ફાવે છે.'

વાર્તાલાપ બંધ પડચો. મામા ગુસ્સે થતા ચાલ્યા ગયા.

× × ×

પંદર વર્ષની ઉંમરે અમુ નોકરીમાં જોડાયો હતો–પેટ ભરવાને કાજે. નોકરીનાં કામમાંથી તેને જીવન ભરી દે તેવું કશું તત્ત્વ ન લાધતું. તેની શિવભક્તિ તો ચાલુ જ હતી. પણ સગાંને ઘેર રહેવાનું બંધ કર્યાં પછી અમુને કોઈની સેવા કરવાનું ન મળતું. સેવા તેના જીવન સાથે જ વણાઈ ગઈ હતી.

તેણે ધાર્યું હોત તો તે શેઠની ખુશામત–સેવા કરી વધારે પગાર મેળવી શકત–જો કે અમુએ પોતાનાં કામથી શેઠને ખુશ કરી પગાર વધારો મેળવ્યો જ હતો–પણ તેણે તો પોતાની સેવાનું ક્ષેત્ર વિસ્તૃત કરી દીધું.

પહેલાં તો અમુએ જ્ઞાતિ સેવાથી જ શરૂઆત કરી. નાતના જમણવારોમાં અમુ જ રસોઈની જવાબદારી લેતો. કોઈનાં ય મરણમાં અગ્નિસંસ્કારની બધી વિધિ અમુ જ કરતો. આમ કરવામાં અમુનાં હૃદયમાં ઊંડે ઊંડે એક આશા હતી. નિરાધાર અમુ જો નાતની નજરમાં આવી જાય અને તેનું સગપણ થઈ

જાય તો તેનું વાંઢા–મેણું ટળે.

આવી રીતે અમુએ પરણવાના એકથી વિશેષ પ્રયત્ન કરી જોયા. સગા વહાલાંઓને તેણે પ્રાર્થ્યાં. શેઠને પણ પૈસાની મદદ કરાવા વિનવ્યા. ભાવી શ્વસુરોનીય ખિજમત ઉઠાવી, છતાં તેનો મેળ ન મળ્યો. અમુની સેવા સ્વીકારવા સહુ તૈયાર હોવા છતાં તેને દીકરી દેવા કોઈ ઉત્સુકતા ન દર્શાવતું. આમ લગ્ન બજારના સોદા વારંવાર નિષ્ફળ જવાથી અમુને લગ્ન પ્રત્યે જ નફરત ઉભી થઈ. અને તેણે પરણવાનો વિચાર જ પડતો મૂક્યો–બલ્કે–મૂકવો પડ્યો.

× × ×

લગ્નના વિચાર વમળમાંથી નિવૃત્ત થએલ અમુએ પોતાનું સેવાક્ષેત્ર વિસ્તૃત કર્યું. હવે તો તેણે ગામનાં દીન–દુખિયાંની સેવા આદરી. કોઈ માંદુ હોય તેને દવા લાવી આપવી, રાત્રે તેને ત્યાં જાગરણ કરી દર્દીનાં પગ–માથું દાબવાં; કોઈ એકલિયું મરી ગયું હોય, તેના અંતિમ સંસ્કાર પતાવી દેવા; કોઈ નિરાધાર, અપંગને ત્યાં મહાજન કે કોઈ શ્રીમંત તરફથી દાણા નખાવી દેવા; એવાં એવાં કામથી તેણે પોતાનું જીવન ભરી દીધું.

પરંતુ આ સેવા ભાવનાનું ઉદ્ભવસ્થાન તો તેની શિવ–ભક્તિ જ હતી. નાનપણથી જ તેનામાં ધાર્મિક સંસ્કાર દૃઢ થયા હતા. પૂજા કરવાને બહાને તેને બચપણમાં મજુરીમાંથા છૂટી મળતી, એટલે તે દરરોજ પૂજા કરતો. પણ વર્ષો વીતતાં ગયાં તેમ તેની શિવભક્તિ વધારે દૃઢ થતી ગઈ હતી. શિવપૂજા જ તેનાં એકાકી જીવનનો આધ્યાત્મિક આધાર હતી.

ઘણા જુવાનો લગ્નબજારમાં બરાબર ગોઠવાઈ ન શક-

વાને કારણે વેશ્યાવૃત્તિ તરફ વળે છે. અમુ પણ એ રીતે અસંતુષ્ટ હતો, છતાંય તેની ચારિત્ર્યભાવના ન ડગવાનું કારણ તો તેની ભક્તિ જ. અને આવી ભક્તિનું મૂર્ત સ્વરૂપ તે દરિદ્રી અને દુઃખીની સેવા!

અમુના હૃદયમાં રહેલ ભક્તિભાવે તેને અધઃપતનને પંથે જતો બચાવ્યો હતો; એટલું જ નહિ પણ તેની માનવતામાં ય ઓર ઉમેરો કર્યો હતો.

× × ×

સવારમાં પૂજાપાઠ કરી અમુ માંદાઓની ખબર કાઢવા નીકળી પડતો. એમ એક કલાક ફર્યા પછી તે દુકાને જતો. દુકાને હોય એટલો વખત અમુ દુકાન સિવાયનાં કોઈ કામ પર ચિત્ત ન લગાડતો. પણ એક વખત હોસ્પીટલના નોકરે તેની દુકાને આવી કહ્યું, 'બહાર ગામનો કોઈ ડોસો દવાખાનામાં મરી ગયો છે.' ગામના બધા લોકો જાણતા થઈ ગયા હતા કે પારકી છઠ્ઠીનો જાગતલ જો કોઈ હોય તો તે અમુ!

'તે શું છે?' શેઠે વચ્ચે જ પૂછ્યું.

'બ્રાહ્મણ છે.' નોકરે કહ્યું.

'હા, પણ તેનું શું છે?' શેઠે ફરી પૂછ્યું. બેઅદબી ન કરવાને ખાતર અમુ ચૂપ રહ્યો.

'અમુ તેની ક્રિયા કરવા આવે તો બાપડાનો દેહ ન વટલાય.' નોકરે કહ્યું.

'પછી દુકાનનું કામ કોણ કરશે?' શેઠે પૂછ્યું.

'તો મારે...' નોકર બોલ્યો.

'શેઠ! દુકાનનું કામ હું રાત રોકાઈને ય પૂરું કરીશ, પણ બ્રાહ્મણનો દેહ રઝળવા દેવાય?' અમુથી બોલ્યા વિના

ન રહેવાયું.

શેઠની નામરજી છતાં અમુ તો ગયો. નોકરી તેના સેવા કાર્યમાં આડે આવે એ અમુથી કેમ સહેવાય ?

અમુ બ્રાહ્મણના શબને બાળી પાછો આવ્યો, ત્યારે શેઠે 'સુદર્શન'નો ફાકડો માર્યા જેવું મોઢું કરી કહ્યું, 'અમુ ! મને આવા ધાંધિયા નહિ પોસાય !'

'જી !' અમુ નમ્રતાપૂર્વક ઊભો રહ્યો.

'તું આમ રઝળ્યા કરે તેનો હું તને પગાર નથી આપતો.'

'શેઠ સાહેબ ! એ કામ કરવા બદલ આપ મને બે રૂપિયા ઓછો પગાર આપો તો મારો કંઈ વિરોધ નથી; બાકી મારાથી એવાં કામમાં ના તો નથી કહેવાતી.'

એમ અમુનો પગાર ઘટ્યો.

પછી તો શેઠને લહેર થઈ ગઈ. બીજા નોકરોની નોકરીનાં વર્ષ વધ્યે તેમનો પગાર વધતો હતો, પણ અમુની નોકરીનાં વર્ષ વધવા છતાં તેનો પગાર ઘટતો હતો. અમુ શાન્તિપૂર્વક પગાર–કાપ સહ્યે જતો હતો.

× × ×

એક દિવસ કોઈ ડોશીની દવા લેવા જતાં અમુને દુકાને આવવામાં માત્ર પા કલાક જ મોડું થયું હતું, તો ય શેઠ તાડુકી ઊઠયા, 'અમુ ! તારી આવી બેદરકારી હવે હું નહિ ચલાવી લઉં. આ છેલ્લી વખત માત્ર આઠ આના પગાર કાપી જતો કરૂં છું. હવે એવું થશે તો ઘેર બેસાડીશ.'

'શેઠ સાહેબ ! મારે ઘેર જ બેસવું છે.'

'શું બોલ્યો ?'

'આપે મારો પગાર કાપવામાં પાછું વાળી જોયું જ નથી.

મારાથીય સેવાનું કામ પડતું મૂકાતું નથી. બહેતર છે કે હું એ ય બગાડવા કરતાં આપની નોકરી જ મૂકી દઉં !'

'નોકરી મૂકી દઈશ, તો ખુવાર મળી જઈશ.' શેઠ અમુની ઉપયોગિતા સમજતા હતા.

'આપ પગાર કાપવાનું બંધ કરતા હો તો મારે નોકરી મૂકવાનું કોઈ કારણ નથી.'

'એલા ! દાદાગીરી ? તને કાંઈ કહેવાય નહિ, એમ ? કાલ નોકરી મૂકતો હો તો આજ મૂકી દે ! અમને તું નહિ, તો તારા ભાઈ હજાર મળી રહેશે.' શેઠનો મિજાજ ચડતો ગયો.

'હું આપને બીજું કાંઈ કહું છું ? મારો પગાર આપી દો, એટલે હું અત્યારે જ છુટ્ટો થઈ જઉં.' અમુ શાન્તિપૂર્વક બોલ્યો.

× × ×

શેઠે ખીજમાં ને ખીજમાં પૈસા ગણી આપ્યા. અમુ તે લઈને ચાલતો થયો. વટમાં ને વટમાં શેઠે પગાર તો ચૂકવી આપ્યો, પણ અમુ ગયા પછી તેને સારો ગુમાસ્તો ગુમાવ્યાનો અફસોસ તો થયો જ.

અમુને છુટ્ટો થયેલ જાણી અન્ય વેપારીઓએ તેને પોતાને ત્યાં રાખવા પ્રયત્ન કરી જોયા. પણ અમુએ તો બધાને એક જ જવાબ દીધો : 'હમણાં મારે બીજી નોકરી નથી કરવી. પછી જોઈશ.'

'બહુ મુશ્કેલી પડશે.' વેપારીઓ કહેતા.

'મારો વાલોજી બધું સંભાળશે.' અમુનો જવાબ હતો.

અમુએ બીજી નોકરી લેવાની ના કહી, એટલે લોકોએ તેના મૂળ શેઠ પર જ દબાણ કર્યું. અમુ તો ગામનો સેવક હતો. જ્યાં ક્યાંયભીડ હોય ત્યાં તે જાતને ભોગે ય ઊભો રહેતો.

લોકો તેને કંઈ આપી ન શકતાં. પણ એ બધાનો પ્રેમ તો અમુ જરૂર મેળવી શકયો હતો.

રેલ સંકટ વખતે જીવને જોખમેય અમુએ કુડીબંધ લોકોને પાણીમાંથી કાઢયાં હતાં. જનસેવાનું કામ જોઈને અમુ આંધળિયાં કરીને જ પડતો. સમાજ પરની આફતને સમયે તે પોતાની સલામતીનો વિચાર કરવા કદી થોભતો નહિ, અને તેથી જ લોકો તેને ધૂની માનવા છતાં તેના પ્રત્યે મમતા રાખતાં.

ધંધા વિનાનો અમુ ગામ છોડી દેવાનો વિચાર કરે તો તેને કયું બંધન તેમ કરતાં રોકી શકે તેમ હતું? લોકોને અમુ ગુમાવવો પોસાય તેમ ન હતું. બધા તેને ગામમાં જ ઠેકાણે પાડવા તત્પર હતા.

અને અમુ ગયા પછી શેઠનેય અમુની જરૂરીયાત બરાબર સમજાઈ હતી. અમુના વખતમાં જે ઉઘરાણી પળવારમાં પતી જતી, તે બીજા ગુમાસ્તા દસ આંટા ખાય તોય ન પતતી. અમુ ગામનો લાડીલો હતો, તેને ધક્કા ખવડાવવાનું કોઈને મન જ ન થતું. તેને રુખસદ મળ્યા પછી તો લોકો અમસ્તાં લહેર ખાતર પણ ગુમાસ્તાને ધક્કા ખવડાવતા.

આમ શેઠ મુશીબત ભોગવી રહ્યા હતા ત્યાં જ શહેરના સંભાવિત ગૃહસ્થોએ શેઠને શરમાવવાનું શરૂ કર્યું, અને શેઠે પૂરી વાણિયાશાહી દેખાડી. આવેલ લોકોનાં માનને ખાતર જ હોય તેમ અમુને ઊલટા બે રૂપિયા પગાર વધારો આપી નોકરીમાં પાછો રાખી લીધો.

× × ×

આ પ્રસંગ પછી તરત જ અમુની મહત્તા બરાબર સમયજા

તેવો પ્રસંગ ઉપસ્થિત થયો. ગામમાં મરકી ફાટી નીકળી. ઉંદર પડવા લાગ્યા. શેઠિયાઓ બધા ગામ છોડી ગયા! આવે પ્રસંગે અમુ તો ગામ શેનો જ છોડે? તેણે તો મરકીમાં પીડાતાંની ચાકરી કરવાનું કામ આરંભી દીધું, દુકાનો બંધ કરી બહાર જઈ વસેલ શેઠિયાઓએ અમુને પોતાની દુકાનનું ધ્યાન રાખતા રહેવા બદલ થોડો થોડો પગાર બાંધી આપ્યો; અને અમુ મરકીમાં પીડાતાં ને મરતાંની ખબર કાઢતાં એ દુકાનોનું ધ્યાન રાખતો જતો. આ પગારમાંથી તો અમુ પાસે સારી એક રકમ જમા થઈ.

મરકી શાન્ત થઈ અને લોકો પાછાં ફર્યાં ત્યારે તેમણે અમુનો પાડ માન્યો. અમુનું સ્થાન સમાજમાં વધુ ઊંચું આવ્યું.

× × ×

પછી તો અમુ અને શેઠ વચ્ચે ક્યારે ય ખટરાગ થતો નહિ. અમુ શેઠના કામમાં વાંધો ન આવવા દેતો, અને શેઠ અમુને ક્યાંય જવા આવવા માટે ઠપકો ન દેતા, બંને એકમેકને બરાબર સમજી ગયા હતા.

અમુને જે દિવસે દુકાનના કામમાંથી પોતાનાં સેવાકાર્યમાં જવું પડતું, તે દિવસે તે રાત્રે વધારે રોકાઈને ય શેઠને સંતોષી દેતો.

અમુની સચ્ચાઈ તથા પ્રામાણિકતાની અસર શેઠ પર થયા વિના ન જ રહી. ધીમે ધીમે કરતાં શેઠની તેજુરીની ચાવી પણ અમુના હાથમાં સોંપાઈ.

એમ વર્ષો વીત્યાં.

× × ×

અમુ પ્રૌઢ થયો. જિંદગીની બધી કમાણી તે શેઠને ત્યાં

જ રાખતો. શેઠ તેને સારું વ્યાજ આપતા.

અમુના શેઠ પાછળનાં કેટલાંક વર્ષોથી પોતાના ધંધા ઉપરાંત સટ્ટો પણ કરતા. ઘણાં વર્ષો સુધી સટ્ટાના સોદા જોવા છતાં અમુ તેનાથી અલિપ્ત રહ્યો હતો. પરંતુ એક વર્ષ શેઠને સટ્ટામાં ત્રણ લાખ રૂપિયા રળતા જોઈ અમુનું મન પણ ડગ્યું.

'શેઠ! કોઈ વાર મારી રકમમાંથી થોડો સોદો ન કરી આપો?' અમુએ કહ્યું.

'જરૂર! આ વખતે તારો વારો. અજમાવી જોઉં તારું નશીબ!'

વાયદો પાકયો અને શેઠને ખૂબ જ લાભ મળ્યો. અમુના એક હજારના તેને દસ હજાર આપવા પડે તેટલો નફો હતો. શેઠનું મન ચળી ગયું.

'શેઠ! મારે ભાગે શું આવ્યું?' અમુએ પૂછ્યું.

'શેમાં?'

'આ વખતના વાયદામાં.'

'હા!' શેઠે મોઢું ફાડી રાખી કહ્યું, 'આ વખતે તારા પૈસાથી સોદો કરવાનું હું ભૂલી જ ગયો. ખેર! આવતી વખતે તારો વારો!'

અમુ સ્તબ્ધ થઈ ગયો. શેઠની દાનત બગડી, એમ તે સમજી ગયો.

'ના, જી. હવે મારા પૈસા વાયદામાં ન મૂકશો.' અમુએ નમ્રતાથી કહ્યું.

'અરે! એવું તે હોય? આ વખતે ભૂલો ગયો. આવતી વખતે તને કમાવી દઈશ.'

'ના, જી. મારે નથી કમાવું. હવે કૃપા કરી મને એમાં ન સંડોવશો.'

અમુના અફસોસનો પાર ન રહ્યો : શા માટે તેણે સટ્ટો કરવાનો વિચાર કર્યો ? ક્યાં ગઈ તેની શિવભક્તિ ? પૈસા પાછળ તે ગાંડો બન્યો ? અરરર ! આ તેનું અધઃપતન ! હા ! ઈશ્વરે જ બચાવ્યો. આ દશ હજાર રૂપિયા મળી જાત તો પછી દીનની કે શિવની સેવા સાંભરતે ય ખરી ? પ્રભુ ! પ્રભુ ! હવે તો આ બધા પૈસા શિવાલયમાં જ ખરચી નાખું. બસ ! ભિખારી જ બનું ! પછી મનમાં ક્યારેય વિકાર નહિ જન્મે. ઈશ્વરે પોતાને ઉગારી લેવા માટે જ શેઠની દાનત બગાડી હોય એમ કેમ ન બને ?

એ પછી અમુને ઉઘરાણીનાં કામ પર બહારગામ જવાનું થયું. પંદર દિવસે એ પાછો આવ્યો ત્યારે શેઠને પોતે કરેલ વાયદામાં ખોટની ગંધ આવી ગઈ હતી. તેણે અમુને કહ્યું, 'જો, આ વખતે તારા પૈસા રોક્યા છે, હો !'

'જી, મેં આપને તેમ કરવા ના કહી છે.'

'કાલો થા મા ! તને પહેલી વખત માઠું લાગ્યું છે, એટલે તો આ વખતે તારા......'

'મારી આપને ચોકખી ના હતી.' અમુ વચ્ચે બોલી ઊઠ્યો.

× × ×

નુકશાન ગયું જ. અમુ બધું હારી બેઠો. પૈસા જવાથી તેને અફસોસ ન હતો, પણ શિવને અર્પણ કરેલ ધન કોઈથી ય વેડફી કેમ શકાય ?

શેઠને વીનવી જોયા. પણ શેઠ ન પીગળ્યા. અમુએ બીજા સંભાવિત માણસો મારફત પણ શેઠને કહેવડાવી જોયું.

'શેઠ ! શું છે, આ અમુની વાત ?' એક તટસ્થ ગૃહસ્થે શેઠને પૂછી જોયું.

'ભાઇ! ખુટામણુની વાત છે. રૂપિયા ગયા તેમાં હું શું કરૂં?'

'કંઈ તડજોડ થઈ શકે તેમ નથી?'

'કેવી રીતે તડજોડ કરવી?'

'કાંઈક તમે ઘસારો ખમો; કાંઈક એ ખમે.'

'એ વાત મેં એને કરી જોઈ. તેને તો પાઈ એ પાઇ પાછી જોઈએ છે. મેં કાંઇ એને વાયદામાં નાણું રોકવાનો પાણો નહોતો મૂકયો.'

તટસ્થ વ્યક્તિ માથું ખંજવાળી જતી રહી.

'અમુ તારેય જક ન કરવી જોઈએ.' એ જ વ્યક્તિએ અમુને મનાવવા પ્રયત્ન કર્યો.

'શેની જક?'

'પાઈએ પાઈ પાછી લેવાની.'

'કોની પાઈ એ પાઈ?'

'તારી.'

'એ પૈસા મારા હતા જ કયાં? એ તો મેં શિવને અર્પણ કરી દીધા' તા. શિવજીની પાઈ રાખવાની કોની તાકાત હોય? શિવના બે હજાર મળવા જ જોઈએ. ચાહે તો શેઠ તે રકમ આપે, કે ચાહે તો તમે ને ગામ!'

પોતાને પૈસા આપવાની વાતમાં સંડોવાતા જોઈ ગૃહસ્થે ચાલવા માંડયું.

'કેમ મારી વાત ખોટી છે?' અમુએ ચાલ્યા જતા ગૃહસ્થને ઝાલી રાખી પૂછયું.

'ભાઇ! આ જમાનામાં કોઈની વાતમાં વચ્ચે પડવા જેવું નથી.' ગૃહસ્થે કહ્યું.

'મેં આખી જિંદગી ગામની સેવા કરી છે. શિવાલય

બંધાવવાની મારી ઉમેદ છે. કદાચ મેં ભૂલ હોય તોય ગામે મારા પૈસા મને પાછા અપાવવા–આપવા જોઈએ.'

ગૃહસ્થ વધુ રોકાયા વિના ચાલ્યા ગયા.

× ×

કોઈએ અમુને શેઠ પર ફરિયાદ કરવાનું કહ્યું. કોઈએ કહ્યું, 'તું ય ગાંડો ને? તેજુરીની ચાવી તો તારી પાસે જ હતી! ઉપાડી લેવા'તા, એટલા પૈસા!' આવી ભાતભાતની સલાહ અમુને મળી, પણ અમુ એ કાન પર જ ન ધરતો.

થોડા જ દિવસમાં અમુ જોઇ શક્યો કે ગામમાં કોઈને ય તેની પડી ન હતી. તે કામ કરે, તો તેની સેવા સ્વીકારવા સહુ તૈયાર હતા, પણ તેની જરા શી ભૂલ થાય, તો તેને બચાવી લેવાની કોઇને ય પડી ન હતી.

થોડા વખતમાં, સેવા કરતો અમુ પૈસાની વાત કાઢે એ કારણે લોકોમાં અળખામણો થઈ પડ્યો.

અમુએ હવે ગામ છોડી જવાનો આખરી નિર્ણય કરી લીધો.

અમુના જવાથી ગામમાં ખોટ તો પડી જ; પણ તેને રોકવા તો પૈસા જોઈએ, તે કોણ આપે ભલા?

અને ગામ છોડી, અમુ કાશી ગયો, કલકત્તા ગયો, હિમાલય ગયો કે ગુજરી ગયો, તે જાણવાની ય શી જરૂર!

૯

# જીવો ગાડીવાળો

જીવો એટલે વટનો ટૂકડો સંબંધ જાળવવામાં તો તે એકકો! એનાં કાયમી ગ્રાહકની પાસે પૈસાની ખેંચતાણુ કદી ન કરે. એની ગાડીમાં બેસો એટલે છૂટક એક છડીઆંના બે આના અને આખી ગાડીના છ આના–એવો ઠરાવેલો જ દર. બીજા ગાડીવાળાઓ અછતનો લાભ લઈ મન માન્યા પૈસા કઢાવે, ત્યારે પણુ જીવાની ગાડીમાં બેસનારને તો છ આના જ દેવાના; અને જ્યારે હરીફાઈમાં ઉતરી અન્ય ગાડીવાળાઓ બે બે પૈસા એક છડિયું લઈ જવા તૈયાર થાય, ત્યારે ય જીવો તો 'ચાલો! ભાઈ, એક પેસેન્જર બે આના!' નો અવાજ જ દીધ્યે રાખવાનો. આમ ટેકીલા થવા જતાં કેટલીક વખત તેને ખાલી ફેરો પણુ થતો. પરંતુ સામાન્યતઃ એનાં ખાસ ઘરાક તો 'સંબંધની શરમે' એની જ ગાડીમાં બેસતાં. પાઈ પાઈનો હિસાબ કરનારા કેટલાક વેપારીઓ પણુ સ્ટેશનથી ઘેર આવવામાં, તેમનું અર્થશાસ્ત્ર વિસરી જઈ, જીવાને છ પૈસા વધારે આપવાનું જ ઉચિત ધારતા; કારણુ કે જીવો પ્રામાણિક માણુસ હતો. તેની ગાડીમાં બૈરાંઓને એકલાં મોકલતાં પણુ મન માને એવું હતું. અને એટલા જ માટે ગામનાં કેટલાંક પ્રતિષ્ઠિત કુટુંબો, કયારેક અન્ય ગાડી·

વાળાઓની સરખામણીમાં વધારે પૈસા આપવા પડતા, તો તેટલું નુકશાન ખમીને પણ જીવાને જ પોતાનો ગાડીવાળો ગણાવવામાં સાર સમજતા.

ધોળી પાઘડી, બદામી કબજો, પહેરણ અને લેંઘો એ જીવાનો પોષાક. શિયાળાની કડકડતી ઠંડીમાં કે ઉનાળાના આકરા તાપમાં પણ તેના પોષાકમાં કંઇ ફેર ન પડતો. ચોમાસામાં વરસતે વરસાદે તે એક 'મીણુતું' માથે ઓઢી લેતો. એ સિવાય તેનો બારે માસનો પોષાક એક સરખો જ. નહિ વૃદ્ધ, નહિ યુવાન–એવો આધેડ જીવો ગામનો જૂનો ગાડીવાળો હતો. તેની ચાળીસેક વર્ષની ઉંમરમાથી પચીસ વર્ષ તો તેણે ગાડીવાળા તરીકે જ ગાળ્યાં હતાં. બીડી પીવી એ તો ગાડીવાળામાં નિયમ જેવી વાત છે. પરંતુ જીવો એ નિયમનો અપવાદ હતો. તેને વ્યસન માત્ર ચાનું હતું. અને તે પણ જીવો કહેતો કે તેને લગભગ પાંત્રીસેક વર્ષની ઉંમર પછી જ ચોંટયું હતું.

અગીઆરે આવવાનું કહ્યું હોય તો બરાબર અગીઆરમાં પાંચ મિનિટે જીવો ગાડી લઈ હાજર થઈ જાય, અને બરાબર અગીઆરે તેના ખીસામાંથી મોટા કદનું 'રોસ્કોપ' ઘડીઆળ કાઢી ધીમેથી કહે, 'ભાઈ, અગીઆર થયા.' બસ, એથી વિશેષ એ બોલવાનો જ નહિ, અને કદાચ પા કલાક ઉભા રહેવું પડે તો પણ શાન્તિ પૂર્વક ઉભો રહેવાનો. ઘરમાંથી સામાન બહાર આવે એટલે તરત જ બધો સામાન ગાડીમાં બરાબર ગોઠવી દેવાનો અને ગાડીમાં બેસનારા બરાબર ગોઠવાઈ ગયે 'ચાલો, બચ્ચા!' કહી ગાડી ચાલતી કરવાનો.

આ બધો જીવાનો હરરોજનો ક્રમ! તેમાં ક્યારેય કંઈ

ફેર ન પડતો. અને જીવાની ગાડી તથા તેનો ઘોડો પણ તેવાં જ વફાદાર! માનવ અને પશુ વચ્ચે કેવો પ્રેમ હોઈ શકે તેનું દૃષ્ટાંત જોવું હોય તો, ગાડી આવવાને વાર હોય ત્યારે જીવો તેના ઘોડા પર હાથ ફેરવતો હોય તે જોવું. જીવો ઘોડાને ખંજવાળતો જાય અને ઘોડો લાડ કરતો હોય તેમ પોતાને જ્યાં જ્યાં ખંજવાળ આવતી હોય તે જગ્યા માથું ફેરવી દેખાડતો જાય. ક્યારેક ઘોડો લાડમાં થોડુંક તોફાન પણ કરી લેતો, પરંતુ જીવાનો ઉગ્ર સ્વર સંભળાય કે તરત જ ઘોડો સીધો દોર! પછી તેની ચાલમાં જરા સરખી પણ ચૂક ન આવે; અને જીવો કહે કે, 'બચ્ચા, જલ્દી!' તો ઘોડો પોતાનું સઘળું જોર વાપરીને ઉછળે!

જીવો ગાડીવાળો અમારા આખા ગામમાં શુકનવંતો ગણાતો. વિવાહ, લગ્ન, સીમંત, કે દેશ–પરદેશ જવામાં લોકો બને ત્યાંસુધી જીવાની ગાડીનો જ લાભ લેતા. હું જ્યારે દક્ષિણ આફ્રિકા ગયેલ ત્યારે મેં પણ જીવાનીજ ગાડી મંગાવેલ. અમે જતા હતા ત્યારે જીવાએ મારી સાથે કરેલ વાતચીત મને હજીય યાદ છે.

'ભાઈ! તમારે કેટલાક દી'ની મુસાફરી કરવી પડશે?'

'લગભગ એક મહીનાની, જીવા!'

'ઓ હો હો! ત્યારે તો બહુ છેટું!

'હાસ્તો!'

અને સ્ટેશન પર પહોંચ્યા પછી મેં જીવાને એક રૂપીઓ આપવા માંડ્યો, પણ તેણે તો સાફ ના પાડી.

'ભાઈ! આજ મારે ગાડીભાડું લેવાનું ન હોય. તમે પરદેશથી કમાઈને પાછા આવો ત્યારે મને પાઘડી લઈ

આપજો. આ મારા તરફથી તમને આ રૂપીઓ. પડાનો !'

મેં ઘણી રકઝક કરી, પણ તે એકનો બે ન થયો. હું તો એ ટેકીલા માણસની ઉદારતા જોઈ જ રહ્યો. 'યેન કેન પ્રકારેણ' પૈસો પ્રાપ્ત કરવાની વાતને પોતાનું જીવન સર્વસ્વ માનનારા ( ભલે તે લાખો કમાતા હોય તો પણ ) આવા સામાન્ય મનુષ્યના હૃદયમાં રહેલી ભાવનાનો વિચાર કરશે તો તેમને તુરત જ સમજાશે કે, જે માનસિક તૃપ્તિનો તેમને સ્વપ્ને પણ ખ્યાલ નથી આવતો તે આવા લોકોનાં જીવનમાં તો સભર ભરી હોય છે !

પછી તો હું દશેક વર્ષ આફ્રિકામાં રહ્યો. એ દરમિયાન મેં ચાર પાંચ વખત જીવાના સમાચાર પૂછાવેલ પણ પહેલા એક કાગળમાં, 'જીવો મજામાં છે.' એ સિવાય તેના બીજા કંઈ પણ સમાચાર મને નહીં મળેલ. આફ્રિકાના પ્રવૃત્તિમય જીવનમાં મને સ્વદેશનાં ઓળખીતાંઓ માટે વિચાર કરવાનો અવકાશ જ ભાગ્યે મળતો. વળી 'મેં પાંચેક વખત પૂછાવ્યું એ પણ કંઈ ઓછું નથી' એમ માનીને મેં જીવા બાબત કંઈ પૂછાવવાનું બંધ કરેલ. પણ વિદેશ વસવાટમાં મારૂં મન સંતોષાય એટલો પૈસો એકઠો કર્યા પછી, જ્યારે મેં સ્વદેશ પાછાં ફરવાના ખબર આપતા કાગળમાં તા. ક. કરી ઉમેરેલ કે, 'તા. ૨૭-૪-૩૫ ને રોજ સાંજે મેઈલ પર જીવાની ગાડી લઈને હાજર રહેજો.'

દશ વર્ષના લાંબા ગાળા પછી મેં મારૂં વતન નિહાળ્યું. ગામમાં ઘણો ફેરફાર થઈ ગયો હોય એમ મને લાગ્યું. સ્ટેશન આવ્યું ને મેં ગાડીની બારીમાંથી ડોકું બહાર કાઢ્યું. મને લેવા માટે પચીસેક માણસોનું ટોળું આવ્યું હતું. 'હું

ગયો ત્યારે આ બધાનો મારા માટેનો પ્રેમ ક્યાં છુપાઇ રહ્યો હશે? અને આજે આ બધા સત્કારવા આવ્યા છે, તે મને કે લક્ષ્મીના લાડીલા ને?' એવા વિચાર કરતો હું ઉતર્યો. ત્યાં તો અમારી જ્ઞાતિના એક વૃદ્ધજન 'કાં, ભાઇ આવ્યો ને?' કહેતા મારા ડબ્બામાં ચઢી મારો સામાન ઉતારવા લાગ્યા. મારી આસપાસ મારા હિતસ્વીઓનું નાનું સરખું ટોળું જામ્યું અને ગાડીના દરેક ઉતારૂઓનું ધ્યાન મારી તરફ ખેંચાયું. કોઇ મોટા અધિકારીનું સામૈયું થતું હોય, તેવી રીતે હું મારા સ્નેહીમંડળથી ઘેરાયેલો, દરવાજામાંથી નીકળ્યો.

બહાર આવ્યો એટલે તરત જ મને વાહન યાદ આવ્યું, અને વાહન યાદ આવવાની સાથે જીવો યાદ આવ્યો.

'જીવો કેમ નથી દેખાતો?' મેં પૂછ્યું.

'એ રહ્યો.' એક સ્નેહીજન દૂર આંગળી ચીંધતા બોલ્યા.

'પણ તમારે માટે તો મોટર લાવ્યા છીએ.'

'ના, ના. મને તો જીવાની ગાડીમાં ફાવશે.'

'ભાઇ! એ જીવો હવે આપણા કામનો નથી રહ્યો.' મારા પિતાજીએ મારા તરફ અર્થસૂચક દષ્ટિ ફેંકતાં કહ્યું.

'શું હશે?' એમ વિચારતો હું મુંગો રહ્યો, અને મોટરમાં જઇને બેઠો. મૉટરમાં બેઠા પછી થોડીવારે જીવાએ જરા પાસે આવી મને નમન કર્યું અને પૂછ્યું, 'કેમ, ભાઇ! આવ્યા ને?' મેં હસીને જીવાનું નમન સ્વીકાર્યું, પરંતુ મારાં મુરબ્બીઓને એ ન ગમ્યું હોય એમ મને લાગ્યું, અને બે ત્રણ જણ મારી અને જીવાની વચ્ચે આવીને ઉભા એટલે હું જીવાને દેખતો બંધ થયો, અને ત્યાં તો મોટર ઉપડી.

થોડીવારે અમે ઘેર પહોંચ્યા. ઘણા વર્ષે ભાઇ–બેન, માતા–

પિતા વગેરેને મળ્યો એટલે ઘેર પહોંચીને તરત જ હું જીવાને ભૂલી ગયો. પરદેશથી આવ્યા પછી શરૂઆતના થોડા દિવસો તો સગાંવ્હાલાંઓને મળવામાં અને જમવા વગેરેની ધમાલમાં જ ગયા. પણ ધીમે ધીમે મને એ જમવા જવાના અને પાર્ટીઓના શિષ્ટાચારથી કંટાળો ઉપજવા લાગ્યો.

એક દિવસ સાંજના હું રોજ કરતાં જરા વહેલાં ફરવા નીકળી ગયો. સાંજની ગાડી પર જવા માટે વાહનો છડીઆંની રાહ જોતાં અડ્ડા પર ઉભાં હતાં. જીવો પણ હતો. મને જોઇ તેણે સ્મિત કર્યું. દસ વર્ષના લાંબા ગાળા પછી આજે મેં જીવાને લક્ષપૂર્વક જોયો. જીવામાં ઘણો ફેર પડયો હોય એમ મને લાગ્યું. દશ વર્ષમાં અવસ્થા વધે અને જે ફેર પડે એની વાત હું નથી કરતો. જીવાની આંખોમાં પહેલાં જે સંતોષની છાયા તરવર્યા કરતી, તેની જગ્યાએ અત્યારે તેની આંખોમાં ઉંડે ઉંડે વૈરાગ્નિ ધીકતો હોય એવું મને લાગ્યું.

'કાં, જીવા! સ્ટેશને જવું છે ને?' મેં પૂછયું.

'હા, ભાઇ...પણ છડિયાં જ કયાં મળે છે?' જીવાએ આછો નિઃશ્વાસ નાખતાં પ્રત્યુત્તર વાળ્યો.

'આવવું છે?'

'ભાઇ, શું આપશો?

'તું કહીશ તે.'

'સાચે જ?'

'હા, હા.'

'ચાલો ત્યારે.' કહી જીવાએ ગાડીનું બારણું ઉઘાડયું અને હું એની ગાડીમાં બેઠો. હું જીવાની ગાડીમાં બેઠો, તે જોવાની આતુરતા આજુબાજુના વેપારીઓ લળીલળીને દેખાડતા

હોય, એમ લાગ્યું. જીવાએ ઘોડાને ડચકાર્યો, અને ઘોડો ધીમી ચાલે ચાલવા લાગ્યો. ગાડીના અડ્ડા પરથી સીધે રસ્તે જતાં વાઘેશ્વરીનું મંદિર ત્રણેક માઈલ થતું, પણ તેમાંનો અર્ધો રસ્તો તો ડામરનો હોવાથી ઘોડાને બહુ ઓછી તકલીફ પડે એવું હતું. પરંતુ જીવાએ તો એ મુખ્ય રસ્તેથી ગાડી ચલાવવાને બદલે આડે રસ્તે ગાડી લીધી. અને થોડી જ વારમાં અમે નિર્જન માર્ગ પર આવી પહોંચ્યા. ઘોડો હજુ પણ મંદગતિએ જ ચાલ્યો જતો હતો.

'જીવા ! ઘોડો કાંઈક વધારે ધીમો ચાલે છે, નહિ ?' ઘોડાની ધીમી ચાલથી કંટાળીને મેં આખરે પૂછ્યું.

'હા, ભાઈ...' એટલું બોલી બીજા શબ્દો જીવો ગળી ગયો અને પછી મ્લાન સ્મિત કર્યું.

મને જીવામાં ઘણો ફેરફાર થઈ ગયો હોય એમ લાગ્યું. જીવામાં આ જાતની ગ્લાનિ પહેલાં મેં કોઈ દિવસ નહોતી જોઈ. તે દિવસે હું વાઘેશ્વરી ગયો અને ત્યાંથી પાછો ફર્યો ત્યાં સુધી મેં કે જીવાએ બીજી કંઈ વાત ન કરી. ગાડીમાંથી ઉતરી મેં જીવાને એક રૂપીઓ આપ્યો અને જીવો તે લઈ ચાલ્યો ગયો. જતાં જતાં જીવાની આંખમાં આંસુ જોયાનો મને ભાસ થયો. જીવો ગયા પછી અમારા ઓળખીતા બે ત્રણ વેપારીઓએ મને વણમાગી સલાહ દીધી કે 'જીવો સારો માણસ નથી. ફરવા જવું હોય તો કોઈ બીજાની ગાડીમાં બેસવું, પણ જીવાની ગાડીમાં નહીં.' ઈત્યાદિ.

'એમ કે ?' કહી મેં એ શુભેચ્છકોને નહીં હા, નહીં ના, એવો જવાબ આપ્યો, અને હું ઘેર આવ્યો.

સાંજે વાળુ કરીને 'લોક-શત્રુ' વાંચતા વાંચતા મને

જીવાના જ વિચાર આવ્યા કર્યા. ‘ આ બધા લોકો જીવાને વખોડતા શા માટે હશે ? હું આફ્રીકાથી આવ્યો ત્યારે પણ મેં લખ્યા છતાંય જીવાની ગાડી કેમ નહીં રાખી હોય? શું જીવો ખરેખર ખરાબ માણુસ થઇ ગયો હશે ? આજે મારી સાથે ભાડાનો ઠરાવ કરતાં તેનામાં અશ્રદ્ધા અને અસંતોષ જણાતાં હતાં, તેનું કારણુ શું હશે ? ’ કંઇ કંઇ કલ્પનાઓ કરી મેં આ બધી પ્રશ્ન પરંપરાનો નિકાલ લાવવાના પ્રયાસ કર્યા, પણુ દસ વર્ષ પહેલાંના જીવાને હું બરાબર ઓળખતો, એટલે મારા મનનું સમાધાન કોઈપણુ રીતે ન થયું. બીજે દિવસે પણુ એ જ વખતે હું ફરવા નીકળ્યો. ગાડીના અડ્ડા પર જીવો ઘોડાને પંપાળતો ઉભો હતો.

‘ કાં! જીવા ! આવવું છે?’ મેં પૂછ્યું.

‘ હા. ચાલો, સાહેબ!’ જીવાના મુખ પર હર્ષની રેખા પસાર થઈ ગઈ. હું ગાડીમાં બેઠો. જીવો ગાડી પર ચઢ્યો અને પાછો ઉતરી મારી પાસે આવ્યો.

‘ ક્યાં જવું છે, સાહેબ ?’ જીવાએ પૂછ્યું.

‘ ફરવા જ જવું છે. તું જ્યાં લઇ જઈશ ત્યાં ચાલશે. એકાન્ત રસ્તો હશે તો વધારે મઝા આવશે.’

જીવાએ ગાડી ચલાવી અને ઘોડો ઠમકભરી રીતે ચાલ્યો.

‘ જીવા ! આજ તો ઘોડામાં પાછું ચેતન આવી ગયું જણાય છે. ગઇ કાલે તો કેમે ય ચાલતો જ ન હોતો!’

‘ ભાઇ ! ભૂખ્યે પેટે કોઇથીય કામ થાય ખરૂં ? ’

‘ ઘોડાને ખવરાવવાની બાબતમાં જીવાને ક્યારથી લોભ લાગવા માંડયો ? ’

‘ જીવાની કમાણી બંધ થઇ તે દી’થી. ભાઈ કૂવામાં હોય

તો અવાડામાં આવે ને? જીવો જ ભૂખે મરતો હોય તો ઘોડાને ખાવાનું ક્યાંથી લાવી દે!'

'જીવા, એક વાત પૂછું?'

'પૂછો ને, ભાઈ.'

'પણ દિલ ખોલીને વાત કરજે; હોં!'

'ભાઇ, ગઈ કાલ સુધી મારૂં દિલ ખોલીને વાત કરૂં એવું માનવી મને કોઈ ન્હોતું મળ્યું. પણ આજે તમારી પાસે મારા દિલનું દરદ ખોલવામાં મને દિલ પરનો બોજો હલકો થતો લાગશે.' જીવાના શબ્દે શબ્દમાં લાગણી ઉભરાતી'તી.

'જીવા, તારી સ્થિતિ આમ બદલાઈ કેમ ગઈ?'

'ભાઇ, કરમની કઠણાઈ...' જીવો નિરાધારિતામાં આક્રંદ કરતો હોય એમ લાગ્યું. પરંતુ થોડી જ વારમાં એ ભાવ બદલાયો અને જીવાના અવાજમાં ભયાનકતા પ્રગટી. 'અને એ માથાંના માનવીનો ત્રાસ! ભાઈ ઝવેરીલાલ શેઠને તો ઓળખો ને?' જીવાએ પોતાની વીતક કથા શરૂ કરી.

'હા.'

'એમનો નાનો દિકરો છે, તેને ઓળખો?'

'શું નામ?'

'મણિલાલ.'

'હા. મને તો એ છોકરાનાં લક્ષણ બહુ સારાં નથી લાગ્યાં.'

'ભાઇ! મારા દુઃખનો નાયક એ જ છે.' જીવાની આંખમાં ખુન્નસ ઉભરાતું હોય એવું મને લાગ્યું. જીવાએ ગાડી થોભાવી, ઘોડાની લગામ મૂકી દીધી, અને મારી તરફ ફર્યો. અમે ગામ બહારના એક નિર્જન મેદાનમાં આવી પહોંચ્યા હતા.

'પાંચ–છ વર્ષ પહેલાંની વાત છે, ભાઇ! તમે તો જાણો છો

ને, કે જીવાને પૈસા કરતાં આબરૂની દરકાર વધુ છે? એક દી' મારી ગાડીમાં એક જુવાન વિધવા બાઇ સ્ટેશને આવી. કોણ જાણે કેમ પણ તે દી' સ્ટેશનમાં કોઇ માણસ ન મળે. રાતનો વખત, અને બાઇ માણસ એકલું એટલે બાઈ તો બિચારી બહુ જ મુંઝાય. મને કહેઃ 'ભાઇ! મને ટીકીટ લઈ ગાડીમાં બેસાડી દેશો ને?' મેં કહ્યુંઃ 'બેન! તમે જરાય મુંઝાવ મા. મારી ગાડીનાં છડિયાંની બધી વ્યાધિ હું જ કરૂં છું.' થોડીવારે એક બીજી ગાડી આવી, અને તેમાંથી આપણા મણિલાલભાઈ શેઠ ઊતર્યા. બાઈ તો સ્ટેશનના એક ખૂણામાં બેઠી 'તી. તે દિવસે ગાડી 'લેટ' હતી, એટલે સ્ટેશન માસ્તર કે બીજું કોઇ પણ નહોતું. ફક્ત એક પોર્ટર બેઠો બેઠો ઝોકાં ખાતો'તો. મણીભાઈ પેલી બાઇની સામે થોડે દૂર બેઠા, અને તેના ગાડીવાળાને બોલાવ્યો, 'ઇસ્માઇલ! પેલું કોણ બેઠું છે?' ઇસ્માઈલ કહે, 'ભાઇ ઇ નદીવાળું બુલબુલ' બાઈ તો બિચારી થરથર ધ્રૂજે...'

'જીવા! રાંડીરાંડ બાઇને તદ્દન એકલી જ સ્ટેશને મોકલતાં તેનાં સગાંઓનો...'

'ભાઈ! તમને જીવાની આંટની ક્યાં ખબર નથી? બાઇને એને સાસરે કોઈ માંદું હતું. તેથી જવાનું હતું અને ઘરના દરેક જણને કાંઇ કામકાજ તો હોય જ.' જીવો વ્યંગમાં બોલ્યો. 'એટલે બાઈ મારી ગાડીમાં એકલી જ આવેલ. ભાઈ! એના ભાઈ બાપ તેમની ફરજ ચૂકે, પણ મારાથી મારી ફરજ કેમ ચૂકાય? મેં તો મણીભાઈ શેઠ પાસે જઈ તેમને કહ્યું કે, 'શેઠ! એ બાઈ મારી ગાડીમાં આવેલ છે!' 'એકલી હોં, ઇસ્માઇલ!' કહી બન્ને હસ્યા. મારા મગજમાં તો રાઈ ચડી ગઇ; પણ શેઠ

મોટા માણસ એટલે હું તો ચુપચુપ બેસી જ રહ્યો. પણ શેઠ તો પૂરા લબાડ. તેણે તો બાઇ પાસે જઈ વાતો કરવા માંડી, 'બાઈ એકલાં છો? ક્યાં જવું છે? મુંઝાતા હો, તો મારી સાથે ડબ્બામાં બેસજો.' બાઈ બિચારી સુનમુન બેસી રહી. ઉંચા ઘરની વિધવા આવા નફ્ટને શું કહી શકે? પણ પછી મારો મિજાજ તો હાથ ન રહ્યો. શેઠની પાસે જઈ, તેના ગળા પર હાથ મૂકી મેં કહ્યું: 'શેઠ! એ બધી પંચાતનું તમારે શું કામ છે? તમે તમારા રસ્તે ચાલ્યા જાઓ ને!' વાત કરતાં કરતાં પણ જીવાના મુખ પર ક્રોધની જ્વાળા ભભૂકી ઊઠી.

'પણ, ભાઇ! એ એમ માને? એણે તો ઇસમાલીઆને ઈસારો કર્યો, અને ઇસમાલીએ મારા માથા ઉપર લાકડીનો ઘા કર્યો. હું પાછો ફર્યો, તો શેઠે જોડો કાઢી મારા પર ફેંક્યો. બસ, થઈ રહ્યું. હું વાઘની માફક તરાપ મારી ઇસમાઇલ પર કુદ્યો અને તેને નીચે પાડી એક મુક્કો મારી બેભાન બનાવી દીધો. પણ તરત જ શેઠ અને પેલો 'પોર્ટર' મારા પર ધસી આવ્યા અને મને જખ્મી કર્યો. પણ મારામાં તો એવા હજાર શેઠને કાચા ને કાચા ખાઇ જવાની તાકાત છે. એ પ્રસંગની યાદ તાજી કરતો જીવો મને રૌદ્ર રસની મૂર્તિ સમો લાગ્યો.

'પછી મેં તો બન્નેને મારી બગલમાં દબાવી ખૂબ ટીપ્યા. જો કે મને પણ સારો માર પડ્યો 'તો. એક મહીના સુધી મારે પાટો બંધાવવો પડ્યો. પણ એ ત્રણમાંથી એકને બેભાન કર્યો, અને બેને નસાડ્યા, ત્યારે જ હું શાન્ત પડ્યો. આ બધી ધમાધમી દરમીઆન બાઈની સ્થિતિ તો બહુ જ કફોડી થઈ પડેલ. એ તો બિચારી ઉભી ઉભી રડે. ભાઈ! તમને એ નિરાધાર બાઈની મુશ્કેલીનો ખ્યાલ આવવો પણ મુશ્કેલ છે.'

'અનાથ અબળાની સ્થિતિ હું બરાબર કલ્પી શકું છું'

'હનુમાનદાદાની કૃપાથી બાઈને તો કાંઇ વાંધો ન આવ્યો. એને તો મેં ટીકીટ લઈ દઇને ગાડીમાં બેસાડી દીધી. પણુ મને તો સ્ટેશનના પોલીસે પકડ્યો. કોઈ મારૂં જામીન થનારૂં ન મળે. ઈસ્માઈલને શેઠે પાણી છાંટી જગાડ્યો; અને એવી ખૂબી કરી કે ગાડી ઉપડી ત્યાં સુધી કાંઈ ફરિયાદ ન કરી. ગાડી ઉપડી એટલે શેઠ પોલીસને બોલાવી લાવ્યા. મેં મારામારી કરી એવી મારી સામે ફરીયાદ કરી. એમણે વાતને એવું રૂપ આપ્યું કે મારે ને ઈસ્માઇલને તકરાર થઇ અને અમને છૂટા પાડવા શેઠ અને પોર્ટર વચ્ચે પડયા, એટલે મેં તેમને પણુ માર્યા. કેવું હળાહળ જૂઠું! ઇસ્માઇલના તો શેઠ જામીન પડ્યા, અને મને તો ત્યાં આખીરાત બાંધીને બેસાડી રાખ્યો. મને મનમાં હિંમત હતી કે સવાર પડશે ને ગામમાં જાણુ થશે એટલે જીવાના જામીન થનારા પણુ કંઇક નીકળી આવશે. છેવટે કંઈ નહીં તો બાઇના સગાં તો જરૂર મારાં જામીન થશે. પણુ સવાર પડ્યું ને મેં જગતનો સાચો રંગ જોયો. જીંદગીભર ગામની સેવા કરનાર જીવાની સંભાળ લેવાની કોઇને ય પડી નહોતી. બધાંને મણીલાલની બીક લાગે. હું તો મનમાં ને મનમાં મુંઝાયા કરૂં. 'મારા ઘોડાનું શું થશે? મારી ડોશીમાનું શું થશે?' લગભગ અગીઆરેક વાગ્યે તમારા બાપુજી આવ્યા અને તેમણે મને જામીન પર છોડાવ્યો. મને મીઠો ઠપકો આપ્યો. મેં તેમને સાચેસાચી વાત કહી દીધી. છૂટીને તરત જ હું પેલી બાઇનાં સગાંઓ પાસે ગયો. અને તેમને બધી વાતથી વાકેફ કર્યા. પરંતુ એ બધા કાયરો તો છટકબારી શોધવા લાગ્યા: 'અમારે ને મણિલાલને કંઇ નહિ. ભાઇ! તારી

તકરારમાં તું સમજ. અમને એમાં કંઈ લાગે કે વળગે!' હું તો એ બાયલાઓની ભીરૂતા જોઇ જ રહ્યો. પાછો તમારા બાપુજી પાસે આવ્યો. તેની પાસેથી મદદ માગી. તેમણે મને પચ્ચીસ રુપિયા આપ્યા. પણ બીજી કોઇ રીતે મદદ કરવાની ના પાડી. હું તો તદ્દન એકલો–અટુલો. મારી વાત સાચી, પણ સાંભળે કોણ? અને મણિલાલે તો સાક્ષી–પુરાવા બધું ભેગું કરીને મને બે મહીનાની સજા કરાવી. સાચ માર્યું ગયું; જૂઠ ફાવ્યું. મારી ડોશીથી જૂદા પડતાં મારો જીવ કેમ ય ન માને! મારી ઘરડી માને પણ બહુ લાગી આવ્યું. જેલમાં જતાં જતાં મેં મારી માને ભલામણ કરી કે: 'મા! મારા ઘોડાને સંભાળજો. કાલ સવારે બે મહીના પૂરા થઇ જશે. ને હું પાછો આવીશ.' વાત કરતાં જીવાની આંખ આંસુથી છલકાઇ ગઇ.

'બિચારી ડોશીએ પોતે ન ખાધું અને ઘોડાને ખવરાવ્યું. મારી પાસે જે કાંઇ હતું તે તો કેસ લડવામાં અને બેઠાં બેઠાં ખાવામાં ખલાસ થયું 'તું. ડોશીએ ઘરની નાની મોટી તમામ ચીજ વેચીને ઘોડો પાળ્યો. પણ એનું પરિણામ એ આવ્યું કે હું છૂટયો તે પહેલાં ચાર દિવસે જ મારી ડોશી મરી ગઇ. ભાઇ! મરણ ટાણે મા દીકરાને વછવા રહ્યા. જો દુનિયામાં ઇશ્વર હોય તો તો મણીલાલનું સત્યાનાશ નીકળી જવું જોઇએ, પણ એ તો ઉલટાનો લહેર કરે છે, અને મારે આમ હેરાન થવાનું. પણ ભાઇ! એને ય મૂકીશ નહીં! જેલમાંથી છૂટીને આવ્યા પછી મેં પાછી ગાડી ચાલુ કરી. પણ એમાં દરેક જગ્યાએ મને મણીલાલ તરફથી કનડગત થયા જ કરે છે. વચમાં પાછી મારે ઇસ્માલીઆ સાથે તકરાર થઇ અને મેં એને માર્યો, પણ એ વખતે તો મારો અને એનો બંનેનો દંડ

થયો. ભાઇ, આમ તકરારો કરવામાં ઇસ્માઇલને તો કાંઇ વાંધો નથી. તેને તો મણીલાલ તરફથી પૂરતી મદદ મળે છે, એટલે તે જ્યારે ને ત્યારે મારી ગાડીનાં છડિયાંની મશ્કરી કરે–ગાળો દે–એવું એવું કર્યા કરે છે. પણ હું કજીઆળો છું એવી ગામમાં છાપ પડી જવાથી મારી ઘરાકી ઘટી ગઇ છે, અને ઘોડાને ખડ ખવડાવવા જેટલી પણ મારી આવક નથી રહી. ગઇ કાલે ઘોડો ચાલતો નહોતો તેનું કારણ એ જ હતું. છેલ્લા ત્રણ દિવસથી તેને ચંદી તો શું, પૂરૂં ખડ પણ ન મળતું. તમે રૂપીઓ આપ્યો તે આખો ય મેં ઘોડાને જ ખવરાવી દીધો. અને આજ જોઇને એની ચાલ?' જીવાએ ઘોડાને ડચકાર્યો અને ઘોડો મમતાપૂર્વક જીવાની સામે જોઇ રહ્યો.

'હવે તો, ભાઇ!' જીવાએ પાછી વાત શરૂ કરતાં કહ્યું. 'ફક્ત એક જ આશા રહી છે. બીડીઓ વાળીને માંડ ઘોડાનું પૂરૂં કરૂં છું. હું જો કે ભૂખ્યો જ રહું છું. માત્ર દાળિયા ખાઇ ચલાવી લઉં છું. તેના કરતાં આ ઘોડાને કોઇ રાખી લ્યે તો, ગાડી કાઢી નાખવા ખુશી છું.'

'ઘોડાની અને ગાડીની કેટલી કિંમત થાય?'

'ભાઇ! તમે રાખો તો જે આપો તે લઇ લઉં.'

આફ્રિકાથી આવ્યા પછી મને પૈસાદાર ગણાવાનો લોભ લાગ્યો 'તો. અને વળી જીવાને મદદ પણ કરી શકાય, એવા આશયથી મેં જીવાની ઘોડાગાડી વેચાતી લઇ લીધી.

જીવો રોજ સાંજે મારે ઘેર આવતો અને ઘોડાને થોડો ગોળ ખવરાવી, મારાં બચ્ચાંઓને રમાડી ચાલ્યો જતો.

જીવો હવે બીડી વાળીને જ ગુજરાન ચલાવતો. મણિલાલ અને ઇસ્માઇલ અભિમાન લેતા કે તેમણે જીવાને ગાડી હાંકતો

બંધ કરી દીધો. કયારેક તો ઇસ્માઇલ જીવો બીડી વાળતો હોય ત્યાં જઇ 'કાં, જીવાભાઇ! બીડી વાળવામાં મઝા તો પડે છે ને?' એમ કહી તેની મશ્કરી પણ કરતો. પરંતુ જીવો તો ઉંચે જોયા વિના પોતાનું કામ જ કર્યે જતો.

જીવો સવારમાં વહેલો ઉઠી બીડી વાળવામાં લાગી જતો, તે છેક સાંજે મારે ત્યાં આવે ત્યારે જ ઊઠતો. વચમાં, કંઇ ખાતો પણ નહીં. સવારે દહીં રોટલા ખાઇને જાય તે છેક સાંજે આવીને જ ખાતો. મારે ત્યાં ઘોડાને ગોળ ખવરાવવા આવવાનો તો દરરોજનો અચૂક કાર્યક્રમ હતો.

મારાં ભુલકાંઓ પણ જીવાના આવવાની વાટ જોઈને જ ઉભાં હોય. અને જીવો આવે ત્યારે તેની પાસે રોજ એક વાત કરાવવાનું તેમને વ્યસન જ થઇ ગયું હતું.

પણ એક દિવસે તો મારાં છોકરાં વાટ જોઇને થાકયાં તો ય જીવો ન આવ્યો. ઘોડો પણ જીવાની રાહ જોતો હોય તેમ વારંવાર હણહણતો 'તો; પણ જીવો તો ન જ આવ્યો. છોકરાંઓને આ જરાય ન ગમ્યું. જીવાની પાસેથી વાર્તા સાંભળવાનો લાભ ન મળ્યો, તેથી તેમણે તો, 'જીવો કેમ નહીં આવ્યો હોય?' એ પ્રશ્ન સેંકડો વાર પૂછી પૂછીને મારૂં માથું પકાવી દીધું.

'માંદો પડયો હશે—કાંઇક કામ હશે—બહારગામ ગયો હશે—' એવા એવા ઉત્તરો આપીને મેં છોકરાંઓને સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ તેમને તો એ કશાથી સંતોષ ન જ થયો. ઘોડાએ પણ તે દિવસે ખડ કે ચંદી કશું ખાધું નહીં, અને મારા ઘરનું વાતાવરણ ગમગીન બની ગયું.

બીજે દિવસે લોકોને મોઢેથી છાની છાની વાત થતી

સાંભળી કે 'જીવો મણિલાલનું નાક કાપીને ક્યાંક નાસી ગયો.' જરા વધારે તપાસ કરતાં ખબર પડી કે–મણિલાલ નદી કાંઠે બેસી બૈરાંની મશ્કરી કરતો'તો, ત્યાં તેને અને જીવાને તકરાર થઇ, તેમાં જીવાએ તેનું નાક કાપી લીધું.

એ પછી જીવો કોઇ દિવસ ન દેખાયો.

'કાં કેમ છે, મંગુ?' ન્યાલચંદ શેઠે પૂછ્યું.

'સારૂં, બાપુ!'

'શું સારૂં? તારું મોઢું તો જો!'

'શું કરૂં? આફત અને દરદની મારી એવી થઇ ગઇ છું.'

'પણ શરીરને બરાબર સુવાણ ન થાય ત્યાં સુધી તારે બહાર શા માટે નીકળવું જોઇએ?'

'પેટમાં શેર ધાન તો જોશે ને? ઘણા દી ઘર બહાર ન નીકળી. હવે તો રોટલાની ચિંતાય કરવી પડશે ને? જે કાંઇ હતું તે તો એના મંદવાડમાં વેચી ખાધું.'

'મંગુ તારે પૈસાની બહુ જંજાળ ન કરવી. તમે અત્યાર સુધી અમારી સાથે કેવો સંબંધ રાખ્યો છે! તારી બાઈના મંદવાડમાં ભુરાએ ચાકરી કરતાં પાછું વાળીને નો'તું જોયું.'

'બાઈ તો અમીર માણસ! એમને એવો રોગ ન હોવો જોઈએ; પણ આયખું ખૂટે ત્યારે જ એવો રોગ થાય ને?'

'ભુરાએ અમારી સાથે મરતાં સુધી સંબંધ રાખ્યો, અને શું હું ભુરાની ગેરહાજરીમાં એની બૈરીને ભૂખે મરવા દઇશ?"

"અરે તમારો તો પૂરણ પરતાપ છે. તમારી પાસે કાળી રાતે પૈસા માગવા આવું તોય તમે ક્યાં ના પાડો એમ છો?

પણ મને તો ઘણા દી'થી ઘરમાં બેઠાં બેઠાં મુંઝવણ થતી'તી, એટલે આજ બહાર નીકળવાનું મન થયું.' મંગુએ શેઠને રાજી રાખવા વાત ફેરવી.

'તને બરાબર આરામ ન થાય ત્યાં સુધી તારે ક્યાંય જવાનું નથી. થોડા ઘણા પૈસા જોઈતા હોય તો દુકાનેથી લેતી જજે.' ન્યાલચંદ શેઠે ઉદારતાપૂર્વક કહ્યું.

મંગુ શેઠની સામે આભાર ભરી નજરે જોઈ રહી.

મંગુ ખવાસણ હતી; બહુ રૂપાળી હતી.

*

ભુરો તેની આખી જીંદગીમાં કોઈ સાથે ઝગડ્યો હોય એવું જાણવામાં નથી. તેના મગજમાં તકરાર કરવાનું કેન્દ્ર ઈશ્વરે મૂક્યું જ નહીં હોય, નહીં તો આટલી સોજાઈ— માણસમાં સંભવે જ કેમ ? બહુ નાનો હતો ત્યારે ય, ભૂખ્યો થયો હોય, તો જ જરા રડવા સિવાય, ક્યારે ય તે રડતો નહીં. અને જરા સમજણો થયા પછી તો તે ભૂખ્યો બેઠો રહે પણ માગે નહીં, એટલી સુંવાળપ તેના સ્વભાવમાં આવી હતી.

આવા રાંક દીકરાને કેમ દુભવાય, એ ખ્યાલથી જ ભુરાની માતાએ, તેના બાપુનાં અવસાન પછી, ઘરઘરણું નહીં કરેલ. પાંચ વરસની નાની વયે બાપ ગુમાવી, ભુરો માતાને આશરે જ મોટો થયો હતો. ભુરો તો કંઈ ન માગતો. પણ તેની માતા તેને માટે ઢસરડો કરવામાં પાછું વાળીને ન જોતી. પરિણામે ભુરો પંદર વર્ષનો થયો ત્યારે તેની માતાએ તેને પોષવામાં પોતાની શક્તિનો અણુએ અણુ ખરચી નાખ્યો હતો.

માતા ગઈ અને ભુરો ભરી દુનિયામાં એકલો બની ગયો.

પંદર વર્ષનો ખવાસનો છોકરો કાંઈક કમાણી તો કરતો થઈ જ ગયો હોય, પણ ભુરામાં ખવાસપણાનો અંશ સરખોય ન હતો. કમાવું એટલે શું એનો તેને ખાસ ખ્યાલ ન હતો.

સુયોગે ભુરાની માતાએ મરતાં પહેલાં એક વરસે તેની સગાઈ કરી રાખેલ. માતાનાં ગામતરાં પછી એક વર્ષ મહા મુશીબતે પસાર કરી, ભુરો પરણ્યો.

ભુરાની વહુનું નામ મંગુ. મંગુ ચતુર હતી, રંગીલી હતી, રૂપાળી હતી, અને સ્વભાવની મીઠી હતી. તેણે આવીને ભુરાનાં ઘરનો બધો ભાર પોતા પર ઉપાડી લીધો. બે ગાય લઈ તેનું દૂધ વેચવું શરૂ કર્યું. ભુરો હજી ય કામ ન કરતો. શું કામ કરવું, કેમ કરવું, એ તેને સમજાતું જ નહીં. મંગુ પણ તેને બનતાં સુધી કાંઈ કામ ચીંધતી જ નહીં. ભુરો મંગુનાં કામ આડે ન આવતો, પણ મંગુ જે કાંઈ કરવાનું કહે તે તાત્કાલિક કરી નાખતો.

મંગુ તેનાં સહજીવનમાં એટલી તો ઓતપ્રોત બની ગઈ કે, તેની માતા જ્યારે તેને પહેલું આણું તેડી જવા આવી, ત્યારે તે તેની સાથે ગઈ જ નહીં.

'તું કેમ આવી?' મંગુએ માતાને પૂછ્યું.

'તને તેડવા.'

'ક્યાં તેડી જવી છે?'

'ઘેર.'

'કોને ઘેર?'

'આપણે ઘેર.' મંગુની માતાએ નવાઈ પામતાં કહ્યું.

'તમારે ઘેર ને? મારૂં ઘર તો આ રહ્યું.'

'બે દી થયાં પરણી, ત્યાં આ તારૂં ઘર થઈ ગયું?'

માતાને પુત્રીની વિચિત્રતાથી અચંબાનો પાર ન રહ્યો.

'મેં એનો હાથ ઝાલ્યો તે ઘડીથી આ ઘર મારૂં થઇ ગયું.' મંગુએ જરા શરમાતાં પોતાનો દાવો રજૂ કર્યો.

'તારૂં ઘર, બાઇ તારૂં! પણ નાતની રીત પ્રમાણે આણાં પરિયાણાં કર્યા વિના છૂટકો છે?'

'બા, મારે કાંઇ નથી જોતું?'

'પણ અમારે અમારી આબરૂ ખાતર કરવું પડે ને.'

'પણ મારે તો આવવું જ નથી.'

'આવ્યા વિના ન ચાલે. અમે મોટાં કહીએ એમ તારે કરવું પડે.'

'બા, તું કાંઈ સમજે છે કે નહીં?

'શું સમજું?'

'હું પિયર આવું તો મારાં ઢોર–મારા ધંધા–નું શું થાય?'

'થાય શું? એટલા દી જુરો ધંધો સાચવે.'

'અરે! એ એવી માથાકુટ કરે તો તો શું જોઇએ?'

'બે દી કરવુંય પડે.'

'પણ એ કરે એવા નથી.'

'તો ભલે હેરાન થાય. આપણે શું કરીએ?'

'શું બોલી? હેરાન થાય? એ? અને હું મોજ કરવા તારી સાથે ચાલી નીકળું? ના, બા, ના! તું જા; મારે નથી આવવું!'

માતા એકલી પાછી ગઇ. તેણે દીકરી સાથે રૂસણાં લેવાની ધમકી આપી, બોલવા–વહેવાર બંધ કરવાનું કહ્યું; પણ બધું નિરર્થક; મંગુ એકની બે ન થઇ.

મંગુ સમી રૂપાળી અને ઘરરખુ વહુ મેળવવા માટે જુરો

અન્ય ખવાસોની અદેખાઈનું પાત્ર બન્યો હતો. એ બધા અવારનવાર ભુરાને મંગુ પર સખતાઈ કરવા ચડાવતા, પણ ભુરો એમની વાત એક કાને સાંભળી બીજા કાનથી કાઢી નાખતો.

મંગુનાં દૂધનાં ઘરાક બધાં સારાંસારાં માણસો હતાં. એ બધાં ગામમાં દૂધનો ભાવ રૂપિયે દશ શેર હોય તો મંગુ પાસેથી આઠ શેર દૂધ લેતાં. મંગુને જરૂર પડયે એ ઘરાક પાસેથી અંગ ઉધાર રૂપિયા પણ મળતા.

બીજા ખવાસ કહેતા કે મંગુ રૂપાળી છે, એટલે તેની ઘરાકી તેનાં રૂપને લીધે હતી કે તેની પ્રામાણિકતાને લીધે હતી, એ નક્કી કરી શકાય તેમ ન હતું. પણ મંગુ જેટલી રૂપાળી હતી તેટલી જ પ્રામાણિક હતી. ઘરાકની સગવડ સાચવવામાં પણ એકી ! કોઈને એકાએક પાંચ–સાત શેર દૂધ વધારે જોઈતું હોય, તો ય મંગુ ગમે ત્યાંથી વ્યવસ્થા કરી દેતી.

ન્યાલચંદ શેઠને ઘેર મંગુ જ દૂધ દેતી. શેઠનો જીવ જરા ટુંકો હતો, પણ શેઠાણી તો લાખ રૂપિયાનું માણસ ! મંગુ શેઠાણીને કાંઇ કામકાજ હોય તો મદદ કરતી અને શેઠાણી પણ મંગુને 'જાણતી'. ઘણા વખતના મીઠા સંબંધથી શેઠાણીને મંગુ પર મમતા બંધાઇ ગઈ હતી; અને જ્યારે જ્યારે કાંઇ ખાસ કામ હોય, ત્યારે તે મંગુને બોલાવતી; મંગુ પણ શેઠાણીનું કામ હોંશેહોંશે કરતી; કારણ કે તેને જ્યારે દૂધ પેટે અગાઉથી પૈસા લેવાની જરૂર પડતી ત્યારે શેઠાણીની લાગવગથી જ એ કામ સાધી શકાતું.

આ શેઠાણીને સુવાવડમાં ઝીણો તાવ લાગુ પડયો, અને

થાડે વખતે એ તાવને બે ચાર જાણીતા વૈદ્ય અને ડાકટરાએ ક્ષય હોવાનું જણાવ્યું. શેઠ મુંઝાયા, નાણાંની કાથળીને કાયમ બાંધી રાખનારને લાગ્યું કે હવે કાથળીના મોઢાં છોડયા વિના છૂટકા નથી. હવાફેર માટે શેઠાણીને બહાર ગામ લઈ ગયા. પણ ત્યાં શેઠને એક માણસની જરૂર પડી. ક્ષયનાં દરદીની નજીક રહેવા કોઈ તૈયાર ન હતું.

મંગુને શેઠની મુંઝવણની ખબર પડી અને તેણે ભુરાને મોકલી આપ્યા.

શેઠાણીને તો સારૂં ન જ થયું, પણ શેઠને ભુરા ખવાસના ઉમદા સ્વભાવનો બરોબર પરિચય થયો.

આ વાત પછી બે વરસે ભુરો કોઇ મોટરની અડફેટમાં આવી ગયો, અને તેની કરોડરજ્જુને સ્હેજ ધક્કો લાગવાથી તેના શરીરનો નીચલો અડધો ભાગ ખોટો થઇ ગયો.

ભુરો મર્યો નહીં, પણ માંદો પડ્યો. કેટલાંક મંદવાડ એવા હોય છે કે એમની સરખામણીમાં મૃત્યુ આવકારપાત્ર લાગે છે. રિબાઈ રિબાઇને મરવા કરતાં તરત ફેંસલો પતી જાય એ ખરેખર આશિર્વાદરૂપ છે. પણ ઉપલી વાત સમજનારે ય પોતાનું સ્વજન જ્યારે અસાઘ્ય દર્દનું ભોગ થઈ પડે ત્યારે તેને ઝેર આપી દુઃખમુક્ત કરવાની તૈયારી બતાવી શકે કે ? એ વખતે તો મગજમાં એક જ ખ્યાલ રહે, અને તે સુશ્રુષાનો ઘણી વાર દરદી પોતે કંટાળીને મોત માગે છે, પણ માગ્યું મોતે ય ક્યાં મળે છે જ ?

ભુરાની આવી જ દશા થઇ. તેને ઝાડા-પેશાબનો ખ્યાલ ન રહેતો, દિવસ ને રાત તે રિબાતો, પણ મોત તો તેનાથી દૂર જ નાસતું. અસહ્ય વેદનાથી તે બરાડા પાડતો.

બિચારી મંગુ, ભલા પતિની અકથ્ય વેદના જોતી, રડતી, અને તેને આનંદમાં રાખવા આકાશ–પાતાળ એક કરવા મથતી, પણ બધું વ્યર્થ !

પતિની સેવા કરતાં મંગુએ પોતાનાં શરીરનો વિચાર પણ મૂકી દીધો. દિવસ ને રાત તે તરફડતા ભુરાના ખાટલા પર જ બેસી રહેતી. દૂધનો ધંધો તેણે છોડી દીધો હતો. ઘરની ચીજેચીજ વેચી તે દવા–દારૂ કરતી. ભુરો પથારીમાં પડ્યો પડ્યો બધું જોતો અને મનમાં મુંઝાયા કરતો.

'મંગુ!' એક દિવસ ભુરાએ કહ્યું.

'કેમ?' પાસે બેઠેલ મંગુએ વધારે પાસે આવતાં કહ્યુ.

'હવે તો છૂટું તો સારૂં!'

'એમ કાયર શું થઈ જાઓ છો?'

'હું બચું એમ તો નથી જ, પણ જેટલો વખત જીવીશ એટલા વખતમાં તને પાયમાલ કરતો જઈશ.'

'એવું શું બોલો છો?' મંગુએ આંખમાં આવેલ આંસુ ખાળવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

'ખરૂં કહું છું. ધંધો તો તેં મૂકી દીધો લાગે છે.'

'તમને સારૂં થાય તો ધંધો તો ભર આખો કરવાનો જ છે ને!'

'અને ગાયો તો તેં' મંગુની વાત ન સાંભળતો હોય તેમ ભુરો તો બોલ્યે જ ગયો, 'વેચી નાખી લાગે છે. દવાનું ખરચ કેટલું બધું! કમાણી કાંઈ નહીં. ઘરની ઘરવખરી બધી અલોપ થવા માંડી છે, તે હું નથી સમજતો? તું બાવી બની, મને ઉગારવા મથી રહી છો. પણ મંગુ, હું જીવું એમ નથી. મહેરબાની કરી હવે મારે માટે ખોટું ખરચ કરવું બંધ કર.'

મંગુ રડી રહી હતી.

'મંગુ! મંગુ,! આમ જો તો.'

મંગુએ નીચું જોઈ રડયા જ કર્યું.

'મંગુ! મારી સામું તો જો.'

મંગુએ આંસુભરી આંખે ભુરા સામે જોયું.

'જો, તું કેવી દુબળી થઇ ગઈ છો! મારી રંગીલ મંગુ આવી હોય?' ભુરાએ મંગુના જીથરકાં જેવા વાળપ હાથ ફેરવતાં કહ્યું, 'તારા ઉપકારનો બદલો તો સો ભવ સુધ વળાય તેમ નથી.'

મંગુ શાંત રહી.

ભુરો જરા શાંત થયા પછી, મંગુએ તેને કહ્યું. 'મને એક વચન આપશો?'

'શું?'

'જો જો હો, વચન બરાબર પાળવું પડશે.'

'પણ શું?'

'તમારે માટે ગમે તે કરૂં તેમાં મને અટકાવવી નહીં. હું ઘર વેચી નાખું તો ય કાંઈ બોલવું નહીં.

'પણ પાછળથી તારૂં શું થશે?'

'વળી બોલ્યા કે? તમારે બધું જોયા જ કરવું.'

'ઠીક! તો તું ય મને એક વચન દે.'

'હું?'

'હા. તું!'

'એવું વળી શું છે?'

'હું મરી જઉં તો તરત જ તારે કોઈ સારો આશરો શોધી લેવો.'

'એ બાબત વળી વચન હોય? મને ઠીક પડશે એમ હું કરીશ.'

'ના, એમ નહીં. મારે માટેનો તારો ભાવ હું બરાબર સમજું છું. તારા પિયરમાં સાથે તેં મારે કાજે જ અણબનાવ કર્યો છે. મને સાજો કરવા જ તું ઘરની એકેએક ચીજ અત્યારે લુંટાવી રહી છો. પાછળથી તું રોટલા કાજે પારકાં દળણાં દળી, મારી બાની માફક, કાયા ઘસવી નાખે તો મને અસદ્‌ગતિ થાય...' ભુરો શ્વાસ લેવા થોભ્યો.

મંગુ ભુરાના સરળ પ્રેમનો બરાબર અનુભવ કરી રહી હતી.

'હું દુ:ખી નહીં થાઉં.' મંગુએ કહ્યું.

'કેમ જાણ્યું?'

'તમ દેવસમા પતિની દુઆ હોય, પછી હું દુ:ખી થઉં ખરી?'

'પણ મારી વાત કબૂલ છે ને?'

'જો મને અગવડતા પડશે તો હું જરૂર કોઈ સારો આશરો શોધી લઈશ, બસ?'

મહત્ત્વના પ્રશ્નની ખુલ્લે દિલે ચર્ચા કરી આ યુગલ એક બીજાને વચન દઈ ચૂકયું.

ઘરનું બધું રાચરચીલું વેચાઈ ગયું, અને મંગુ ઉજાગરા તથા હાડમારીથી માંદી પડી ગઈ, ત્યારે ભુરો ગયો.

મંગુ માથે પહાડ તૂટી પડ્યો.

ઘણા દિવસ સુધી તે ઘર બહાર જ ન નીકળી. ઘણા ખવાસ જુવાનો મંગુનો હાથ મેળવવા તલપાપડ થઈ રહ્યા હતા, પણ મંગુના મનની ખબર કોઈને પડતી નહીં. મંગુની

માતા કાણે આવી, ત્યારે તેની સાથે પણ મંગુ નાતરા બાબત કંઈ બોલી નહીં.

લગભગ છ માસ ઘરને ખૂણે એકાંત જીવન ગાળ્યા પછી, મંગુ એક દિવસ ગામમાં નીકળી. ન્યાલચંદ શેઠ રસ્તામાં જ મળી ગયા. મંગુ ફીક્કી થઈ ગઈ હતી, છતાં તે રૂપાળી લાગતી હતી. શેઠે મંગુને થોડા રૂપિયા દીધા—ધીર્યા. પાકો વાણીઓ, દાનમાં દીધેલ રકમ પણ, ચોપડામાં લેણાં ખાતે ચઢાવે તો આશ્ચર્ય ન પામવું.

નિરાધાર મંગુને આશરો મળી ગયો. તેણે ન્યાલચંદ શેઠનો અંતઃકરણપૂર્વક પાડ માન્યો.

પોતે પૈસા આપી મંગુ પર કરેલા ઉપકારને જોરે, શેઠ વારંવાર મંગુને ત્યાં જતા; નવી જૂની વાતો કરતા, જે કંઈ જોઈતું હોય તે વિના સંકોચે માગી લેવા કહેતા.

'મંગુ!' એક દિવસ શેઠે કહ્યું, 'દુનિયા કેવી વિચિત્ર છે! આપણે મળીએ તેમાં એમને તો શંકાની નજરે જ જોવાનું.'

'હોય!' મંગુએ કહ્યું, 'જગતને મોઢે ડૂચો દેવા જવાય છે?'

'હા, પણ તને અમથી અમથી ઉતારી પાડે એ કેવું ખરાબ?'

'એમાં મને શું?'

'પછી ક્યાંક સારે ઠેકાણે નાતરૂં કરવું હોય તો અડચણ આવે ને?'

'મને એની કશી પરવા નથી. મારે તમારો આશરો છે એટલે બસ.'

'હં!' શેઠને હોંકારો કરવાનું જ યોગ્ય લાગ્યું.

'અને તમારા જેવા આબરૂદારની રખાત કહેવાવું એમાં

અમને શી શરમ ?' મંગુએ ઉમેર્યું.

મંગુનું છેલ્લું વાક્ય સાંભળતાં શેઠ પાણી પાણી થઈ ગયા. મંગુ સમી સૌંદર્યવતી સ્ત્રીના પોતે માલિક બની શકે, એ કલ્પનાએ એમને રોમાંચ થયો.

પછી તો તે મંગુને વિશેષ મદદ કરવા લાગ્યા, અને ધીમે ધીમે પોતાનું પ્રભુત્વ તેની પાસે સ્વીકારાવવાનું શરૂ કર્યું.

મંગુ શેઠના મનોભાવ સમજી શકતી; ત્રણ ચાર વર્ષથી વિધુર બનેલ પિસ્તાળીસ વર્ષના શેઠ, મંગુના લાવણ્યથી આકર્ષાય તેમાં નવાઈ જેવું કશું ન હતું. મંગુએ ખૂબ વિચાર કરી જોયો. વહેલો મોડો કોઈનો આશરો શોધ્યા વિના તેને છુટકો ન હતો. ખવાસ કોમના કોઈ અણઘડને વર તરીકે સ્વીકારવા કરતાં સંસ્કારી શેઠની રખાત થવામાં શું ખોટું હતું ?

મંગુએ શેઠના પ્રેમ કરવાના પ્રયત્નની અવહેલના ન કરી, અને ધીમે ધીમે તે શેઠની રખાત બની રહી. શેઠ તેનું બધી બાબતમાં ધ્યાન રાખતા. તેને રહેવા માટે સારા લત્તામાં મકાન લઈ આપેલ. શેઠે તો તેને પ્રેમના ઊભરામાં પોતાને ઘેર જ આવવા કહેલું, પણ મંગુએ પોતે એ વાતની ના કહેલ.

'હું તમારી સાથે રહું તો બાઈનાં બાળકો પર ખોટી અસર થાય.' એ એક જ મંગુની દલીલ હતી. આવેગમાં બોલી ગયેલ શેઠને પણ પાછળથી પોતાની ભૂલ સમજાઈ હતી અને તેણે મંગુ માટે રહેવાનાં મકાનની ભાડાચિઠ્ઠી મંગુના નામની જ કરાવી હતી. અલબત, ભાડું તો શેઠ જ ચૂકવતા.

શેઠ–મંગુનો વહેવાર પાંચેક વર્ષ બરાબર ચાલ્યો. લોકો ટીકા કરતાં, પણ તેની બહુ અસર ન થતી. લોકોને ટીકા કરવામાં ખાસ કાંઈ લાભ ન હતો—અને શેઠની સ્થિતિમાં, ટીકા

કરનારમાંના નવાણું ટકાએ મંગુ જેવી રૂપવતીને સ્વીકારી જ હોત, એ વાત પણ નિઃશંક છે–તોય લોકો કહેતા કે, 'શેઠને જાતે દિવસે આવી બુદ્ધિ શું સુઝી? પૈસા ભરીને ય પરણી લેવું'તું, પણ ખવાસણ સાથે કાંઈ વહેવાર હોય?'

મંગુ સાથેના વહેવારને પાંચેક વર્ષ થયાં અને શેઠનાં સંતાનો મોટાં થઇ ગયાં. તેમને જ્ઞાતિમાં વરાવવા–પરણાવવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો. ઉંમરમાં વધવા સાથે, અને થોડે અંશે નવીનતાનો મોહ પણ ન સંતોષાવાથી, શેઠને મંગુનું આકર્ષણ પહેલાં જેવું નહોતું રહ્યું. તેને માટે કરવું પડતું માસિક ત્રીસેક રૂપિયાનું ખર્ચ, તેમને હવે નિરર્થક લાગવા માંડ્યું. અને આબરૂ ખાતર, સારાં વેવાઈ મેળવવાની લાલસા ખાતર, તેમને મંગુનો સંગ તજવામાં જ સાર્થક સમજાયું.

પોતે સારા માણુસ છે, મંગુને તો ભુરાને લીધે, તેનાં અહેશાનનો બદલો વાળવા, અંગઉધાર પૈસા ધીરે છે, એવો પ્રચાર શેઠે ભાડૂતી માણસોદ્વારા શરૂ કરાવ્યો. અને તેનાં છોકરાનાં સગપણ થવા લાગ્યાં.

મંગુ, શેઠની ખરચીની રાહ જોયાં કરતી હતી, પણ કશા સમાચાર જ તેને ન મળતા. ચાર પાંચ વાર તેણે કોઈ મારફત શેઠને બોલાવ્યા, પણ શેઠ આવ્યા જ નહિ. પછી તો તેણે પોતે શેઠ પાસે આવી પૈસાની માગણી કરી. કોઈ બીજું બેઠેલ તેનો મંગુને ખ્યાલ ન રહ્યો.

'મારે થોડાક રૂપિયા જોઈએ.'

'અંગઉધાર ને?' શેઠે નટક પ્રશ્ન પૂછી, બેઠેલ માણુસ માણુસ સમક્ષ પોતાની પવિત્રતા સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો.

'એટલે?' મંગુ તો શેઠની ધૃષ્ટતા જોઈ જ રહી.

'એટલે એમ કે, અજાણ્યાં માણસને અમે ઘરેણાં થાલમાં રાખીને રૂપિયા આપીએ. બહુ જાણીતાં હોય તેને અંગઉધાર...' શેઠ મંગુને વ્યાજવટાવની રીત સમજાવવા બેઠા.

'શું થયું છે, શેઠ?' ખવાસણ દાંત પીસી બોલી.

'શેનું?' શેઠે નિર્લજ્જ હાસ્ય કરતાં પૂછ્યું.

'મારૂં ખર્ચ તો તમે જ પૂરૂં પાડો છો ને?'

'હા, એ પૈસા તારે હવે ભરી દેવા પડશે. ભુરાની શરમે હું આટલા દિવસ ન બોલ્યો, હવે એવું નહિ ચાલે.' વાતમાં ભુરાનું નામ સંડોવી, શેઠે પોતાનાં ભૂત જીવનની વર્તણુંક સમજાવવા પ્રયાસ કર્યો.

'શું બોલ્યા?' મંગુ વિકરાળ વાઘણની માફક તાડુકી.

'જો બાઈ, એમ ગુસ્સો કર્યે કાંઈ ન વળે. મારા એક હજાર રૂપિયા લેણા નીકળે છે તે ભરી જજે.' કહી શેઠ જતા રહ્યા.

મંગુ તો સ્તબ્ધ થઈ ગઈ.

માણસની અધમતા આટલી હદ સુધી જઈ શકે, તેની તેને કલ્પના જ નહીં આવેલ. તેને કંઈ ને કંઈ કરી નાખવાનું મન થયું. પણ એકલ–નિઃસહાય વનિતા વગવસીલાવાળા લક્ષાધિપતિને શું કરી શકે?

ઘેર આવી તેણે છાતીફાટ રૂદન કર્યું.

તેને મરતાં મરતાંય આશરો શોધી સુખી થવા માટે આગ્રહ કરતો ભુરો યાદ આવ્યો. ક્યાં એ ખવાસ! અને ક્યાં આ વાણીઓ, કે જેણે દુનિયાની તરકીબોથી અજાણ સ્રીનું વર્ષો સુધી સાહચર્ય સેવી, હવે તેને ફેંકી દેવામાં જરા શી કંપારી પણ ન અનુભવી!

મંગુએ શેઠ પર ભરણુપોષણુનો દાવો માંડ્યો. શેઠે સામો લેણુંનો દાવો માંડ્યો. મંગુનો દાવો ઊડી ગયો. શેઠના ચોપડા બોલ્યા કે, પોતાના જૂના માણુસની વિધવાને મદદ કરવાના આશયથી, શેઠે મંગુને પૈસા આપ્યા હતા. ન્યાયની તુલા જાળવનાર કોરટે ફરમાન કર્યું કે, મંગુએ શેઠનું લે'ણું ભરી દેવું. ન્યાયની દષ્ટિએ માણુસના બોલ કરતાં લખેલા ચોપડાની પ્રામાણિકતા વિશેષ ઠરી.

પછી તો શેઠ છેલ્લે પાટલે બેઠા. તેણે મંગુના ઘર પર જપ્તી બેસાડી. મંગુને જેલમાં ય જવું પડે તેવો પ્રસંગ ઉપસ્થિત થયો. મંગુના ઘર પાસે લોકોનું ટોળું જમા થયું. સહુ કોઈ સાચી વાત જાણુવા છતાં, શેઠને સારૂં લગાડવાના આશયથી મંગુનું વાંકું બોલવા લાગ્યા.

'ખવાસની જાત જ હરામખોર !' એકે કહ્યું.

'હા, ખરી વાત છે.' બીજાએ ટાપસી પૂરી.

'શેઠ બિચારા ગરીબ જાણી મદદ કરવા ગયા, ત્યાં નમાજ પડતાં મસીદ ગળે વળગ્યા જેવું થયું.'

'શું છે, ભાઈ?' દેવશંકર મા'રાજે ટોળામાં ડોકું ઘાલી પૂછ્યું.

'કાંઈ નહીં, દેવા !' એક જણે કહ્યું.

'એ તો ગરીબ, ધોળાં જરાં કેવાં થાય તેનો દાખલો છે.' બીજાએ કહ્યું.

'પણુ છે શું?' દેવાએ પૂછ્યું.

'તારે શું કામ છે?' એક વાણીઆએ સામો પ્રશ્ન કર્યો.

'ના, ના. કહો તો ખરા!' દેવો વાત જાણુવા ઉત્સુક બન્યો.

'દુકાને જા દુકાને! શેઠ ગુસ્સે થશે.' બીજાએ દેવાને

સલાહ આપતાં કહ્યું, 'કોઈની પંચાતમાં આપણે શું કામ પડવું જોઈએ ?'

દેવો ટોળામાંથી બહાર આવ્યો. સલાહ આપનાર ભાઈ તો હજી ટોળામાં જ ઉભો હતો. ટોળામાંથી નીકળી દેવાએ એક છોકરાને પૂછ્યું 'અલ્યા આ શેની ધમાલ છે ?'

'આ ઘરમાં મંગુ રહે છેને...' છોકરાએ સાફ વાત શરૂ કરી.

'હા–' દેવો રસપૂર્વક સાંભળવા લાગ્યો.

'તેની પાસે ન્યાલચંદ શેઠ પૈસા માગતા હશે, એટલે...'

'પણ મંગુ તો શેઠની રખાત છે!'

'એ હશે, પણ શેઠ હવે એ વાતની ના પાડે છે.'

'ના પાડે છે ?'

'એ વાતના ભેદ ઉંડા છે. મંગુએ શેઠ પર ભરણ પોષણનો દાવો માંડેલ અને શેઠે લેણાંનો...'

'અને શેઠ જીત્યા લાગે છે ?' 'હા.'

'શેઠ કેટલા રૂપિયા માગે છે ?'

'એક હજાર.'

દેવો મંગુનો પડોશી હતો. વાણિયાનો ગુમાસ્તો હોવા છતાં તે ગોરપણું પણ કરતો, અને ઘણીવાર તે બ્રાહ્મણ તરીકે મંગુને ત્યાં જમવા પણ ગયો હતો. શેઠને તેણે અનેકવાર મંગુને ત્યાં આવતા જોયા હતા, અને એકાદ બે વાર તો તેણે શેઠને મંગુ સાથે અડપલાં કરતાં પણ જોઈ લીધા હતા. એ જ શેઠ શું મંગુને જેલમાં મોકલશે ?' દેવો વિચારમાં પડી ગયો.

દેવો બત્રીસ વર્ષનો હતો. દસ વર્ષ પહેલાં તેનાં લગ્ન થયેલ, પણ તેની પત્ની તરત જ મૃત્યુ પામી હતી. માબાપ તો પહેલાં ગુજરી ગયેલ. ઘર વેચીને તે પરણેલ; બૈરીનાં

ગુમાવવાની સાથે તેણે સર્વસ્વ ગુમાવ્યું હતું. તેની નાતમાં કન્યાઓની અછત હતી. દેવા જેવા, વેપારીના સામાન્ય કોટિના ગુમાસ્તાને કન્યા કોણ દે?

દેવાને પરણવાની પ્રબળ ઈચ્છા હતી. ત્રીસ રૂપિયાના ટુંકા પગારમાંથી પાઈ પાઈ કરીને તેણે નવ વર્ષમાં બારસો રૂપિયા એકઠા કર્યા હતા. ઘણી જગ્યાએ તેણે કન્યા બાબત માગાં નાખેલ, પણ ક્યાંય મેળ ખાતો ન હતો. ધીમે ધીમે તેને ખાત્રી થતી જતી હતી કે તેને માટે આખું જીવન વિધુર રહેવા સર્જાયું હતું.

મંગુની કફોડી સ્થિતિ જોઇ તેને હમદર્દીભર્યો વિચાર આવ્યો, 'મને તો કોઈ કન્યા દે એમ જ નથી. મારા પૈસા મને શું કામ આવશે? આ બાઈને આપી દીધા હોય તો?'

દેવો વિચાર આવતાંની સાથ તેનો અમલ કરી નાખતો. કોણ જાણે કેમ તેને મંગુ માટે એકાએક સહાનુભૂતિ થઈ આવી અને તે પોતાના પઈસા લેવા દોડયો. થોડીવારે એક હજારની થેલી લઈ આવી, તે ટોળામાં ઘૂસ્યો અને મંગુના સામાનની નોંધ કરતા નાજરને પૂછયું, 'આ બધું શું છે, ભાઈ?'

'તું તારૂં કામ કર.' નાજરે તોછડાઈપૂર્વક કહ્યું.

'મંગુ પાસે એક હજાર રૂપિયા લેણા નીકળે છે. બોલ, તારે ભરી દેવા છે?' એક સિપાઇએ દેવાની ચાટ પાડવા કહ્યું.

'હા, હું એ ભરવા જ આવ્યો છું.' દેવાએ કહ્યું.

'શું?' નાજરે નવાઇ પામતાં પૂછયું.

'હું મંગુ પાસે લેણા નીકળતા નાણાં ભરી દેવા આવ્યો

છું.' દેવો શબ્દેશબ્દ છૂટો પાડી બોલ્યો.

'મંગુ તારી શું થાય?' નાજરે પૂછ્યું.

'એ જાણવાનું આપને શું કામ છે? એના વતી એક હજાર રૂપિયા ભરી આપું છું.' દેવાએ રૂપિયાની થોકડીઓ ગણવી શરુ કરી.

બધા જોઇ રહ્યા.

ન્યાલચંદ શેઠને સંતોષ થયો, બે વાતે. પૈસા મળ્યા અને મંગુ સાથે પોતાને નહીં, પણ દેવાને સંબંધ છે એવું ઠર્યું, એટલે પોતાની પવિત્રતા પણ સિદ્ધ થઈ.

ધીમે ધીમે લોકોએ ગણગણાટ આદર્યો.

'ગાંડો થઇ ગયો લાગે છે.'

'ગાંડો શું? મંગુડી ઓછી રૂપાળી છે? એની પાછળ ગાંડો થયો લાગે છે.'

'શું જમાનો આવ્યો છે! બ્રાહ્મણનો દીકરો ઊઠીને ખવાસણ સાથે સંબંધ રાખે! હરિ! હરિ!' ટીકા કરવા સૌ તૈયાર હોય છે.

મંગુ તો આ મા'રાજની મહત્તા જોઇ જ રહી.

ચર્ચા-નિંદા કરતાં બધાં જતાં રહ્યાં. રહ્યાં દેવો ને મંગુ.

'આ તમે શું કર્યું?' કંઈવારે મંગુએ પૂછ્યું.

'માણસ તરીકેની ફરજ બજાવી.' દેવાએ કહ્યું.

'પણ હું તમને આટલા બધા રૂપિયા ક્યારે ભરી રહીશ?'

'મારે એની કંઇ ઉતાવળ નથી. અને...હવે તમે શું કરશો?'

'જ્યાં પગ લઇ જશે ત્યાં જઇશ.' મંગુએ નિરાધારી-

પૂર્વક કહ્યું.

‘ મારૂં કહ્યું કરશો ? ’

‘ શું ? ’

‘ અત્યારે મારે ત્યાં ચાલો.’

થોડી રકઝકને અંતે મંગુ દેવાને ઘેર ગઈ.

મંગુને ઘરની ચીજોથી થોડીઘણી વાકેફ કરી દેવો દુકાને ગયો.

મંગુ વિચારે ચડી. તેને ભૂતકાળના વિચાર આવ્યા. ભુરો સાંભર્યો, શેઠની નાલાયકી સાંભરી અને તે રડી. ખૂબ ખૂબ વિચાર કરી તેણે કોઇ ખવાસ સાથે નાતરૂં કરી લેવાનું નક્કી કર્યું.

દેવો આવ્યો ત્યારે મંગુએ તેને કહ્યું, ‘ મારે જવું છે.’

‘ ક્યારે ? ’ દેવાએ પૂછ્યું.

‘ આજે જ. ’ મંગુએ મક્કમતાપૂર્વક કહ્યું.

‘ ક્યાં ? ’

‘ મારે મારો કાંઇ રસ્તો શોધવો પડશે ને ? ’

‘ શું કરવા ધાર્યું છે ? ’

‘ જુઓ...મારૂં રૂપ હજી ઓસરી નથી ગયું. મારી પાછળ ગાંડા થનારા ખવાસ મને મળી રહેશે.’

‘ એકાએક આવો નિર્ણય કેમ કરવો પડયો ?

‘ અમારો શેઠ સાથેનો સંબંધ ઘણો જૂનો. અમે શેઠનાં કામ કરવામાં બાકી નથી રાખ્યું. હું રાંડી એ પછી શેઠે જ મને ભોળવી. પાંચ વરસ અમે સાથે રહ્યાં. હવે તેમને આબરૂ આડે આવી, એટલે મને હોમી દીધી. તમને ય હું તમારી સાથે રહું તો લોકો સમક્ષ ભૂંડા દેખાવાનો પ્રસંગ આવે જ;

માટે તમારાં અને મારાં ભલાને માટે મારે જવું જ જોઇએ.' મંગુએ પોતાનું હૃદયમંથન રજૂ કર્યું.

'હું ન્યાલચંદ શેઠ જેવો લાગું છું?' દેવાએ માઠું લાગ્યું હોય તેવા સ્વરે કહ્યું.

'ના-નાં, તમારી ઉદારતાથી તો હું છક થઈ ગઇ છું. પણ મને મદદ કરવી તે એક વાત છે અને મારી સાથે રહેવું તે બીજી વાત છે.'

'જુઓ, હું તો જગતથી તરછોડાયલો માણસ છું. મારે નથી કોઇ સગું કે નથી કોઈ સંબંધી! એકલો અટુલો વસું છું. તમને પોતાને હરકત ન હોય, અને જો તમે મારી સાથે રહેશો તો મારી એકલતા ટળશે. નાત ભલે મને નાતબહાર મૂકે, લોકો ભલે મને નિંદે, પણ તમે મારી સાથે રહેશો તો મને તો શાંતિ જ રહેશે.'

'એક વાર શેઠે પણ મને આવું જ કહેલ.' મંગુ કંઈ નિર્ણય કરી શકતી ન હતી.

'પણ એમાં ફેર હતો. શેઠે તમારી સાથે છૂપો વ્યવહાર રાખેલ. હું તમે ઇચ્છતાં હો તો, તમારી સાથે છડેચોક પુનર્લગ્ન કરવા તૈયાર છું. વિચાર કરી જુઓ! પછી તમને યોગ્ય લાગે તો જ મારી સાથે રહેજો. જવું હોય તોય તમે છૂટાં છો. તમે જાવ તોય તમારે રૂપિયા બાબત ચિંતા કરવાની જરૂર નથી. એ તો મેં તમને આપ્યા જ.'

દેવો બહાર ગયો. મંગુએ ખૂબ વિચાર કર્યો. તેનો અનુભવ તેને ચાલ્યા જવાનું કહેતો હતો; પણ દેવાનું મુખ, તેની ઉદારતા, તેનો ભાવ તેને આકર્ષી રહ્યાં હતાં. જેમ જેમ તે વિચાર કરતી ગઇ તેમ તેમ તેને દેવાનું આકર્ષણ વધતું ગયું.

દેવો ઘેર આવ્યો ત્યારે મંગુએ જ તેને સામેથી કહ્યું, 'મેં તમારી સાથે રહેવાનું નક્કી કર્યું.'

'મારાં સદ્‌ભાગ્ય!' દેવાએ કહ્યું.

દેવાએ ખવાસણને ઘરમાં ઘાલ્યાના ખબર તેના પિત્રાઈ હેમતને પડતાં, તે દોડતો આવ્યો.

'કેમ છે, દેવા?' હેમતે શિષ્ટાચારનો પ્રશ્ન પૂછ્યો.

'સારૂં. ભાઈ! આજ તો તમે મારા પર કૃપા કરી!' દેવો તેના આગમનનું કારણ બરાબર કલ્પી શકયો હતો.

'હં. લોકો તારી વિરૂદ્ધ સાચી ખોટી વાતો કરતા'તા, તેથી તને શિખામણના બે બોલ કહેવા આવ્યો છું.'

'શી બાબત?'

'કહે છે કે તું કોઇ ખવાસણને મદદ કરે...'

'મદદ?' દેવાએ વચ્ચે કહ્યું: 'એ તો મારી સાથે રહે છે.'

'સાથે? ખવાસણ?' હેમતે અડધા ઊભા થઈ જતાં કહ્યું.

'હા.' દેવાએ ઠંડે કલેજે કહ્યું, 'જોવી છે? બોલાવું?'

દેવાએ મંગુને બોલાવી. હેમત ખૂબ ધૂંઆપૂંઆ થયો હોવા છતાં આરસની પ્રતિમાસમી મંગુને પળવાર જોઈ રહ્યો.

'દેવા! તું આટલો નફ્ટ થયો હશે એ મને ખબર નહીં.'

'એમાં નફ્ટાઈ શું આવી?'

'તું તો કુળની આબરૂ ધૂળમાં મેળવવા બેઠો છે.'

'જુઓ, હેમતભાઇ! તમે તો આડત્રીસ વર્ષના થયા, ખરૂં ને?'

'હા.' હેમતે મરડમાં કહ્યું.

'આડત્રીસ વર્ષની ઉંમરમાં તમે ત્રણવાર પરણ્યા. કેટલાંય

બાળકોના પિતા છો. સુખી છો. તમને એક મરે કે બીજી બીજી મરે કે ત્રીજી—કરવાનો હક્ક, અને મારે ભવ આખો વાંઢા રહી મરી જવું?'

'તનેય પરણાવ્યો'તો તો ખરો.'

'પણ એ તો પરણીને પાંચમે મહીને મરી ગઈ. હું તો કુંવારો જ છું. દશ વર્ષ મેં વિધુર તરીકે ગાળ્યાં. હવે હું એકલો રહેવા પળવાર તૈયાર નથી. મને ગમી તે બાઈ મેં શોધી લીધી છે. તેમાં હવે તમારે શું છે?'

'આવું બધું બોલતાં તું ક્યાંથી શીખી લાવ્યો?' હેમતે પૂછ્યું.

'આ હું શીખેલું નથી બોલતો. આ તો મારા અંતરના ઊભરા ઠાલવું છું.'

'આવે કુછંદે ચડશો તો નાત બહાર થશો.'

'કુછંદે? તમે ઉપરાઉપર પરણ્યા જ કરો તોય એ કુછંદ નહીં અને હું દશ દશ વર્ષ સુધી સંયમ પાળી બધી બાજુથી નિરાશા મળ્યા પછી કાંઈ કરું તો તે કુછંદ? વાહ તમારો ન્યાય! અને મને તમારી નાતની શી પડી છે? નાત ભલે મને જમવાનું નોતરું ન દે. વર્ષમાં પાંચ મામુલી જમણનાં નોતરાં કાજે હું મારું સમસ્ત જીવન ભારે મારવા તૈયાર નથી.'

'તારે લાંબી વાતનું શું કામ છે? તારી ગાંઠે થોડો જીવ હોય અને તું મારી એક શરત કબૂલ કરે તો હું તને નાતમાંથી કન્યા અપાવી દઉં.'

'શી શરત?' દેવાએ કૃત્રિમ શાંતિ ધરતાં પૂછ્યું.

'આ રાંડને કાઢી મૂક અને...'

દેવાએ હેમતનું ગળું પકડી કહ્યું, 'શું બોલ્યો, બદમાશ?'

હેમતની આંખો ફાટી રહી. મંજુએ બંનેને છૂટા પાડયા. સલાહ આપવા આવનાર હેમત વિશેષ ગુસ્સે થઈ જતો રહ્યો.

જગતની ટીકાની પરવા કર્યા સિવાય દેવા અને મંજુએ આનંદપૂર્વક જીવવું શરૂ કર્યું.

પણ સમાજ–ઘડયા કાનૂનનો ખુલ્લો ભંગ કરનારને લોકો એમ સહેલાઈથી તો કેમ જ છટકવા દે! હેમતની સરદારી નીચે દેવાને નાત બહાર મૂકવામાં આવ્યો. પણ નાત બહાર મૂકાયાથી દેવાને કશી મુંઝવણ ન થઈ, એટલે સમાજની નૈતિક સ્થિરતાનું પલ્લું સાચવવાનો દાવો ધરાવનાર લોકોએ બીજી દિશામાં પ્રવૃત્તિ આદરી. દેવાના શેઠને બધાએ ચડાવ્યા, અને આવા નાલાયક નોકરને વિના વિલંબે બરતરફ કરવાનું ખાસ દબાણ કર્યું. દેવો શેઠનો વિશ્વાસુ નોકર હતો. વેપારમાં તેની નજર બરાબર પડતી. શેઠને તેણે ઘણીવાર હજારો રૂપિયાનો લાભ કરી આપ્યો હતો. શેઠ તેને કાઢવા ખુશી ન હતા, પણ લોકમત સમક્ષ નમતું મૂકયા વિના છૂટકો ન હતો. છેવટે તેમણે દેવાને ખરાબ ચાલચલગત માટે બરતરફ કર્યો.

દેવાના રોષનો પાર ન રહ્યો. વફાદારીપૂર્વક નોકરી કર્યાનો આવો બદલો મળતો જોઈ તેને મરું કે મારું એવું ઝનૂન ચઢી આવ્યું.

ઘેર આવી તેણે મંજુને કહ્યું, 'મંજુ!'

'કેમ?' રસોડામાંથી બહાર આવતાં મંજુએ પૂછ્યું.

'મને તો રજા મળી.'

'નોકરીમાંથી?'

'હા.'

'હવે? શું કરશું?'

'મને તો એમ થાય છે કે એ શેઠનું સાળાનું માથું ફોડી નાખું. મેં એને કેટલા રૂપિયા કમાવી દીધા છે! નીચ!'

'એમાં શેઠ બિચારા પણ શું કરે? લોકો તેની પાછળ લાગ્યા હશે એટલે તમને...

'પણ એણે લોકોની વાત સાંભળવી જ શા માટે જોઈએ?'

'બધા તમારા જેવા બહાદુર ન હોય તો!'

'ઠીક, રસોઈ કરી રાખ. હું હમણાં આવું છું.'

દેવાએ બીજા વેપારીઓને ત્યાં ફરી નોકરી શોધવા ફાંફાં મારી જોયાં. પણ વ્યર્થ! તેના જેવા હલકટ માણસને નોકરીમાં રાખવા કોઈ આબરૂદાર વેપારી તૈયાર ન હતો.

નિરાશ થઈ દેવો ઘેર આવ્યો. બે ચાર દિવસ નોકરીની તલાશમાં રખડયા પછી તેને એકાએક એક વિચાર આવ્યો. ગામને છેડે આંબલીવાળા ડેલામાં જુગારીઓનો અડ્ડો હતો, ત્યાં જઈ શા માટે નશીબ ન અજમાવવાં? દેવો તેની સઘળી મૂડી લઈ એ તરફ ઊપડયો. અને ચાર કલાક પછી તદ્દન બાવો બની લથડતે પગલે પાછો ફર્યો.

'તમે આજે કેમ ઉદાસ છો?' મંગુએ દેવાને પૂછયું.

'હું મારી બધી મિલ્કત ખોઈ આવ્યો.'

'કયાં?'

'જુગારખાનામાં.'

'હેં!'

'હા.'

'તમને એવી મતિ કયાંથી સૂઝી?'

'થવાનું હતું તે થઈ ગયું.' દેવાએ કહ્યું.

મંગુ કંઈ બોલી નહિ.

પછી તો દેવો પાંચ સાત દિવસ સુધી ઘરની બહાર નીકળ્યો નહિ. મંજુ તેની વ્યથા સમજતી અને મૂંઝાતી.

'જુઓ, મને સાથે રાખીને તમે દુઃખી જ થયા છો.' મંજુએ એક દિવસ કહ્યું.

'હં...' દેવો કંઇ બીજા જ વિચારમાં હતો.

'હું તમારી સાથે રહીશ ત્યાં સુધી તમને ક્યાંય નોકરી નહિ મળે.'

'હં...'

'માટે હું આ ઘર છોડી જતી રહું.'

'શું કહ્યું?' દેવો વિચારતંદ્રામાંથી જાગી ગયો.

'હું આ ઘર છોડી જતી રહું.'

'હું ભિખારી થઇ ગયો, એટલે?' મંજુ સામે જોઇ રહેતાં તેણે કહ્યું.

'શું બોલ્યા? હું તો તમારા સુખ કાજે જવા ધારું છું. મારા જવાથી તમે સુખી થતા હો તો હું રસ્તાની રખડતી ભિખારણ બનવા તૈયાર છું.'

'પણ એથી હું સુખી જ થઇશ એમ તેં કેમ ધાર્યું!'

'પછી તમે ક્યાંક નોકરી કરો એટલે...'

'નોકરી? હું કરું? આ બદમાસોની? કદી નહિ! અને જો તારી મનાઈ ન હોત તો મેં તો એ નરાધમોનાં ખૂન કર્યાં હોત. મંજુ! તું મને છોડીને જતી રહે તો આ જગતમાં મારું કોણ? તને જોઉં છું ત્યારે તો મારું ઊકળતું હૈયું શાંત થાય છે.' દેવાની આંખ ભીની થઇ.

'તો હુંય તમને શા માટે છોડું? તમને કામ ન મળે તો કાંઈ નહિ. તમે ભલે બધી મિલ્કત ગુમાવી આવ્યા. તમે

બેફિકર રહો. હું દળણાં દળીને તમારું પૂરું કરીશ. હવે તો આપણે જીવશુંય સાથે અને મરશુંય સાથે.' સાચાં પ્રેમીનો એ કોલ હતો.

મંગુએ રાત દિવસ રળીરળીને ઘરનો બોજો પોતા પર ઉપાડી લીધો. દેવો મંગુને નાડીતૂટ મહેનત કરતી જોઈ નાખુશ થતો, પણ એ સિવાય ઘરનું ખર્ચ નિભાવવું મુશ્કેલ પડે તેમ હતું.

મંગુનાં શરીર પરથી માંસ અદૃશ્ય થતું જતું હતું. તેનાં હાડકાં ઉપર તરી આવતાં હતાં. તેના મુખ પરની કાંતિ ઓસરતી હતી. પણ તેનું બાહ્ય સૌન્દર્ય ઘટવાની સાથે તેનું આંતરિક સૌન્દર્ય ઓર ખીલી રહ્યું હતું. દેવો મંગુના સ્વભાવનાં દૈવી તત્ત્વ જોઇ તેના પ્રત્યે વિશેષ ને વિશેષ આકર્ષાતો હતો. તેના પરનો કામનો બોજો ઓછો કરવા તે અનેક મનસુબા ઘડતો, પણ કંઈ વળતું નહિ.

થોડા મહિનાઓ વીત્યા અને દેવો એક દિવસ દાણા લેવા માટે મંગુએ આપેલ પાંચ રૂપિયા લઈ આંબલીવાળે ડેલે ઉપડયો. દેવાના નસીબ આડેથી પાંદડું ખસી ગયું. સવારથી સાંજ સુધી બેસી તેણે પાંચ રૂપિયાના પંદરસો રૂપિયા કર્યા.

મંગુ તો દાણા લેવા મોકલેલ દેવાની વાટ જ જોઈ રહી. સાંજે મોડામોડો દેવો આવ્યો. આવતાં વેંત તેણે મંગુના ખોળામાં પંદરસો રૂપિયાનો ઢગલો કર્યો. મંગુ જોઈ રહી.

'આ શું?' મંગુએ પૂછ્યું.

'જુગારમાં જીત્યો.'

'તમને એ લત કેમ નથી છૂટતી?'

'તને કામ કરી તૂટી મરતી રોકવા એ એક જ ઉપાય

મને જડયો. જો, હવે તારે કોઈનું દળણું દળવાનું નથી. આમાંથી એક હજાર રૂપિયા રાખી બાકીના મને આપ.'

દેવા–મંગુનાં ભાગ્ય ફરી ગયાં.

દેવો જુગારીઓનો સરદાર બની ગયો. તેની પાસે હજારો રૂપિયા અને કેટલાંય મકાનો એકઠાં થયાં. હવે તે પોતે ભાગ્યે જ જુગાર રમતો, પરંતુ તેના આશ્રય તળે જુગારીઓને રમાડતો અને તેમની દરેક બીટ પર કમીશન લેતો. દેવો દેવા-ભાઈ કહેવાતો.

ગામમાં દેવાના નામની હાક પડતી. કોઈના પર તેની આંખ ફરતી તો તે બાપડાનું આવી જ બનતું. દેવાના ઈશારા માત્રે અઢાર જણા સજ્જ થઈ જતા.

દેવાને આશરે ઘણાં ગરીબ–ગુરબાં નભતાં. કેટલીય રાંડી રાંડોને દેવો દાણા પૂરતો. કેટલાય બાવા દેવા શેઠ પાસેથી માગ્યું પામતા. કેટલાય વિદ્યાર્થીઓને દેવો ચોપડીઓ અપાવી દેતો. દેવાના ડેલામાં શ્રીમંતોના લાડકાઓ જ પ્રવેશ પામી શકતા. કોઈ મુફલિસ નસીબ અજમાવવા આવતો તો દેવો તેને પાંચ પૈસા આપીને જ વળાવી દેતો.

દેવાના હાથમાં એક વખત ફસાયા પછી છટકવું અસં-ભવિત હતું. શ્રીમંતોનો દેવો કાળ હતો. તેનાં લેણામાંથી તો કોઈ છૂટી શકતું નહીં.

એકવાર હેમતનો ભત્રીજો દેવાના ડેલાના સપાટામાં આવી ગયો. હેમતે દેવાને બોલાવી કહ્યું, 'દેવાભાઈ ! એક કામ છે.'

'મારું ?' દેવાએ આશ્ચર્ય પામવાનો ડોળ કરતાં કહ્યું.

'હા, તમારું.'

'બોલો ! હું તમારી સેવામાં તૈયાર છું.' દેવાએ મોઢાની

મીઠાશ આબાદ કેળવી લીધી હતી.

'આપણા મહાશંકર પાસે પેલો હસન થોડા પૈસા માગતો હશે......'

'મહાશંકર કોણ?'

'મારો ભત્રીજો.'

'હં, તો પૈસા ભરી દે.'

'અરે બ્રાહ્મણભાઈ પાસે પૈસા ક્યાંથી હોય? ગરીબ બિચારો માર્યો જશે. તમે હસનભાઈને ન સમજાવો?' ગરજે ગધેડાને પણ કાકો કહેતાં ન અચકાય એ કોટિનો હેમત હતો.

'શું, જુગારના પૈસા માગે છે!' દેવાએ હેમતના કાનમાં કહ્યું.

'હા.'

'અરર! તમારા બ્રાહ્મણના છોકરા એવા કુછંદે ચડી જાય એ તો બહુ ખરાબ!' દેવાએ 'તમારા' શબ્દ પર ભાર મૂકી કહ્યું.

'પણ એ બ્રાહ્મણના છોકરાને બચાવવો તમારા હાથમાં છે.' હેમતે શાંતિપૂર્વક મહેણું ગળી જતાં કહ્યું.

'ભલે, એમાં શું? આપણે ક્યાં જુદા છીએ?' દેવાએ મીઠાશથી કહ્યું.

'એટલે જ તો તમને કહેવા આવતાં પગ ઊપડે છે ને!' હેમતે ઉમેર્યું.

જરા દૂર જઈ દેવાએ તેની સાથે આવતા એક જણને નજીક બોલાવી કહ્યું, 'રૂડા! હસનને કહેજે કે મહાશંકર પાસેથી આજ સાંજ પહેલાં પૈસા વસૂલ કરી લ્યે.'

આટલું કહી દેવો મોટરમાં બહારગામ જતો રહ્યો. દેવાનો

આદેશ એટલે તેનાં માણસોને મન દેવનો આદેશ હતો. મહાશંકરને બૈરીનાં ઘરેણાં ગીરો મૂકી બે કલાકમાં પૈસા ભરી દેવા પડયા. હેમત હેબતાઇ ગયો. તેને એક છેલ્લો ઉપાય સૂઝયો. તે મંગુ પાસે દોડયો. અને ત્યાં જઇ તેના પગમાં પડતું મૂકયું.

દેવો જબ્બર દાદો હતો. પણ તેનું એક પણ માણસ તેને ઘેર ન આવતું. મંગુ પાસે તો દેવો પહેલાંનો જ દેવો હતો. ઘરમાં પગ મૂકતાંની સાથે જ દેવો બહારની દુનિયા વિસરી જતો. ઘરમાં કામ કરનારાં ચાર–પાંચ માણસો હતાં. નવા બંધાયેલ બંગલામાં માળી પણ રહેતો. પણ આ બધાં માણસો મંગુની પસંદગીનાં હતાં. તેમનો પગાર નિયમિત ચૂકવાતો. તેમને મંગુ તરફથી વારપરબે ભેટ પણ મળતી. આ માણસો સિવાય દેવાનું કોઇ ઓળખીતું મંગુ પાસે આવતું નહી. એટલે હેમતને હાંફ્લો ફાંફ્લો આવેલો જોઈ તેને નવાઈ લાગી.

'શું છે ?' મંગુએ પૂછ્યું.

'ગરીબ બ્રાહ્મણને બચાવો.' હેમતે પગમાં પડયાં પડયાં જ કહ્યું.

'પણ છે શું ? અને તમે છો કોણ ?'

'મને ન ઓળખ્યો ? હું હેમત–દેવાભાઇનો પિત્રાઇ.'

'તમે સરખા તો બેસો. બ્રાહ્મણના દીકરાને પગે લગાડી હું પાપમાં પડું છું.' હેમત નિરાંતે બેઠો.

'બોલો હવે શું છે ?'

'મારો એક સગો છે, તેની પાસેથી વહુનાં ઘરેણાં ઉતરાવીને દેવાભાઈએ પૈસા પડાવ્યા. બિચારાને આપઘાત કરવાનો વારો આવ્યો છે. બચાવો ! બ્રાહ્મણના દીકરાને બચાવો.'

'તમે શાંત થાઓ. હું એ પૈસા પાછા અપાવીશ.'

'અરે! એમ તો દેવાએ ય કહ્યું'તું. પણ એની વહુનાં તો બાપડીનાં ઘરેણાં ગયાં. હવે મારો કે તારો, બધું તમારા હાથમાં છે.'

'કેટલા રૂપિયા છે?'

'પાંચસો.'

મંગુએ ઘરમાં જઈ પાંચસો રૂપિયા લાવી તે હેમતને આપતાં કહ્યું,' લ્યો, આ પાંચસો રૂપિયા લઇને ઘરેણાં છોડાવી લાવો. બસ?'

'અરે, તમારો તો પાડ, માનું તેટલો ઓછો! આજે તમે એક કુટુંબને જીવતદાન દીધું.'

હેમત મંગુનાં વખાણ કરતો ગયો.

દેવો આવ્યો ત્યારે મંગુએ હેમતને પૈસા આપ્યાની વાત કહી.

'એને શું કામ પૈસા આપ્યા?' દેવાએ જરા ચીડાતાં પૂછ્યું.

'બિચારાની વહુનાં ઘરેણાં ઉતરે એ હું ન જોઈ શકું.'

'પણ આ તો એ હરામખોર છે કે જેણે આપણને નાત બહાર મૂકાવી, નોકરીમાંથી રઝળાવ્યાં હતાં.'

'પણ બ્રાહ્મણ તો છે ને?'

'તેં બધી બાજી બગાડી દીધી. એ મહાશંકરને મેં ઈરાદાપૂર્વક ભોળવ્યો હતો. મહાશંકરને કાંઈ છોકરૂં નથી, અને તેની મિલ્કત પર હેમતની આંખ છે, એટલે મહાશંકર દ્વારા હેમત પર વેર વાળવાનો માર્ગ મેં શોધી કાઢ્યો હતો. તમારા મનમાંથી વેર વાળવાના વિચાર કેમ જતા જ

નથી? તમને હવે શેની ખામી છે? એ મગતરાંઓની સામે પણ શા માટે જુઓ છો?'

'મારામાં તારા જેટલી ઉદારતા નથી. તે દિવસે રૂડાએ વાત કરી કે, 'ન્યાલચંદ કોઈને મોઢે કહેતો'તો કે 'ખવાસણ કોઈની નહી'', ત્યારે જો તેં મને ન વાર્યો હોત તો હું જરૂર એના ઘરને આગ લગાડાવત. ખવાસણ કોઇની નહીં! અને તમે વાણિયા બ્રાહ્મણ કોના થાવ તેમ છો? ભાઇ ભાઈને ફોલી ખાતો હોય તે શું જોઈ ઉંચાપણાનો દાવો રાખતો હશે? એ બધાને તો રીબીરીબીને માર્યા હોય તો સીધાદોર થઇ જાય. પણ તું બહુ દયાળુ છો ને!'

'આપણું બુરૂં કરનારને સજા કરી દઈએ તો તે ઈશ્વરની સજામાંથી છૂટી જાય છે. અને આપણે ઈશ્વરના ગુનેગાર બનીએ. ઈશ્વરનું કામ આપણે કરી લેનારા કોણ?'

'મંજુ! તારી વાત તો અજબ છે. વેર વાળવાના મારા હજાર વિચાર તારા એક વાકયથી શાંત થઇ જાય છે: તને એ લોકો પર ખરેખર ક્રોધ નથી આવતો?

'મને શા માટે ક્રોધ આવે? ભગવાને મારી સાચી દાનત જોઇ મને તમારા હાથમાં સોંપી. આ શું ઓછું સુખ છે? અને હું મને અન્યાય કરનાર પર ક્રોધ ન કરૂં તોપણ ઈશ્વર તેમને તેમનાં અવળાં કામ માટે કયાં છોડે તેમ છે? ન્યાલચંદ શેઠની આજે શું દશા છે? એ શેઠને ધાનના પણ વાંધા પડે એ ઓછું છે? હું તો પ્રભુ પાસે હાથ જોડી માગું છું કે, મારે હાથે કોઈનું ભૂંડું ન થાય!'

'ખરી રીતે તો તારી વાત સાચી છે, પણ એટલી સાધુવૃત્તિ મુશ્કેલ છે ને!'

મંગુ અને દેવો કેટલાંય વર્ષો સુધી સંપૂર્ણ આનંદથી જીવ્યાં. બંને ઘરડાં થયાં. દેવો માંદો પડયો, અને બે પ્રેમી આત્માઓને જુદાં પડવાનો પ્રસંગ આવ્યો.

'મંગુ!' દેવાએ કહ્યું, 'તારી ઈચ્છા આપણા પૈસાની શી વ્યવસ્થા કરવાની છે?'

'જે તમારી ઈચ્છા તે મારી ઈચ્છા.'

'ના, એમ નહીં. તને દુનિયાની ભલાઈમાં ભલે શ્રદ્ધા હોય, મને નથી. હું જઉં અને પાછળથી મારી બુઢ્ઢી વિધવાને કોઈ કંઈ કનડગત કરે તો મારે ભૂત થવું પડે.' દેવાએ ગમ્મત કરતાં કહ્યું.

'જાવ, જાવ! મને કોણ કનડગત કરે?'

'તને સાઠ વરસેય જગતનો અનુભવ નથી. અત્યારે મારી બીકે કોઈ તારી સામે ઊંચી આંખેય નથી જોતું. પણ મારી આંખ મીંચાય એટલે મારા કંઈક પિત્રાઈ મારી મિલ્કત પર પોતાનો હક્ક બેસાડવા કૂદી પડે.'

'તો તમને ઠીક પડે તેમ કરો.'

'મારો વિચાર એમ છે કે, કોઈ સારા વકીલને બોલાવી મારી બધી મિલ્કત તારા નામ પર લખાવી દઉં.'

'અને શું શું ધરમાદો કરવો તે પણ લખાવી દો.' મંગુએ ઉમેર્યું.

'ના, એ તું કરજે.'

'મને એમાં સમજ ન પડે. મારે માટે પૈસાનો વહીવટ કરવાનું રાખી, બધાં મકાન તમને ઠીક પડે તેમ દઈ દો.'

'બોલ, તારે કયું મકાન રહેવા રાખવું છે?'

'મને પરાનું નાનું મકાન ફાવશે.'

'આ બંગલો નહીં ?'

'તમે ન હો તો આ બંગલો મને ખાવા દોડે.'

'તો આ બંગલો ગરીબ નિશાળિયાઓને રહેવા આપી દઈયે તો ?'

'બહુ સારૂં.'

'અને—' મંગુને એકાએક વિચાર આવતાં તે બોલી,' મારી એક વાત માનશો !'

'શી ?'

'એક મકાન તમારા પિત્રાઈ હેમતને આપો.'

'હેમતને !'

'હા.'

'કદી ન બને !'

'તમારો ભાયાત છે. બ્રાહ્મણ છે. એટલે એનો હક્ક છે.'

'તારો બહુ આગ્રહ હોય તો મહાશંકરને એક મકાન આપું. પણ હેમતને તો હું રાતી પાઈ પણ નહીં દઉં.'

વીલ થયું. દેવાની વિશાળ મિલ્કતમાંથી એક મકાન મહાશંકરને આપવાનું પણ લખાયું.

દેવો ગયો. તેની પાછળ ચોરાસીની નાતમાં મરણકાંઠે બેઠેલો હેમત પણ જમવા ગયો. મંગુએ પોતે દરેક બ્રાહ્મણને જમ્યા પછી રૂપિયો રૂપિયો દક્ષિણા આપી.

થોડા દિવસે હેમતને– મહાશંકરનું નિર્વંશ જાય તો તેનો વારસો મેળવવાની આશા રાખતા હેમતને–ખબર પડી કે મહાશંકરને દેવાના વીલમાં એક મકાન મળ્યું છે. તેણે મહાશંકરને બોલાવ્યો.

'મહાશંકર ! તને દેવાનું એક મકાન મળ્યું એ ખબર છે ને ?'

'હા, કાકા !'

'ગમે તેવો તોય ભાઈ !'

'પણ કાકા! લોકો કહે છે કે એ મકાન તો મને મંગુબાના કહેવાથી મળ્યું છે.'

'એ તો ઠીક, પણ વીલમાં તને મકાન આપવાનું લખ્યું છે એ વાત તો બરાબર સાચી છે ને ?'

'હા-હા, મેં એ વકીલને જ પૂછી જોયું છે.'

'તો પછી ધરમના કામમાં ઢીલ શેની? મકાનનો કબજો માગી લે.'

'પણ એમ ઉતાવળ કેમ કરાય? દેવાકાકાને મર્યાં હજી એક માસ તો માંડ થયો, ત્યાં મંગુબાને કહેતાં જીભ કેમ ઉપડે? તે દિવસે એમણે જ પાંચસો રૂપિયા પાછા આપ્યા'તા ને! થવાનું હશે તે થશે. હું તો કહેવા નહીં જઉં.'

'તું તો ગજબ વેદિયો છે. હવે એવી લાજ શરમ હોય? અને ખવાસણના તે ભરોંસા હોય? ખવાસણ કોઈની નહીં. તું તારે આપી દે નોટીસ, કે મકાનનો કબજો મને સોંપી દો.'

કેટલીક વાટાઘાટને અંતે મહાશંકરે મંગુને મકાન સોંપવા બાબત નોટીસ આપવી એમ નક્કી થયું.

'હં, જઈને વકીલને મળ. આવ્યું એટલું આપણા બાપનું. બાકી ખવાસણ કોઈની નહીં.' મહાશંકરનું નિર્વંશ જાય તેવી માળા જપતા સિત્તેર વર્ષના હેમતે આંખ મીચકારતાં સલાહ આપી.

મહાશંકર ઘેર પહોંચ્યો ત્યારે તેની વહુએ તેને એક કાગળ આપ્યો. કાગળમાં મંગુના વકીલે તેના ભાગમાં આવેલ મકાનનો કબજો લઈ જવા લખ્યું હતું.

## ૧૧. અબ્દુની બોણી

અબ્દુ તાર ઓફીસનો જૂનો પટાવાળો હતો. બહુ નાની ઉંમરથી તાર ઓફીસમાં નોકરી કરતો અબ્દુ તેના કામમાં ઘણો પાવરધો થઈ ગયો હતો. તેની જીભની મીઠાશ ઘણાખરાને પાણી પાણી કરી શકતી. નાનાં માણસોને તાર–ટપાલનાં કામમાં સલાહ કે સહાય આપવામાં અબ્દુ કદી પાછો ન પડતો. મોટાં માણસોને પ્રણામ કરવાનું કદી ચૂકતો નહીં. અબ્દુમાં કામ કરવાની ઝડપ સારી હતી. તારનાં કામથી પરવારી તે તેના માસ્તર સાહેબોનાં ઘરનું કામ પણ કરી આપતો. કોઈનું શાક લાવી દેવું, કોઈનાં બાળકોને શાળાએ મૂકી આવવાં, કોઈનાં કપડાં ધોબીને ધોવા આપી આવવાં, એવાં કામ કરી અબ્દુ બધા સાહેબોની કૃપાદૃષ્ટિ મેળવી લેતો.

સહુની અબ્દુ પર રહેમની નજર રહેતી. ટુંકા પગાર છતાં ચાર છોકરાં ને બૈરીનું પૂરું કરવામાં અબ્દુને આ રહેમ–નજર બહુ ઉપયોગી નીવડતી. બધાની રહેમ–નજરનો લાભ અબ્દુ લોકોના શુભ સમાચારના તાર પર પોતાની બોણીનો હક્ક લગાડવામાં લેતો. સારા સમાચાર મેળવનારને અબ્દુની બોણી અચૂક ચૂકવવી પડતી.

કોઈક જ વખતે લોકોમાં પટાવાળાની આવી આવૃત્તિ માટે

થોડી ચકચાર જાગતી, પણ અબ્દુની ઓફીસના છોટે-સાહેબો લોકોને સમજાવી દેતા અને કહેતા, 'બિચારો તમારા સારામાં બે ચાર આના માગે એટલા ખાતર તેને ઘેર બેસવું પડે તેવું કાં કરો?' લોકો શરમાઈને જતા રહેતા. ઘણે ભાગે તો અબ્દુ પોતાની વિરૂદ્ધ ફરિયાદ ઊભી થવા જ ન દેતો. પણ ક્યારેક કોઈ તેની વિરૂદ્ધ ફરિયાદ કરતું તો ત્યાં ઉભેલ બધા માણસો ય એ વ્યક્તિને શાંત થવાનું જ કહેતા. અબ્દુની ઉપયોગિતા બધાને બરાબર સમજાઈ ગઇ હતી. અબ્દુ ઓફીસને તેમ જ આમવર્ગને બંનેને કામનો હતો.

ક્યારેક સુખી ને શ્રીમંત માણસને ત્યાં બોણીના બે આના લેવાની ના પાડી ચાર આના લેવાની શાંત રકઝક કર્યા સિવાય તે બીજા વાંકમાં ન આવતો. અબ્દુને બોણી માગવાનો પ્રસંગ શોધતાંય આવડતું એટલે તેને નિરાશ થવાનો પ્રસંગ તો ક્યારેક જ આવતો.

કોઈનાં લગ્ન આવ્યાં હોય, કે કોઈને ત્યાં દીકરો આવ્યો હોય, કોઈ પાસ થયું હોય કે કોઈ પરદેશથી આવતું હોય એવે પ્રસગે શુભ સમાચાર લાવનાર તારવાળાને ચાર-આઠ આના આપતાં કોનો જીવ અચકાય? અને એ ચાર-આઠ આનામાં અબ્દુની બે-ચાર માસ સુધી સલામો મળતી તે વધારામાં!

તારની વિગત કદી ય ન પૂછવાનો અબ્દુનો શિરસ્તો હતો. પણ તાર આપવા જતાં પહેલાં જ અબ્દુ તારમાસ્તર પાસે શુભ અશુભ તારની જુદી તારવણી કરાવી લેતો. શુભ અને અશુભની વ્યાખ્યા સરળ હતી. તેને જેમાંથી કંઈ મળી શકે તે બધા શુભ તાર અને તે સિવાયના બધા અશુભ તાર

ગણાતા. તાર આપી, સહી કરાવી જો અબ્દુ ઉભો રહે તો સમજવું કે કાંઈ શુભ સમાચાર છે અને જો અબ્દુ સીધો જ ચાલ્યો જાય તો નક્કી માનવું કે કાંઈ અનર્થ સૂચવતો તાર છે.

તાર–ખાતાનાં ગણવેશ નીચે થીગડાંવાળો પોશાક પહેરેલ અબ્દુ દાઢી ખંજવાળતો ઊભો રહે તેમાં લોકો ય ઘણાખરા શુકન માનતા થઈ ગયા હતા. અબ્દુ ઊભો રહે એટલું જ બસ હતું. તેને બોલવાની જરૂર ન પડતી. તાર વાંચનાર તરત જ બોલે, 'અરે, આ અબ્દુને ચાર આના આપજો, તો!'

ચકોર અબ્દુ આપનારનું ગજું ભલભલા માનસશાસ્ત્રી ન કલ્પી શકે તેટલી ચોકસાઈથી માપી લેતો અને જરૂર જણાય તો જ રકઝક કરતો. મોટે ભાગે તો તે જે મળે તે લઈ, સલામ કરી, ચાલતો જ થતો.

મુંબઈ યુનિવર્સીટીની મેટ્રિકની પરીક્ષાનાં પરિણામનો દિવસ ઇલાકાની સમસ્ત જનતા માટે અતિ મહત્ત્વનો છે. મેટ્રિક સુધી તો નિશાળના મેંઢા ચારનારા શિક્ષકો જ પરીક્ષા લઈ પરિણામ આપી દે એમાં બહુ રસ લેવા જેવું શું હોય? પણ મેટ્રિકમાં તો મુંબઈના પરીક્ષકો પરીક્ષા લ્યે, એટલે લોકોમાં સ્વાભાવિક જ કુતુહલ ઉત્પન્ન થાય છે. પ્રત્યક્ષ કરતાં પરોક્ષનું માહાત્મ્ય વધારે હોય જ! મુંબઈના પરીક્ષકો તો ઇન્ટર, બી. એ., એમ. એ., વગેરે ઘણી પરીક્ષાઓ લે છે, પણ સામાન્ય લોકગણને એ બધાં ભણતરમાં બહુ ખબર નથી પડતી. એમ. બી., બી. એસ. થનારને લોકો દાક્તર તરીકે જ ઓળખે છે. દાક્તર કેમ થવાય તેની તેમને પડી નથી હોતી. એમ જ એલ. એલ. બી. થનારનું. અને બી. એ. થનારને તો 'તમે બી. એ. થઈ ગયા, એમ? હવે

મેટ્રિક થવાને કેટલીવાર ?' એવા પ્રશ્ન પૂછનારાય કોઇ કોઈ મળી આવે છે.

ઇ. સ. ૧૯૨૭ ની સાલ, મે માસની ૩૧ મી તારિખ. સવારના દસ વાગ્યાથી તાર ઑફીસ પર 'કાં, કોઈનો તાર આવ્યો ?' પૂછનારાનો દરોડો પડ્યો હતો.

તળ મુંબઈમાં જ બપોરના એકે બહાર પડનારૂં પરિણામ અહીં દસ વાગ્યામાં ક્યાંથી પહોંચી જાય, એટલો તર્ક ચલાવવાનું કોઈને સૂઝતું ન હતું.

એક કલાક–બે કલાક ગયા અને કોઇનો તાર ન આવ્યો એટલે ધીમે ધીમે ગણગણાટ શરૂ થયો.

'આજે કોઈનો તાર નથી આવવાનો.' એકે કહ્યું. અબ્દુ ચમક્યો. 'કોઈનો તાર ન આવે તો મારું શું થાય ?' એ વિચારે તેને કમ્પારી છૂટી. મેટ્રિકનાં પરિણામની બોણીનાં જોર પર તો તેણે છોકરાંનાં નવાં કપડાં સીવડાવ્યાં હતાં.

પણ ત્યાં તો કોઈ ટીખળીએ કહ્યું, 'તારનાં દોરડાં તૂટી ગયાં છે.' અને અબ્દુનો જીવ કંઈક હેઠો બેઠો.

'શું તાર આવે ? અહીંના માસ્તરો ભણાવે છે જ ક્યાં ?'

'એમને બાપડાને તો ટ્યુશન માટે દોડાદોડી કરવી છે.'

શિક્ષકો પરના વાગ્પ્રહાર અબ્દુને ય મુંઝવતા હતા.

'સાતમી સુધી લાગેવગે ચડાવી દે. પછી સાતમીમાં બધા નાપાસ પડે ! ત્યાં કાંઈ લાગવગ ચાલે છે !' એક વેપારી જેવા લાગતા શખ્સે કહ્યું.

'અરે ભાઈ ! ત્યાંનો ય ગોટાળો છે. હજારો પેપર ! એ બધા શું ધ્યાન દઇને જોવાય છે !'

'રામ-રામ કરો! એ તો એક ગોખલામાંથી પેપરનો કરે થા. જેટલા બહાર પડયા એટલા પાસ અને અંદર રહ્યા એટલા નાપાસ.' મેટ્રિકમાં સાત અખતરેય નિષ્ફળ જવાથી અભ્યાસ મૂકી વેપારમાં પડેલ એક ભાઈએ કહ્યું.

'અરે, કાંઈ તદ્દન એવું તે હોય?'

'હા-હા. એવું જ! નહીં તો ગયે વર્ષે નવનીત નાપાસ થાય અને પ્રવીણ પાસ થાય એ કોઇ દી બને ખરૂં?'

'હા, એ તો ખરૂં.'

વાતોમાં ને વાતોમાં વખત વહ્યો ગયો. ત્રણ વાગ્યા અને એક જણનો અરજંટ તાર ઊતર્યો. 'કોણ?' 'કોણ પાસ?' નું બૂમરાણ મચી રહ્યું.

ગામના એક છેડાથી બીજા છેડા સુધી એ ભાગ્યશાળીનું નામ ફરી વળ્યું. પછી તો એક પછી એક તાર આવવા લાગ્યા અને સારાય ગામમાં એ એક જ વાત ચર્ચાઈ રહી.

અબ્દુને બખો મળી ગયો. આઠ આનાથી ઓછી બોણી તેણે કોઈનીય પાસેથી ન લીધી. છોકરાંનાં કપડાનું તેમ જ સીલાઈનું બીલ ચૂકવતાંય તેની પાસે આઠ આના વધ્યા.

સાંજે અડધો શેર જલેબી લઈ ઘર તરફ જતાં તેને એક જ વિચાર આવ્યા કર્યો. 'રોજ મેટ્રિકની પરીક્ષા લેવાતી હોય તો?'

દસ વર્ષ પછી અબ્દુની કાંઈક દાદ સાંભળી હોય તેમ યુનિવર્સિટીએ મેટ્રિકની બે પરીક્ષાઓ કરી પણ રૂડા આંકફરક-વાદીઓને પ્રતાપે અબ્દુને-પેન્શનને આરે ઊભેલ અબ્દુને એવી પરીક્ષાઓની કંઈ નથી પડી.

મેટ્રિકની પરીક્ષાનાં પરિણામને એક અઠવાડિયું માંડ

વીત્યું હશે, ત્યાં ઈન્ટરનું પરિણામ આવ્યું.

'ભાઈ! ઈન્ટરમાં કેમ ઓછા છોકરા ભણતા હશે?' અબ્દુએ તાર માસ્તરને પૂછ્યું.

'એ જરા અઘરૂં છે.' ઈન્ટરમાં નાપાસ થવાથી તાર ઑફીસની નોકરીમાં ઘુસી ગયેલ માસ્તરે કહ્યું.

તે પછી બી. એ. નાં પરિણામને દિવસે તો અબ્દુને ખબરે ય ન પડી કે આજે કોઈ પરિણામનો દિવસ છે. તે દિવસે માસ્તરે અબ્દુને શુભ–અશુભ તારની તારવણી કરી આપી, અને અબ્દુ રવાના થયો. રસ્તે જતાં નવા આવેલ નોંધણી કારકૂનનો તાર શુભ થોકડીમાં જોઈ અબ્દુ બહુ ખુશ થયો.

નવા આવેલ હોવા છતાં તે નોંધણી કારકૂન સાહેબને અબ્દુલ બરાબર ઓળખતો હતો. તેમનાં જેવાં કપડાં તો તેમના ઉપરી અધિકારી પણ ન પહેરતા–અને વળી કેવા મીઠા માણુસ હતા એ નોંધણી કારકૂન સાહેબ! અબ્દુ તેને સલામ ભરતો ત્યારે કેવું મીઠું મીઠું તે હસતા! અને આજે તેમનો તાર શુભ થોકડીમાં! અબ્દુના મોઢામાં પાણી આવી ગયું. આવા ઉમરાવ દિલના માણુસને ત્યાં શુભ સમાચાર લઇ જતાં વેંત જ તેને રૂપિયો મળી જવાનો, એ ખ્યાલથી અબ્દુના પગમાં જોર આવ્યું.

ઉતાવળે પગલે ચાલતો અબ્દુ કારકૂન સાહેબને ઘેર આવ્યો. પણ એ સાહેબને જોતાં તે જરા છોભીલો પડી ગયો. બગલાની પાંખ જેવાં કપડાં પહેરી ફરનાર નોંધણી કારકૂનને તેણે ગોઠણુથીય ઉંચું સાવલિયું પહેરીને બેઠેલા જોયા. ઉઘાડે શરીરે અને નાવાનું પંચિયું પહેરી બેઠેલ નાગર નોંધણી કારકૂને અબ્દુના મનમાં શંકા ઉપજાવી.

અબ્દુએ હાથમાંના તાર જોયા. અશુભ સમાચાર સાંભળવાની તૈયારી કરીને બેઠેલ જેવા લાગતા કારકૂન સાહેબનો તાર શુભ ચોકડીમાં હતો. અબ્દુ ખરેખર ગુંચવાયો. અશુભ તાર હોય તો તાર આપી તરત જ ચાલ્યા જવાનો તેનો શિરસ્તો હતો. શુભ તાર હોય તો બોણી લીધા વિના ન જવું એય તેનો નિયમ હતો. તાર માસ્તર ભૂલ કરે તે બનવાજોગ ન હતું. પણ તે પોતે જે દૃશ્ય જોતો હતો તે તાર માસ્તરની ભૂલ સ્પષ્ટ રીતે સૂચવતું હતું.

નોંધણી કારકૂને અબ્દુની બોણી લેવાની વાત સાંભળી હતી. અત્યારની તેની મુંઝવણનો પણ કંઈક ખ્યાલ તેમને આવી ગયો હતો. તેમની ટીખળ કરવાની વૃત્તિ પ્રબળ બની.

અબ્દુ તાર આપી થોથરાતો થોથરાતો કારકૂન સાહેબના મુખ પરના ભાવ વાંચવા ઘડીભર ઉભો રહ્યો. કારકૂન સાહેબે ઇરાદાપૂર્વક મોઢાના ભાવ જરી પણ બદલાવા ન દીધા. અબ્દુ વિશેષ ગુંચવાયો. શુભ ચોકડીનો તાર મુખ પર આનંદ પ્રસરાવે. અશુભ તાર શોક. પણ અહીં તો કશું ભાવ પરિવર્તન જ ન હતું. અબ્દુ તો ગુપચૂપ ઉભો જ હતો. બોણીની લાલચ જબરી હતી. તાર માસ્તરે ભૂલ કરી હોય તેમ તેનું મન કબૂલતું ન હતું.

પણ ત્યાં તો અબ્દુનાં મનોમંથનનો અંત લાવતા હોય તેમ કારકૂન સાહેબે કહ્યું, 'પાણી ઉનું મૂકજો!' અને અબ્દુ પાછું વાળી જોયા વિના નાઠો. ઘર બહાર આવી તેણે છૂટકારાનો દમ ખેંચ્યો, અને પોતે બોણી માગવામાં ઉતાવળો ન થયો તે માટે તેણે ખુદાનો પાડ માન્યો.

પણ અબ્દુ જે વખતે ખુદાને હાથ જોડી રહ્યો હતો તે જ વખતે કારકૂન સાહેબ પોતાનાં કથનની પૂર્તિરૂપે બોલી રહ્યા હતા, 'અને એમાં ખાંડ ચા નાખજો. આપણો હસમુખ પાસ થયો.'